# ભુવન મોહિની.

વ્રજલાલ જાદવજી ઠક્કર

દરેક કુટુંબમાં રાખવા લાયક લોકપ્રિય નવલકથાઓ

# સૂચિપત્ર.

'અંજલિઓ' માં આવતા ચિત્રોનો નમૂનો.



વધુ વિગત માટે અંજલિઓની જાહેરખબર વાંચો.

સર્વ પ્રકારનાં પુસ્તકો મળવાનું ઠેકાણું.

'લોહાણા-બંધુ' કાર્યાલય. અમદાવાદ.

છપાય છે ! સચિત્ર. છપાય છે !

# ભુવનમોહિની.

## ( સચિત્ર ઐતિહાસિક નવલકથા. )

પ્રયોજક,, **વ્રજલાલ જાદવજી ઠક્કર.**

ત્રિભુવનમોહિની નૂરજહાનના રસિક ઐતિહાસિક વિષયોને અનુસરી આ નવલકથા લખવામાં આવી છે. આ નવલકથાના માધુર્યને, રસિકતાને તથા મનમોહકતાને કેવળ નિર્જીવ શબ્દોથી વર્ણવી શકાય તેમ નથી. પ્રણયના તરંગો ઉછળતા જોવા હોય, વિલાસની લાલસાનું દર્શન કરવું હોય, જનાનખાનાના છુપા ભેદ જાણવા હોય તો આ નવલકથાના આજેજ ગ્રાહક થાઓ. પાકું સોનેરી પૂઠું. સુંદર ચિત્રોથી વિભુષિત. આજેજ **'લુહાણા-બંધુ' ઑફિસ-અમદાવાદ**ને શિરનામે નામ નોંધાવો.

---

**સ્ત્રીઓના ખાનગી વાંચન માટે ઉપયોગી ગ્રંથ.**

# પતિવ્રતા-સતીઓ.

સ્ત્રીઓની ઉન્નતિથી જ દેશની ઉન્નતિ ને સ્ત્રીઓની પડતીથી જ દેશની પડતી થાય છે. એ આખી દુનિયાને માન્ય સિદ્ધાંતને અનુસરી સ્ત્રીઓની ઉન્નતિ માટે જુદી જુદી જાતનાં શિક્ષાસાધનો હાલમાં પ્રગટ કરવામાં આવે છે. સચિત્ર આવૃત્તિ ત્રીજી, કિં. રૂ. ૨ વી. પી તથા પોસ્ટેજ જૂદું.

**' લુહાણા-બંધુ ' કાર્યાલય-અમદાવાદ.**


આ સૂચિપત્રનું કવર ' ધર્મ વિજય ' પ્રેસ અમદાવાદમાં છાપ્યું.

સચિત્ર ! સચિત્ર !!

રણશૂરા રજપૂતોનાં પ્રબળ પરાક્રમોથી અને સતી સાધ્વી
રજપૂતાણીઓના આદર્શ આત્મોત્સર્ગથી પરિપૂર્ણ
સચિત્ર વાર્ત્તાસંગ્રહ.

# રજપૂતોની રંગભૂમિ.

પ્રયોજક, વ્રજલાલ જાદવજી ઠક્કર.

જે પ્રબળ પરાક્રમી રજપૂત જાતિએ સ્વદેશ સ્વાધીનતા માટે, સ્વધર્મનું રક્ષણ કરવા માટે પોતાના પ્રાણની માયાનો ત્યાગ કરી સમરાંગણમાં પોતાનાં વીર જીવન સમર્પણ કર્યા હતાં, જે સતી સાધ્વી આર્ય સન્નારીઓ અનેક સંકટો આવી પડવા છતાં મનસા, વાચા અને કર્મણાથી પુણ્યમાર્ગપર રહી ભારતના ઇતિહાસમાં પોતાની પ્રતિભા, આદર્શ, આત્મત્યાગ, ધર્મપ્રીતિ આદિ અનેકવિધ સદ્‌ગુણોનો સુવર્ણાક્ષરે પરિચય કરાવી ગઇ છે, જેમની જીવનકથા હજી પણ આર્ય સન્નારીઓના અંતરમાં ધર્મપ્રીતિના અને સ્વદેશહિતના સંકલ્પોને જાગ્રત કરે છે. એ અક્ષય કીર્તિશાલિની વીરશિરોમણિ રજપૂત જાતિના ઇતિહાસને અનુસરી આ વાર્ત્તાસંગ્રહ લખવામાં આવ્યો છે. પ્રત્યેક વાર્ત્તામાં પ્રણય, વિરહ, મિલન, સ્વદેશભક્તિ, આત્મોત્સર્ગ વગેરેનો સમાવેશ થયેલો છે. નવલકથાઓ અને વાર્તાના શોખીનોને આ વાર્ત્તાસંગ્રહ વાંચવાની અમે ભલામણ કરીએ છીએ. સ્વાધીનતાના આ નવયુગમાં આવા સ્વદેશહિતવિષયક પુસ્તકને ગુર્જર વાંચકો વધાવી લેશે એવો સંપૂર્ણ વિશ્વાસ છે. મ્હોટી સાઇઝનાં પૃષ્ઠ લગભગ ૨૨૫, પાકું સોનેરી પૂઠું. કેટલાંક પ્રાસંગિક ચિત્રોથી આ નવલકથાને સુંદર બનાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. મૂલ્ય માત્ર રૂ. ૨-૮-૦.

'લુહાણા-બંધુ' કાર્યાલય.

અમદાવાદ.

અમદાવાદ શ્રી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું

છપાય છે! સચિત્ર છપાય છે!

આર્યસંસારનો આધુનિક ચિતાર! જ્ઞાનનો ભંડાર!!

[સચિત્ર. **સંસારદર્શન.** સચિત્ર.]

પ્રયોજક, **વ્રજલાલ જાદવજી ઠક્કર.**

(સામાજિક વાર્ત્તાસંગ્રહ.)

આ વાર્ત્તાસંગ્રહમાં આધુનિક આર્યસંસારની વર્ત્તમાનકાળની પરિસ્થિતિનાં એવાં આકર્ષક ચિત્રચરિત્ર આલેખવામાં આવ્યાં છે કે, જે વાંચવાથી ભારતવર્ષના આધુનિક આર્યસંસારોની સંપૂર્ણ માહિતી સાથે આનન્દ, જ્ઞાન અને પ્રસન્નતા પ્રાપ્ત થયા સિવાય રહેશે નહિ. સુધારાનો સાર, કુધારાનો કોપ, સ્ત્રીસ્વાધીનતાનું પરિણામ, ધર્મશૂન્ય શિક્ષણને લીધે સંસારમાં ચાલતો સ્વચ્છંદાચાર, સ્ત્રીજાતિનાં ગૃહકર્ત્તવ્ય, વગેરે અનેક ઉપયોગી વિષયોનો આ વાર્ત્તાસંગ્રહમાં સમાવેશ કરવાયાં આવ્યો છે. સ્વદેશની પરિસ્થિતિથી પરિચિત થવું હોય, કુટુંબકલેશ કિંવા ગૃહકલેશમાંથી મુક્ત થવું હોય, પતિ-પત્નીએ પરસ્પરના પ્રેમમાં લીન બની સ્નેહમય જીવન ગુજારવું હોય તો આ વાર્ત્તાસંગ્રહ અવશ્ય વાંચો. લાયબ્રેરીને શોભાવે એવું પાકું સોનેરી પૂઠું; પૃષ્ઠ સંખ્યા ૨૫૦ છતાં મૂલ્ય માત્ર રૂા. ૨-૮-૦.

'લુહાણા-બંધુ' કાર્યાલય-અમદાવાદ.

તૈયાર છે! આજે જ મંગાવો.

સ્વરાજ્યપ્રાપ્તિનો મહામંત્ર! સ્વદેશભક્તિનો અપૂર્વ ચિતાર!

# મહારાજ પ્રતાપાદિત્ય.

## ( ઐતિહાસિક નવલકથા. )

પ્રયોજક, વ્રજલાલ જાદવજી ઠક્કર.

ભારતસમ્રાટ અકબરશાહના રાજત્વકાળમાં બંગાળા દેશમાં 'પ્રતાપાદિત્ય' નામના એક મહાન્ સ્વદેશભક્ત નરરત્નનો આવિર્ભાવ થયો હતો. સ્વદેશને મોગલોની પરાધીનતામાં સપડાયલો જોઈ, સ્વદેશવાસીઓ ઉપર ગુજરતા જુલ્મનું દર્શન કરી એ અદ્વિતીય વીરવરના અંતઃકરણમાં સ્વદેશોદ્ધારની ભાવના કેવી રીતે અંકુરિત થઇ હતી તથા ધીમે ધીમે તેણે પોતાની બુદ્ધિમત્તા, કર્ત્તવ્યતત્પરતા, તેજસ્વીતા, દૂરદર્શિતા વગેરે સદ્દગુણોથી સમસ્ત બંગાળા દેશને કેવી રીતે સ્વાધીન કર્યો હતો તેનું સ્વદેશભક્તિપરિપૂર્ણ, બોધક, મનોરંજક, જ્ઞાનોત્તેજક અને ચિત્તરંજક વર્ણન આ ઐતિહાસિક નવલકથામાં આવેલું છે. તે ઉપરાંત યવનોનો અત્યાચાર, ગૃહશત્રુઓના પ્રપંચથી થયેલો સ્વદેશના સર્વસ્વનો નાશ, હિન્દુ રમણીની આદર્શ પતિભક્તિ, વીર બાળિકાની બહાદુરી તથા સ્વદેશસેવાનો સંકલ્પ, અકબર બાદશાહના રાજદરબારનો પરિચય વગેરે ઉત્કૃષ્ટ વિષયોનો આ નવલકથામાં સમાવેશ થયેલો છે. આ નવલકથા વાંચવાથી સ્વરાજ્યપ્રાપ્તિનો મહામંત્ર સમજી શકાશે, સ્વદેશભક્તિનું અને સ્વધર્મનું માહાત્મ્ય સમજી શકાશે. ધર્મ ધાર્મિકનું કેવી રીતે રક્ષણ કરે છે એ સૂત્રનો આ નવલકથામાં સાક્ષાત્કાર કરાવ્યો છે.

પૃષ્ઠ સંખ્યા ૩૦૦, સુંદર સફેદ ચીકણા ગ્લેજ કાગળ, પાકું સોનેરી નામનું મનોહર પૂંઠું; છતાં મૂલ્ય માત્ર રૂ. ૨-૦-૦ બે.

'લુહાણા-બંધુ' કાર્યાલય.

અમદાવાદ.

અત્યંત ચિત્તહર મનોરંજક ઐતિહાસિક નવલકથા.

# મરૂભૂમિની મોહિની.

( બીજી આવૃત્તિ. )

પ્રયોજક:—વ્રજલાલ જાદવજી ઠક્કર.

જે બહાદુર રજપૂત જાતિએ પોતાની અતુલનીય સ્વદેશભક્તિથી પોતાની જાતિને ગૌરવાન્વિત કરી છે તેજ રજપૂત જાતિના ઇતિહાસને લગતી આ નવલકથા છે. જ્યારે જાલિમસિંહ કોટાનો રાજપ્રતિનિધિ હતો ત્યારે તેણે પોતાનો અધિકાર વંશાનુક્રમિક ચાલૂ રાખવા કેવા ભગીરથ પ્રયત્ન કર્યા હતા, સ્વરાજ્યપ્રાપ્તિ માટે કોટાના રાજકુમારોએ કેટલું બધું કષ્ટ ઉઠાવ્યું હતું, ઝાલોરરાજનન્દિની અલકાસુંદરી અથવા મરૂભૂમિની મોહિનીને મેળવવા માટે જાલિમસિંહના પુત્ર ગરધનદાસે તેનાપર કેટલો બધો જુલ્મ ગુજાર્યો હતો વગેરે વિષયોનું રસિક વર્ણન આ ઐતિહાસિક નવલકથામાં છે.

વડોદરાથી પ્રકટ થતું સુપ્રસિદ્ધ માસિક પત્ર **સાહિત્ય** જણાવે છે કે:—**" * * મરૂભૂમિનો—કોટાનો ઇતિહાસ જાણવા માટે આ પુસ્તક સારૂં છે. * * આ નવલકથા માટેનો અમારો અભિપ્રાય ઘણો સારો છે ને દરેક જણને તે વાંચવાની અમે બેધડક ભલામણ કરીએ છીએ."**

પૃષ્ઠ સંખ્યા લગભગ ૨૫૦, પાકું સોનેરી ત્રણ નામનું લાયબ્રેરીને શોભાવે એવું પૂઠું; છતાં મૂલ્ય માત્ર રૂ. ૨—૦—૦

**'લુહાણા—બંધુ કાર્યાલય'—અમદાવાદ.**

સર હેન્રી લૉરેન્સકૃત Adventures in the Panjab નામક
પ્રખ્યાત ગ્રંથના આધારે લખાયલી સત્યઘટનાત્મક
સચિત્ર ઐતિહાસિક નવલકથા.

# પંજાબ રહસ્ય.

जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसि એ મહાન્ સ્વદેશસૂત્રનો સાક્ષાત્કાર કરવો હોય તો આ ઐતિહાસિક નવલકથા અવશ્ય વાંચો. એક રાજપૂત રાજકુમારનું પોતાની શૈશવાવસ્થામાં અર્થાત્ માત્ર એક જ વર્ષની ઉમ્મરે ભાગ્યયોગથી માતાપિતાથી વિખુટા પડવું, એક સદાશય અંગ્રેજ લશ્કરી અમલદારના આશ્રય નીચે ઉછરી તેનું મ્હોટા થવું, સ્વદેશસેવાના મહામંત્રની સાધનામાં તેણે પોતાનું જીવન સમર્પણ કરવું, દગાબાજ દેશબંધુઓદ્વારા તેનો છળ થવો એ વિષયો ઉપરાંત મહારાણા રણજીતસિંહના રાજદરબારમાં ચાલતાં કપટતંત્રોનો ઇતિહાસ આ નવલકથામાં રસિકતાથી વર્ણવેલો છે. આ નવલકથામાં નિમ્ન લિખિત પ્રકરણોનો સમાવેશ થયેલો છે.

૧. અનાથ બાળક, ૨ હિન્દનો પુત્ર બ્રિટિશભૂમિમાં ! ૩. જન્મભૂમિ કે કર્મભૂમિ ? ૪. વિયોગ, ૫. રાયનો રંક, ૬. પ્રણયાહુતિ, ૭. માતૃભૂમિનું દર્શન, ૮. લાહોર, ૯. રાજદર્શન, ૧૦. સલાહ, ૧૧. રણજીતસિંહ અને તેનો દરબાર, ૧૨. જહરસિંહ અને ચૈતન્યદાસ, ૧૩. દુલીનની નિમણુંક, ૧૪. ગુપ્ત સંદેશ, ૧૫. પ્રયાણ, ૧૬. નંદસિંહનું કપટતંત્ર, ૧૭. શોધ, ૧૮. કાંગ્રા, ૧૯. વિજય, અધિકાર વગેરે.

સુંદર ફોટોગ્રાફિક ચિત્રોથી આ નવલકથાને સર્વાંગસુંદર બનાવવામાં આવી છે. પાકું સોનેરી લાયબ્રેરીને શોભાવે એવું પૂઠું છતા મૂલ્ય માત્ર રૂા. ૧-૮-૦

'લુહાણા-બંધુ' કાર્યાલય-અમદાવાદ.

તૈયાર છે !　　　　　　　　આજે જ મંગાવો !

નવલકથાઓનો કોહિનૂર ! સ્વર્ગીય પ્રેમનું અપૂર્વ ચિત્ર !

લાયબ્રેરીનો શણગાર ! રસનો ચમત્કાર ! જ્ઞાનનો ભંડાર !

સ્નેહસૃષ્ટિનો સઘળો સાર !

# સ્નેહ-સદન

અથવા

## પ્રણય રહસ્ય !

આધુનિક ભારતવર્ષની સ્થિતિનું હૃદયભેદક ચિત્ર જોવું હોય, કપટીઓની કપટલીલાનું દર્શન કરવું હોય, પ્રેમમયી પ્રેમદાના પ્યારની કસોટી જોવી હોય, કર્મક્ષેત્રમાં મસ્ત રહેતું નિષ્કામ જીવન જોવું હોય, બૅન્કોના ઘોટાળાનો પરિચય પામવો હોય, વૈધવ્ય જીવનનો સર્વોચ્ચ આદર્શ સમજવો હોય, આત્મૈક્ય યા તો **अहं ब्रह्म** તેમજ **तत्वमसि** નાં સૂત્રોનું રહસ્ય શિખવું હોય તથા તે ઉપરાંત સુધારાનો સડો—સ્વતંત્રતાનું સત્યાનાશ—ઇશ્વરના સાકાર નિરાકાર સ્વરૂપનું રહસ્ય વગેરે અનેક વિષયોનું સત્ય જ્ઞાન પ્રાપ્ત કરવું હોય તો **સ્નેહસદન** નવલકથા અવશ્ય વાંચો.

આ નવલકથા તમારી પત્ની, ભગિની તેમજ અન્ય કુટુંબી જનોને વંચાવશો તો સંસાર સોનાનો થશે—અશાન્તિપૂર્ણ સંસારમાં શાન્તિના તરંગો ઉછળશે.

સુંદર સફેદ ચિકણા ગ્લેઝ કાગળ, મુંબાઇના સુપ્રસિદ્ધ પ્રેસની મનહર છપાઇ; આંખને ઉડીને વળગે એવું ઇંગ્લીશ સ્ટાઇલનું સોનેરી બાઇન્ડીંગ, પૃષ્ઠ સંખ્યા, ૨૪૦. કિંમત રૂ. ૧-૪-૦. સાદું પૂઠું રૂા. ૧

**‘ લુહાણા-બંધુ ’ કાર્યાલય-અમદાવાદ.**

અત્યંત બોધપ્રદ, જ્ઞાનપ્રદ તેમ જ ચિત્તરંજક અત્યુત્કૃષ્ટ
સચિત્ર સામાજિક નવલકથા.

સચિત્ર.] **બંસરીબાલા.** [સચિત્ર.

પ્રયોજક, વ્રજલાલ જાદવજી ઠક્કર.
( બીજી આવૃત્તિ ).

આ સામાજિક નવલકથામાં આધુનિક હિન્દુ કુટુંબનું યથાર્થ ચિત્ર આલેખવામાં આવ્યું છે. સંયમના અભાવથી પાશ્ચાત્યજ્ઞાનમંડિત યુવકો ચારિત્ર્યભ્રષ્ટ થઇ પાપના માર્ગમાં કેવી સ્વચ્છંદતાથી સંચાર કરે છે તથા પોતાના સુખમય–શાન્તિમય સંસારમાં અશાન્તિનો કેવો પ્રચંડ જ્વાળામુખી સળગાવે છે, એક સ્ત્રીનું માતા તરીકેનું કર્ત્તવ્ય કેવું હોય છે તથા એ કર્ત્તવ્યનું પાલન કેવી રીતે કરી શકાય છે, અભિમાનિની પત્ની અભિમાનમાં મરડાઇ પોતાના પરમાત્મા સમાન પતિના જીવનને કેવું દુઃખમય અને ચિંતામય બનાવી દે છે, એક સમાજહિતાભિલાષી ગ્રંથકારનું કર્ત્તવ્ય કેવું હોય છે,- દુષ્ટ દુરાચારી તથા કપટી માણસો પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવાને માટે સદાચારી માણસોપર નિષ્ઠુરતાથી કેટલો બધો જુલ્મ ગુજારે છે અને છેવટે પોતાના પાપનું પ્રાયશ્ચિત્ત કરવાનો સમય ઉપસ્થિત થતાં તેમનાં હૃદય કેવાં કંપી ઉઠે છે, ગુપ્ત પોલિસનું કામ કરનાર ગુન્હેગારોને કેવી ચાલાકીથી શોધી કાઢે છે, ધર્મજ્ઞાનવિમુખા બાળવિધવા સ્વકર્ત્તવ્યને ભૂલી પાપાચરણ આચરી જાણી જોઇને પોતાનો વિનાશ કેવી રીતે કરે છે વગેરે મનોમુગ્ધકર, બોધક અને રસિક વિષયોનું શાબ્દિક ચિત્ર આ સચિત્ર સામાજિક નવલકથામાં આલેખવામાં આવ્યું છે. પૃષ્ઠ સંખ્યા લગભગ ૨૫૦ પાકું સોનેરી પુઠું છતાં મૂલ્ય માત્ર રૂ. ૨–૮–૦ આજે જ મંગાવો.

'લુહાણા–બંધુ' કાર્યાલય–અમદાવાદ.

છપાય છે ! છપાય છે !

ગુજરાતી વાંચક વર્ગમાં મુકત કંઠે પ્રશંસા પામેલો

પ્રણુયકથાસંગ્રહ.

સચિત્ર.] **વાર્તાવિહાર.** [સચિત્ર.

પ્રયોજક, વ્રજલાલ જાદવજી ઠક્કર.

( સંશોધિત વર્દ્ધિત દ્વિતીયાવૃત્તિ. )

આ પુસ્તકમાં ઐતિહાસિક પ્રેમકથાઓનો સમાવેશ થયેલો છે. આ પુસ્તકની પ્રશંસા અમે કરવા ઈચ્છતા નથી. નીચેના અભિપ્રાયો જ પુસ્તકની ઉપયોગિતા દર્શાવવા બસ થઇ પડે તેમ છે.

દૈનિક ઇન્દુપ્રકાશ લખે છે કે, 'Varta Vihar is a collection of nine stories giving us an insight into the private life of our Moslem kings.

સુપ્રસિદ્ધ **સ્ત્રીબોધ**, માસિક લખે છે કે, ' આ પુસ્તકમાંની વાર્તાઓ એવી તો સુંદર ભાષામાં ગોઠવી છે કે, વાંચનારને ઘડીભર આનંદ થાય. એમાં આપણા દેશની વીર રમણીઓનાં યશોગાન ગાઈ લેખકે સ્વદેશ પ્રત્યે પૂજ્યભાવ દર્શાવ્યો છે. આવી સુંદર વાર્તાઓ લખવા માટે અમે રા. વ્રજલાલને મુબારકબાદી આપીએ છીએ.

**કેળવણી** માસિકના પ્રાચીન તંત્રી સાક્ષરશ્રી છોટાલાલ ન. ભટ્ટ લખે છે કે, 'દરેક વાર્તા વાંચવાનો આરંભ કર્યા પછી પૂરી કર્યા વિના દૂર કરવાની વૃત્તિ થાય નહિ એવી તે આકર્ષક છે.'

આ સિવાય બીજા અસંખ્ય અભિપ્રાયો મળેલા હોવા છતાં સ્થળ સંકોચને લીધે તે પ્રસિદ્ધ કર્યા નથી. વળી આ વાર્તાસંગ્રહનું એક સુપ્રસિદ્ધ હિન્દી લેખક હિન્દી ભાષાંતર કરે છે એ ઉપરથી જ તેની લોકપ્રિયતા સહેલાઈથી સમજી શકાય તેમ છે. પૃષ્ઠ સંખ્યા લગભગ ૨૭૫ **સચિત્ર** પાકું સોનેરી પૂઠું મૂલ્ય રૂ. ૨–૮–૦

'લુહાણા-બંધુ' કાર્યાલય—અમદાવાદ.

# સાહિત્યનો સૂર્યોદય.

## ગુજરાતી સાહિત્યમાં લોકપ્રિય થઇ પડેલી અન્યાન્ય મનોરંજક નવલકથાઓ.

**દગાબાજ દુનિયા**—આ નવલકથાની વસ્તુસંકલના એવી અદ્ભુત પરંતુ સંભવિત છે કે પ્રત્યેક પૃષ્ઠે વાંચકની જીજ્ઞાસા વૃદ્ધિંગત થાય તેમ છે. ચાર સુંદર ચિત્રો. પાકું પૂઠું કિં. રૂ. ૨। સવા બે.

**કંગાલ કેદી** અથવા **સ્નેહ બંધન**—ભાગ ૧-૨ આ નવલકથા અનેકવિધ આકર્ષણીય ઘટનાઓથી પરિપૂર્ણ છે. દરેક ભાગમાં ચાર સુંદર ચિત્રો છે. બન્ને ભાગનું પાકું પૂઠું કીં. રૂ. ૫ પાંચ

**પિશાચિની કે પ્રેમદા ?**—ભૂતપ્રેતના ભયંકર ઉપદ્રવને લીધે ઉપજતું ભ્રમમૂલક દુઃખ, સંયમનું માહાત્મ્ય અને સુખ નિહાળવું હોય તો આ નવલકથા અવશ્ય વાંચો. પાકું પૂઠું કીં. રૂ. ૧॥ દોઢ.

**ભાગ્યદેવીની ભયંકરતા**—પ્રત્યેક હિંદુ સ્ત્રીને આ વાર્તા વાંચવાની ભલામણ છે. ચાર સુંદર ચિત્રો પાકું પૂઠું કિંમત રૂા. ૧॥.

**સ્વર્ગમાં શયતાન !**—આ નવલકથા અનેક રસિક ચમત્કારિક અને આકર્ષક ઘટનાઓથી ભરપૂર છે. પાકું પૂઠું કીંમત રૂ. ૧। સવા

**મૃગલોચની** અથવા **માયા-પ્રાબલ્ય**—ભાગ ૧-૨-૩-૪. આ અદ્ભુત નવલકથા વાંચકોને એક વખત વાંચવાની અમે ખાસ ભલામણ કરીએ છીએ. વાંચવા લીધા પછી પડતી મૂકવાનું મન જ થશે નહિ. કીં. ૧-૮-૦ કુલ રૂ. ૬ છ. દરેક ભાગનું પાકું રૂપેરી પૂઠું છે.

**રણઘેલા રજપૂતો**–સતીઓનું શરાતન ભાગ ૧-૨ (સચિત્ર) રજપૂતોની વીરતા અને કર્તવ્યપરાયણતાનો ચિતાર આ નવલકથામાં છે. દરેક દેશભકતે આ નવલકથા અવશ્ય વાંચવી જોઇએ. બન્ને ભાગ જૂદા બાંધેલા છે. કીં. રૂ. ૫ પાંચ.

**મધુ–માલતી**–ભા. ૧-૨ આ સચિત્ર સામાજિક નવલકથામાં સામાજિક વિષયોનું ઘણું રસિક વર્ણન કરેલું છે. પાકું પૂ ઠું કીં. રૂા. ૧ાા બંને ભાગ જૂદા બાંધેલા છે. કિં. રૂ. ૩-૦-૦.

**તરૂણ તપસ્વિની** ભા. ૧-૨. આ સચિત્ર નવલકથાનું વિશેષ વિવેચન કરવું નકામું છે; કારણકે તેની ચાર આવૃત્તિઓ થઇ ગઇ છે. આવી અજ્ઞાનોત્તેજક સચિત્ર નવલકથાના બન્ને જૂદા બાંધેલા હોઇ બન્ને ભાગની એકંદર કિમ્મત રૂ. ૫) પાંચ છે.

**કાળરાત્રિનું ખૂની ખંજર.** (ભાગ ૧-૨ સચિત્ર.) આ નવલકથામાં ધર્મ–કર્મ–નીતિ અને સ્વદેશપ્રીતિનો અસરકારક ઉપદેશ આપેલો છે. પાકું પૂઠું. બન્ને ભાગની કિંમતરૂ. ૫)

**વસંતવિજય યાને ચડતીપડતીના ચમત્કાર**–ભા. ૧-૨ રાજસત્તામાં મદાંધ બનેલાં મનુષ્યોનાં રાક્ષસી કુકર્મો અને સત્યવાદી સ્વદેશભકતોનાં અદ્ભુત પરાક્રમોનો ચિતાર આ નવલકથામાં છે. બન્ને ભાગ જૂદા બાંધેલા છે. એકંદર કિંમત રૂ. ૫-૦-૦ પાંચ.

**જુલ્મી જાલિમ અથવા ધ્રુજતી ધરા**–આ સચિત્રનવલકથા દરેકે વાંચવી જ જોઇએ. અદ્ભુત કારસ્થાનો, ભૈરવના મંદિરમાંના ભયંકર પ્રપંચો વગેરે વાંચતાં આનન્દિત બની જશો. મૂલ્ય માત્ર રૂ. ૨ાા

**ઝેરી જમાનો**–(ભા. ૧-૨-૩-૪-૫)આ નવલકથા એટલી બધી રસિક છે કે તે પૂર્ણ કર્યા સિવાય પડતી મૂકવાનું મન થશે નહિ. બધા ભાગની એકંદર કિંમત રૂ. ૮—૮—૦

**ચુડેલનો ચમત્કાર !**—એર સરદારનું ઇમ્પીરીયલ હૉટેલમાં ખૂન થવું, ખૂનીની શોધ કરવા ડિટેક્ટિવે ઉઠાવેલો અથાગ શ્રમ, ખૂનની તપાસ દરમ્યાન બીજું ખૂન થવું અને ખૂનીનું અદૃશ્ય થઇ જવું, પત્નીએ પિશાચિની કિંવા ચુડેલનું સ્વરૂપ ધારણ કરી પોતાની ઇચ્છા તૃપ્ત કરવા માટે છેવટ સુધી બતાવેલા ચમત્કાર વગેરે ભેદ ભરેલા બનાવોનું વર્ણન છે. સોનેરી પૂઠું મૂલ્ય માત્ર રૂ. ૨-૮-૦ અઢી.

**આજકાલનું હિંદુસ્તાન**—અથવા પ્રાણહારક મૃગજળ ભા. ૧-૨-૩ ચાલૂ સમયની ખાસ વાંચવા લાયક સર્વોત્તમ **સચિત્ર** નવલકથા. દરેક ભાગનાં પૃષ્ટ ૩૨૦, દરેક ભાગમાં ચાર મનહર ફોટોગ્રાફિક સુંદર ચિત્રો, પાકાં પૂઠાં છતાં ત્રણે ભાગની કિંમત રૂ, ૬-૪-૦.

**મુરાદેવી** અથવા **મૌર્યવંશના અભ્યુદયનો આરંભ**-ભાગ ૧-૨-૩. નંદવંશનો નાશ કરીને મહાબુદ્ધિમાન્ અને કૌટિલ્યવિદ્યાવિશારદ ચાણક્યદેવે મૌર્યવંશની સ્થાપના શી રીતે કરી તે સર્વ વિષયોનું ઘણી જ રસિકતાથી આ નવલકથામાં વિવેચન કરવામાં આવ્યું છે. ત્રણે ભાગની કીં. રૂ. ૫-૦-૦ પાંચ.

**રાજા દેવીદાસ**—અથવા **રમણીની રણભૂમિ**—એક અબળા રણમાં મદોન્મત્ત થઈ શત્રુઓનો સંહાર કરવામાં કેવી દક્ષતા દેખાડે છે તથા સતીની શૂરવીરતા અને બહાદુર બહારવટીઆઓની બહાદુરીવાળા પ્રસંગોથી આ વાર્તાનું પાનેપાનું ભરેલું છે. મૂલ્ય રૂ. ૨॥ અઢી.

**રાક્ષસોની રતિક્રીડા** અથવા **પિશાચોની પાપલીલા**—ભયંકર ભેદો, લુચ્ચાઓની લુચ્ચાઇઓ, તિલસ્માતી મકાનોમાં થતાં કારસ્થાનો, વગેરે વાંચીને ખરેખર તબિયત ખુશ થયા વિના રહેતી નથી. પૃષ્ઠ ૪૦૦ પાકું પૂઠું મુલ્ય રૂ. ૨-૦-૦ બે.

**સંસાર કે નરકાગાર ?**—જ્ઞાનશૂન્ય વિધવાઓ ધર્મશિક્ષણના અભાવે સ્વધર્મનો ત્યાગ કરી કેવી રીતે પાપિષ્ઠા થાય છે એનો આબેહુબ ચિતાર આપ્યો છે. પાકું પૂઠું કિં. રૂ. ૧-૪-૦ સવા.

**સંતપ્ત શયતાન**—અથવા કામાંધનાં કાળાં કામ. ભા. ૧-૨-૩ કામથી અંધ થયેલાં મનુષ્યો આ જગતમાં કયું ભીષણ કાર્ય નથી કરી શકતાં ? મુખમાં રામ અને બગલમાં છુરી લઈ ફરનારા, માનવપિશાચ તથા માનવી પિશાચિકાનું આ નવલકથામાં સુંદર ચિત્ર આલેખવામાં આવ્યું છે. દરેક ભાગની કિંમત રૂ. ૧-૧૨-૦ મુજબ કુલ ૫-૪-૦.

**કલંદરની કટાર** અથવા સંસાર ખાંડાની ધાર-ભાગ ૧-૨-૩ શયતાની ચક્કર, ભોંયરામાંનાં ભેદ ભરેલાં કુકર્મો, છુપી કટારીનું પરાક્રમ આદિ સર્વ વિષયો વાંચતાં આ સંસાર ખાંડાની ધાર જ છે એવો સર્વને ભાસ થયા વિના રહેશે નહિ. ત્રણે ભાગની કીં. રૂ.૬-૧૨-૦

**મણી મોહન**-ગુજરાતી ભાષામાં પ્રકટ થયેલાં વાર્તાનાં પુસ્તકોમાં મણીમોહન પહેલા વર્ગમાં મૂકવામાં આવે છે. સંપૂર્ણ આનંદ મેળવવો હોય તો મણીમોહન જરૂર વાંચો. પાકું પુઠું કિંમત રૂ. ૨ાા

**સ્નેહમયી અને વિષમયી**—અદ્ભુત ચમત્કારોથી પરિપૂર્ણ આ નવલકથા દરેકે વાંચવા લાયક છે. પાકું પૂઠું કિં. રૂ. ૨ બે.

**મહાકાળીનું ખડ્ગ**—આ નવલકથા અદ્ભુત બનાવોથી ભરપૂર હોઇ વાંચકની જીજ્ઞાસા વધારે છે પાકુ પૂઠું કિં. રૂ. ૨ બે.

**અલ્લાઉદ્દીનનો ઉદય**—આર્ય સન્નારીઓના શિયળનું રક્ષણ કરવા માટે તે વખતના રજપૂત રાજાઓ પોતાનો કેવો આત્મભોગ આપતા તેનું વર્ણન આ નવલકથામાં કરવામાં આવ્યું છે. પાંચ મનોહર ચિત્રો છે પાકું પુંઠું. કિંમત રૂ. ૨ બે.

**કુતરો કે કાળ ?**—આ નવલકથામાં ડિટેક્ટીવ પોતાના કાર્યમાં જે ચતુરાઇ બહાદુરી અને કુશળતા વાપરે છે તેની ખુબી ઑાર જ છે. પાકું પૂઠું. મૂલ્ય રૂ. ૧॥ દોઢ. આજે જ મંગાવો.

**કમનસીબ લીલા** ( ભાગ ૧-૨ )—આ સચિત્ર નવલ-કથામાં સાંસારિક ઘટનાઓ તાદૃશ્ય દૃષ્ટિ સમક્ષ ઊભી જ હોય એવું વર્ણન આલેખવામાં આવ્યું છે. બન્ને ભાગનું પાકું પૂઠું કિ. રૂ. ૪ ચાર.

**મધુર મિલન**—તમારા જીવનમાં રસિકતાનો ઝરો વહેવડાવવો હોય તો તમારા કુટુંબમાં આ નવલકથા વંચાવો અને તમે વાંચો એટલે તમને પૃથ્વીપર સ્વર્ગ દેખાશે ! પાકું પૂઠું કિં ૧-૧૨-૦. પોણા બે.

**કલંકિત કાઉન્ટેસ યાને ખૂની કોણ ?** આ એક ઘણું જ અસરકારક ડિટેક્ટીવ નૉવેલ છે. પ્રેમને માટે લક્ષ્મીને તુચ્છ ગણવાની દિવ્યવૃત્તિ, હૃદયની કુમાશ અને પ્રેમાળ હૃદયનું માધુર્ય ઘડીભર પ્રેમના રસપૂર્ણ હૉજમાં સ્નાન કરાવશે પાકું પૂઠું કિં. રૂ. ૨॥ અઢી.

**સૌન્દર્ય વિજય**—( ભાગ ૧-૨-૩-૪ ) આ વાર્તા એટલી બની ચિત્તાકર્ષક છે કે જેનું પ્રત્યેક પૃષ્ઠ વાંચવાની વાચકને જિજ્ઞાસા જરૂર ઉપજશે. પાકું પૂઠું કિંમત ચારે ભાગના રૂ. ૧૦॥ સાડાદશ.

**દશલાખનો દલ્લો** અથવા રત્નકંકણ—એક અબળા પણ દ્રવ્યલોભની લાલસાથી પ્રબળા બની કેવાં રોમાંચ ઉપજાવે એવાં કાર-સ્થાનો કરે છે એ જાણવા માટે આ નવલકથા અવશ્ય વાંચો કિં. ૨ રૂ.

**કલંકિત કુમારિકા**—એક કુમારિકા ભલભલા પોલિસ ખાતા-ના અમલદારોને પણ ભૂલથાપ આપી અંતપર્યંત પોતાનું કેવું ચતુરાઇથી રક્ષણ કરે છે તેનો ચિતાર આ વાર્તામાં છે પાકું પૂઠું કિંમત રૂ. ૨ બે.

**બેગમમહાલ** ( ભા. ૧-૨ )—આ ઐતિહાસિક નવલકથાના માધુર્યનું વર્ણન માત્ર શબ્દોથી થાય તેમ નથી. ખાસ આજે જ મંગાવી વાંચો. પાકું પૂઠું; બન્ને ભાગની કિંમત રૂ. ૩॥ સાડા ત્રણ.

**કામાંધ કામિની**—એક ચોર એવું સરસ કામ બજાવી બતાવે કે, તેની બહાદુરી માટે 'વાહ વાહ' નો પોકાર કર્યા સિવાય અને આશ્ચર્ય પામ્યા સિવાય રહેવાતું નથી. પાકું પૂઠું કિં. ૨ રૂ. બે.

**મધુર મધુરી** અથવા **મુંબઈની મોહિની**—રસમય અને ચમત્કારિક બનાવોથી ભરપૂર ચાર **ચિત્રો** સહિત પાકું પૂઠું કિં. રૂ. ૧ાા

**પંદર લાખપર પાણી**—મુંબાઇમાં એક શ્રીમંત ગૃહસ્થે પોતાના દીકરાને આપેલો પંદરલાખ રૂપીઆનો વારસો ફક્ત એક વર્ષના અરસામાં કેવી રીતે ઉડાવી નાંખ્યો તે ખાસ વાંચવા યોગ્ય છે. પાકું પૂઠું કિં. રૂ. ૧ા સવા.

**ભક્તાણી કે ભામટી ?**—આમાં ચાલુ જમાનાનો સારો ચિતાર આપ્યો છે. હાસ્યરસ પણ ભરપૂર છે, પાકું પૂઠું કિ. ૧ાા રૂ.

**બગદાદનો બાદશાહ**—શયતાનિયતથી ભરેલી સુંદરીઓ સંસારમાં કેવા અનર્થો કરે છે એ ખાસ વાંચવા લાયક છે. પાકું પુંઠું કિ. ૨ાા

**ભયંકર ભદ્ર** અથવા **કેવળ ૨૪ વર્ષના ક્ષણભંગુર સંસાર માટે.** નવ સુન્દર ફોટોગ્રાફિક ચિત્રોવાળી આ નવલકથા ખાસ વાંચવા યોગ્ય છે. ( ભાગ ૧-૨ ) પાકું પૂઠું કિં. રૂ. ૫ પાંચ.

**મારી ભયંકર સંસારયાત્રા** અથવા **એક નિરાધાર અબળાનો આર્તનાદ !**—રા. નારાયણ ઠક્કુરની લખેલી આ સામાજિક નવલકથા ખાસ વાંચવા યોગ્ય છે. પાકું પૂઠું કિં. રૂ. ૨ાા અઢી.

**રાણી વ્રજસુંદરી**—વ્રજસુંદરીનો ભીષણ પ્રતિશોધ, બ્રાહ્મણ કન્યામાંથી રાજરાણી થઇ પતિ કાળા પહાડની સ્હામે રણભૂમિમાં કૂદી પડવું આદિ અનેક સત્ય ઐતિહાસિક ઘટનાઓથી ભરપૂર પાકું પૂઠું કિ. રૂ.૨ બે.

**લતા અને લલિતા ભાગ ૧-૨-૩-૪-૫** આ વાર્તાનો દરેક ભાગ અત્યંત રસિક તથા મનોહર છે આ વાર્તા આનંદ સાથે સદુપદેશથી છલોછલ ભરેલી છે. પાંચે ભાગોમાં સુંદર ફોટોગ્રાફિક ચિત્રો આપવામાં આવ્યાં છે. પાકું પૂઠું. પાંચ ભાગની કીં. રૂ. ૬ાા

**કાશ્મીર અને કેશરી**—પૃષ્ટ ૨૫૦ પાકું પુઠું કીં. રૂ. ૧

**ભાગ્યચક્રનો મહામંત્ર**—આ સચિત્ર નવલકથા અનેક રસિક ઘટનાઓથી ભરપૂર છે બીજી આવૃત્તિ પાકું પૂઠું કિં. રૂ. ૨ બે.

**મનોહારિણી માયા**—આ નવલકથાની વસ્તુસંકલના એટલી બધી રસિક, મનોરંજક અને કરૂણાજનક છે કે એક વખત પુસ્તક હાથમાં લીધા પછી પડતું મૂકવાનું મન થશે નહિ. પાકું પૂઠું કીં. રૂ. ૧ા

**તારાસુંદરી**—આર્ય બાળાઓની ધાર્મિકતા તથા કઠોરમાં કઠોર સંયોગોમાં પણ તેમના પતિવ્રતા રક્ષણની કુશળતા જોવી હોય તો આ નવલકથા જરૂર વાંચજો. પાકું પૂઠું કીં. રૂ. ૩ ત્રણ.

**સંસાર સંગ્રામ ભાગ ૧-૨**—ધર્મપરાયણા સાધ્વી કેવાં અડગ અને અચલ રીતે પતિભક્તિમાં લીન રહે છે આદિ સર્વ વિષયો આ નવલકથામાં છે. પાકું પૂઠું બન્ને ભાગની કિં. રૂ. ૩ ત્રણ.

**પરાક્રમની પતાકા**—જાપાનના પ્રિન્સે ભેદી ખુન શી રીતે કર્યા તથા તેનો પત્તો છેવટ સુધી શા કારણથી ન મળ્યો આદિ સર્વ વિષયો આ નવલકથામા આપવામાં આવ્યા છે. પાકું પુંઠું કીં. રૂ. ૨ બે.

**નૌકાડુબી**—કિંવા આશ્ચર્યઘટના. આ નવલકથા જગવિખ્યાત કવીન્દ્ર **સર રવીન્દ્રનાથ ટાગોરકૃત** નૌકાડુબીનું શબ્દશઃ ભાષાન્તર છે. પાકું પુંઠું કિંમત રૂ. ૨ા અઢી.

**ભેદી ખજાનો**–ખૂની કોણ છે, ચોર કોણ છે અને જાસુસ કોણ છે, એ આખર સૂધી સમજાતું જ નથી. પાકું પૂઠું કિં. રૂ. ૨ા

**બાગે શયતાન** અથવા **તલ્વારનું તોફાન**—એક શયતાન લુંટારાનાં ભીષણ કાવત્રાના વિષયો વાંચતાં ચક્ષુઓમાંથી અશ્રુજળની વૃષ્ટિ થાય છે. કિંમત રૂ. ૨ બે

**કિશોરસિંહ** અથવા **દુઃખનો પહાડ**—( ભાગ ૧–૨–૩ ) નિર્દોષપર તુટી પડતા દુઃખના પહાડો, ખુનખ્વાર લડાઇઓ, રાજ્યમાં ભયંકર વિગ્રહો, નીતિ અને અનીતિનાં યુદ્ધો વગેરે ઘણા ઘણા રોમાંચકારક બનાવોથી આ વાર્તા ભરપૂર છે. ત્રણે ભાગની કી. રૂ. ૭ સાત.

**આસામ પર હલ્લો.—સચિત્ર ઐતિહાસિક નવલકથા.** આ કથામાં કલ્પરૂપ અને તેના પિતા વિશ્વરૂપનું પવિત્ર વિશ્વજીવન, કલ્પરૂપની સાધ્વી સ્ત્રીની પતિસેવા અને છેવટે છંછેડાયેલા રૂપની વૈરાંધિતા વગેરે બહુજ ઉપદેશાત્મક પ્રસંગો પૂરા પાડે છે. પાકું પુઠું કિં. રૂ. ૧ા સવા.

**ચમત્કારિક ગુફાઃ–( સચિત્ર નવલકથા. )** સુવિખ્યાત રેનોલ્ડઝે લખેલી ‘લયલા’ નામની લોકપ્રિય નવલકથાનો ગુજરાતી ભાષામાં આ પ્રથમ અનુવાદ છે. ત્રણ રંગનાં અને સાદાં ચિત્રોથી સુશોભિત. સોનેરી પૂઠું કિંમત રૂ. અઢી.

**સર્વ પ્રકારનાં પુસ્તકો મળવાનું ઠેકાણું:—**

**વ્રજલાલ જાદવજી ઠક્કર**

**મેનેજર ‘ લુહાણા-બંધુ ’ કાર્યાલય.**

**અમદાવાદ.**

---

☞ **પરદેશ વી. પી. જઇ શકતાં નહિ હોવાથી પુસ્તકોની કિંમત ઑર્ડર સાથે મોકલવી.**

# વિવિધ સુખાભાસ.

**સંસારની રંગભૂમિપર વિવિધ સુખ માટે તરફડિયાં મારતા માનવીઓનાં ચરિત્રનું નવલકથારૂપે અદ્ભુત વિવરણ.**

( આ પુસ્તક માટે સાક્ષરોએ ઉત્તમ અભિપ્રાય આપ્યા છે. )

**મૂલ્ય રૂ. ૨—૮—૦.**

---

# असली प्रवीणसागर.

**[ गुजराती टीका सहित, मोटा अक्षरनो मोटो ].**

આ પ્રસિદ્ધ ગ્રંથ રાજકોટના મહારાજા શ્રી મહેરામણસિંહજીએ આખો ગ્રંથ આશુક માશુકની ખરેખરા પ્રેમ મહિમાથીજ વર્ણવેલો છે. સાથે નાયક નાયકના ભેદ, નાડીપરીક્ષા, અશ્વપરીક્ષા, શુકનાવળી રણસંગ્રામની પંડિતાઈ, રાજનીતિ અને વિદ્યારાગ તેની ઉત્પત્તિ, વિરહાલાપ, ઈશ્વરભક્તિ સાથે અષ્ટાંગયોગને નાના વિધ અલંકારથી રસમય વાણીવડે સવૈયા, કવિત, છપ્પા આદિ અનેક છંદથી વર્ણવેલું છે. સંપૂર્ણ ૮૪ લેહેરો. ૧૦૪ ચિત્રો ને કાવ્યો સહિત છે ને મજબુત પુઠાવાળાં છે તે થોડી મુદત બાદ મળશે નહીં. કિ રૂ ૧૨—૦—૦

---

**હમણાંજ બહાર પડી ચુકી છે.** **તૈયાર છે !**

## સચિત્ર બીજી આવૃત્તિ.

**નહાનાં બાળકો રસથી આનંદ લેતાં બોધ મેળવતાં વાંચે એવું ૫૦૦ પાનાંનું પુસ્તક.**

**ધારા નગરીના પ્રખ્યાત વિદ્વાન્**

# રાજા ભોજ અને કવિ કાલિદાસ.

**બુદ્ધિવર્ધક વાર્તાઓનો સંગ્રહ.**

જુદા જુદા પ્રસંગો ઉપર કાલિદાસ પંડિતની સાથે મહારાજા ભોજને થયેલી વાતચિતો, શ્લોકો વગેરેનો સંગ્રહ. કિંમત રૂ. ૪. પોસ્ટેજ જુદું.

**'લુહાણા-બંધુ' કાર્યાલય-અમદાવાદ.**

# ભુવનમોહિની

કિંવા

# જગતની જ્યોતિ.

( ઐતિહાસિક નવલકથા. )

પ્રયોજક અને પ્રકાશક,

બ્રજલાલ જાદવજી ઠક્કર,

અમદાવાદ.

Love is the most powerful of spells, every other species of sorcery must yield to it. There is but one power against which it is helpless—what is that ? It is not fire, it is not water—it is time. :—Heine.

સોલ એજન્ટસ,

એન૦ એમ૦ ત્રિપાઠી અન્ડ કંપની,

પ્રિન્સેસ સ્ટ્રીટ, કાલબાદેવી રોડ,—મુંબાઈ.

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦. | મૂલ્ય રૂ. ૨-૪-૦. | વિક્રમાબ્દ ૧૯૭૭. ખ્રિસ્તાબ્દ ૧૯૨૧.

ગ્રંથસ્વામિત્વના સર્વાધિકાર પ્રયોજકને સ્વાધીન છે.


છપાય છે! આજે જ નામ નોંધાવો.

# ગુલબદન.

રૂપના પ્રબળ મોહથી ઉન્મત્ત બની જઈને પુરુષ જાતિ કેવાં ભયંકર કાર્યો કરે છે, અનેક સંકટો આવી પડવા છતાં સતી સાધ્વી રમણી પોતાના શિયળધર્મનું કેવી રીતે રક્ષણ કરે છે, ભવિષ્યનો વિચાર નહિ કરનાર માણસોની કાળક્રમે કેવી પાયમાલી અને ખાનાખરાબી થાય છે, યથાર્થ પ્રેમનું આકર્ષણ કેવું હોય છે તથા છેવટે ધર્મ અને નીતિનો જય તેમજ પાપનો પરાજય કેવી રીતે થાય છે વગેરે મનોરંજક, બોધક, જ્ઞાનોત્તેજક અને ચિત્તચમકપ્રદ વિષયોના રસિક વર્ણનથી આ નવલકથા પરિપૂર્ણ છે. અગાઉથી ગ્રાહક થનાર માટે પોષ્ટેજ માફ, મૂલ્ય રૂ. ૨-૦-૦.

'લુહાણા-બંધુ' કાર્યાલય.
અમદાવાદ.


અમદાવાદ-સલાપોસ રોડપર આવેલા ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવિદાસ છગનલાલે છાપ્યું.

# અર્પણપત્રિકા.

શ્રીમાન્ માન્યવર સાહિત્યવિલાસી શેઠશ્રી,

હીરાલાલ રણછોડદાસ શાહ,

અમદાવાદ.

આપશ્રીનો પ્રશંસનીય સાહિત્યાનુરાગ, ગુર્જર સાહિત્યને ઉન્નત થયેલું જોવાની આપની પ્રબળેચ્છા, અસામાન્ય ગુણગ્રાહકતા, પરોપકારપરાયણતા, સત્કાર્યપ્રિયતા આદિ અનેકવિધ સદ્‌ગુણોથી મુગ્ધ થઈ મ્હારી આ નવલકથા આપના જ કરકમળમાં ભક્તિપૂર્વક અર્પણ કરી કૃતાર્થ થાઉં છું તથા સાહિત્યોન્નતિનાં શુભ કાર્ય સંપન્ન કરાવવા મંગળમય પરમાત્મા આપશ્રીને દીર્ઘાયુ કરે એવી એ પિતાને અનન્ય ભાવથી પ્રાર્થના કરી વિરમું છું.

નિરંતર કૃપાકાંક્ષી,

વ્રજલાલ જાદવજી ઠક્કર.

# વિષયાનુક્રમણિકા.

ॐ तत्सत्परमात्मने नमः ।

# ભુવનમોહિની

## કિંવા

## જગતની જ્યોતિ.

### પ્રકરણ ૧ લું.

#### વનવાસ.

"બ્હેન !"

"શું છે પિતા ?"

"મ્હારા મૃત્યુ પછી ત્હારું શું થશે ?"

"તમે આવું ન બોલશો, પિતા ! આવા અભદ્ર શબ્દ સાંભળતાં મ્હારી છાતી ફાટી જાય છે. આટલું દુઃખ તો વેઠું છું; પણ એ દુઃખ વેઠી શકીશ નહિ."

"ત્યારે હવે એવું નહિ બોલું તથા ત્હારા મનને વિશેષ દુઃખી નહિ કરું. અરેરે ! અભાગિની બાળિકા ! આ વખતે જો ત્હારી માતા જીવતી હોત તો ?"

"તેથી શું સુખ થાત, પિતા? તે ચાલી ગઇ છે એ સારું જ થયું છે. જે આજન્મ મહારાણી હતી તે ભિખારિણી થાય એના કરતાં એનું મૃત્યુ નિપજ્યું છે એ જ સારું થયું છે. મૃત્યુમાં જ તેને સુખ છે."

"ત્હારી માતા માટે ત્હારા મનમાં કાંઇ થતું નથી?"

"એ હું કેવી રીતે કહી શકું? ખુદા જાણે છે કે મ્હારા મનમાં શું થાય છે! મ્હારા હૃદયમાં રાત્રિ દિવસ કોઇ જાણે કે ભીષણ અગ્નિ સળગાવી મ્હારા તન બદનને બાળી ખાકસાર કરી નાખે છે. તમે નિદ્રાધીન થઇ જાઓ છો ત્યાર પછી હું ઘણી ગંભીર રાત્રે મ્હારી માતાની કબર પાસે જઇને બેસું છું અને 'મા—મા' કહીને વિલાપ કરું છું."

"જો ત્હારી માતાએ પોતાની જીવિત સ્થિતિમાં ત્હારાં નેત્રોમાં અશ્રુજળ જોયું હોત તો તેનો અંતરાત્મા અત્યંત વ્યથિત થાત; પરંતુ હવે તે તને સાંત્વના સુદ્ધાં આપી શકે તેમ નથી."

"નથી કેમ આપતી? આપે છે. જો કે હું મ્હારી દૃષ્ટિથી તેને જોઇ શકતી નથી; પરંતુ કાને હું તેના શબ્દો સાંભળી શકું છું. તે કહે છે કે, 'બેટા! તું ત્હારા પિતાની સંભાળ રાખજે; તેઓ આજન્મ રાજા છે. રાજા હોવા છતાં દુર્દશાના પ્રાબલ્યથી તેઓ ભિક્ષુક થયા છે. હું પાસે નથી તેથી તું તેમની સંભાળ રાખજે."

એક ઝુંપડીમાં જીર્ણ શય્યામાં એક સુન્દર કાન્તિવાન્ પ્રૌઢ વ્યક્તિ સૂઇ રહ્યો છે. જો રોગની વિશીર્ણતાએ અને કઠોર દુઃખે તેની કાન્તિને મલિન ન કરી નાખી હોત—તેનું શરીર આજે સુસ્થ હોત તો આવી પ્રૌઢાવસ્થામાં પણ તે એક યુવકના જેવો રૂપવાન્ લાગત.

આ ઝુંપડી બરાબર ઝુંપડી નહોતી. પર્વત ઉપર ઉત્પન્ન થતા વાંસથી બનેલી એ એક સામાન્ય પર્ણકુટી હતી–એ એક અસ્થાયી આશ્રયસ્થાન હતું. ઉપરની છત વૃક્ષપત્રોની બનેલી હતી.

પહાડી પ્રદેશમાં આવેલા એક તદ્દન શાન્ત તેમ જ એકાન્ત સ્થળે એ ઝુંપડી આવેલી હતી. જે કિશોરી પ્રૌઢ પુરૂષની શય્યા પાસે બેઠેલી હતી તે તેની પુત્રી થતી હતી. રોગી, સહાયશૂન્ય, આશ્રયશૂન્ય નિરાધાર પિતાની પ્રકૃતિ સાચવવા માટે પુત્રીએ એ ઝુંપડીની આસપાસ વસ્ત્ર વીંટાળી દીધાં હતાં.

શીતકાળનો સમય છે. પહાડી પ્રદેશ નજીક આવેલું સપાટ જમીનનું સ્થાન છે. એ પ્રદેશનું નામ 'મિરાનશાહનું પ્રમોદકાનન' છે. ઝુંપડીમાં સૂઇ રહેલો પુરુષ પોતે જ મિરાનશાહ છે.

મિરાનશાહ આફ્જાઈ જાતિનો અધિનાયક છે. તે સ્વાધીન નરપતિ છે. તેનું રાજ્ય ન્હાનું હોવા છતાં પ્રકૃતિની શોભાસંપદથી પરિપૂર્ણ શોભામય છે. પ્રકૃતિ સુન્દરીએ એ સ્થળે દુર્લંઘ પર્વતમાળા બનાવી રાખી છે. થોડે છેટે શીતળ જળવાહિની ગંભીરનિનાદિની ગિરિતરંગિણી આવેલી છે. તે સિવાય ચારે તરફ જાફ્રાન ક્ષેત્ર આવેલું છે. એ પહાડી પ્રદેશમાં અંગુરના ઉદ્યાનો આવેલા છે. ચોતરફ ઉન્નત પર્વતશ્રેણિ જોવામાં આવે છે. આ પ્રદેશનું પ્રાકૃતિક શોભા સૌન્દર્ય અવર્ણનીય છે.

શીતકાળમાં આ સુંદર પ્રદેશની શોભા સફેદ બરફ પડવાથી વિશેષ સુંદર દેખાતી હતી. વૃક્ષો ઉપર, પર્વતો ઉપર, સરિતાના જળ-પ્રવાહપર અને મિરાનશાહના ન્હાના નગર ઉપર જ્યારે બરફની વૃષ્ટિ થતી ત્યારે એ દેખાવ ઘણો નયનાભિરામ લાગતો હતો.

વળી વસન્તઋતુમાં મૃદુ મલયવાયુના હિલ્લોલથી, ઉજ્જ્વળ

પ્રભાતકાળે પીળા રંગનાં જાફરાન પુષ્પો જ્યારે ચોતરફ પોતાની સુગંધિનો વિસ્તાર કરતાં, જ્યારે એ પહાડી ભૂમિ ફળપત્ર પુષ્પાદિથી સુશોભિત થઇ નવોઢા સુન્દરીની માફક લજ્જાયુક્ત હાસ્ય કરતી, જ્યારે ચાંદની રાત્રે એ પહાડી ભુમિ રૂપેરી સાડી પહેરતી ત્યારે તેની શોભા અવર્ણનીય બની જતી હતી.

આ શોભામય પર્વત પ્રદેશમાં રોગી મિરાનશાહ એક જીર્ણ ઝુંપડીમાં સૂઈ રહ્યો હતો. પૂર્વે તે જ્યારે સમસ્ત દિવસના સતત શ્રમથી શ્રમિત બની જઇ શાન્તિ મેળવવા માટે પોતાની સહધર્મિણીની સાથે આ મનોરમ પર્વત પ્રદેશના મુક્તવાયુનું સેવન કરવા આવતો ત્યારે તેનું ચિત્ત પ્રકૃતિ સુન્દરીની નયનમનોહર શોભાથી ઉછાળા મારતું હતું. સમસ્ત જડ પ્રકૃતિ જાણે કે રાજેશ્વર તરીકે તેનું સ્વાગત કરતી હતી. વૃક્ષશાખાઓપરથી મલયવાયુના જોરથી વનકુસુમો એ પર્વત પ્રદેશમાં પડી સુકોમળ સુગંધયુક્ત માર્ગ બનાવી દેતાં હતાં.

વનકુસુમના ગુચ્છ મૃદુ વાયુથી હાલીને તેનું સ્વાગત કરતા હતા. સુન્દર સુગંધિત વાયુ અતિ મૃદુભાવથી વિહરીને તેના સકળ શ્રમને દૂર કરતો હતો. કલકલ અવાજ કરતી સરિતા મધુર સંગીતધ્વનિથી તેના ચિંતાતુર રસહીન ચિત્તને રસિક બનાવતી હતી. મધુર કંઠવાળાં પંખીઓ પોતાના કર્ણપ્રિય સંગીતથી તેના પ્રાણ તથા મનને મુગ્ધ બનાવી દેતાં હતાં.

વિશ્વસંસારમાં સુખ હમ્મેશાં કાયમ રહેતું નથી. સૂર્યનો પ્રકાશ રાત્રિ દિવસ રહેતો નથી. કૃષ્ણવર્ણ સંધ્યા ઉપસ્થિત થતાં જ સૂર્યનો ઉજ્વળ પ્રકાશ દૂર થઈ જાય છે અને સમસ્ત પ્રકૃતિના વક્ષ ઉપર દારુણ અંધકારનો વિસ્તાર થાય છે. હમ્મેશાં વસન્ત કાયમ રહેતો

નથી. શીતકાળની પ્રબળ તાડનાથી વસન્તનું સુખ ભૂતકાળના ગર્ભમાં છુપાઇ જાય છે. આ મૃત્યુલોકનો અખંડનીય નિયમ જ આવો છે–વિધાતાનું વિધાન જ આવું છે. ભાગ્ય નિરંતર ગતિશીલ હોય છે.

મિરાનશાહને માટે વિશ્વસંસારનો આ નિયમ સત્ય નિવડ્યો છે. તેના જીવનનો સુખમય વસન્ત ચાલ્યો ગયો છે અને દારુણ વર્ષાનું આગમન થયું છે. પ્રકાશ ગયો છે–અંધકાર આવ્યો છે. જ્યોતિ અદૃશ્ય થઇ છે–ગાઢ અંધકારની છાયાથી તેનું ભાગ્યાકાશ છવાઈ ગયું છે! સુર બંધ પડ્યો છે. વીણા ભાંગી ગઈ છે.

પૂર્વે તે આ પર્વતરાજ્યનો એકચ્છત્ર સ્વાધીન નરપતિ હતો. હવે તેનો એ અધિકાર, આધિપત્ય તથા સુખ વગેરેમાંનું કાંઇ રહ્યું નથી. મહા પ્રતાપશાળી, દુનિયાના માલિક, હિન્દુસ્તાનના પ્રબળ પરાક્રમી અધીશ્વર અકબરશાહના પ્રચંડ અસિબળથી એ સઘળું વિનાશ પામ્યું છે–ભસ્મીભૂત થઈ ગયું છે. આમ હોવાથી જ મિરાનશાહ આજે સિંહાસન તથા રાજપ્રાસાદનો ત્યાગ કરી એકાન્ત વનપ્રદેશમાં એ સામાન્ય ઝુંપડીમાં કઠિન પર્ણશય્યા ઉપર સુઇ રહ્યો છે. રાજમહાલયની અસંખ્ય ઉજ્વળ દીપાવલીથી જેનાં નેત્રોમાં ક્વચિત્ ક્વચિત્ જવાળા ઉપસ્થિત થતી હતી તે આજે અંધકારમય પહાડી વનપ્રદેશમાં એક જીર્ણ ઝુંપડીમાં પડી રહ્યો છે. સેંકડો રૂપસુંદરીઓના કોમળ કંઠમાંથી નીકળતા કર્ણપ્રિય સંગીતથી પણ એક વખતે જે વિરક્ત બની જતો હતો તે આજે વનપશુઓના ગંભીર અવાજ સાંભળતો નિરાધાર સ્થિતિમાં રોગથી દુઃખિત બની જઇ ઝુંપડીમાં પડી રહ્યો છે.

વિધાતા જ તેની દુર્દશાનું કારણ છે. એ વિધાતા ભાગ્ય હો કિંવા ગમે તે હો પણ એ વિધાતાના ઉપલક્ષ્યરૂપે, તેની આવી દુર્દશા થવાનું કારણ, સુલતાન સલિમ–દિલ્હીશ્વર અકબરશાહનો જ્યેષ્ટપુત્ર છે.

અકબરશાહે કાશ્મીરના પહાડી પ્રદેશને સ્વાધીન કર્યો. કાશ્મીરની આસપાસના ઘણુખરા સ્વાધીન પઠાણુ નરપતિઓએ મોગલોની આ. ધીનતાં સ્વીકારી. કોઇએ દિલ્લીશ્વરની તલ્વારને તો કોઇએ તેના મણિ. રત્નજડિત વસ્ત્રપ્રાંતને ચુંબન કરી તેની આધીનતા સ્વીકારી; પરંતુ એક વ્યક્તિએ એવી આધીનતા સ્વીકારી નહિ. એ વ્યક્તિ બીજી કોઇ નહિ પણ પઠાણુ જાતિનો અધિનાયક મિરાનશાહ હતો.

આ સ્વાધીન સરદારને પોતાની આધીનતામાં લાવવાના અકબર- શાહ અનેક પ્રયત્નો કરતા હતા; પરંતુ હજી સુધી તેમનો એક પણ પ્રયત્ન સફળ થયો નહોતો. છેવટે અકબરશાહને એક સુયોગ મળી આવ્યો. મિરાનશાહ તેની આસપાસ આવેલા પઠાણુ સરદારોને મોગ- લોની વિરુદ્ધ ઉત્તેજિત કરવા બહાર નીકળી પડ્યો. તે જ્યારે પોતાના રાજ્યમાં હાજર નહોતો ત્યારે અકબરશાહે મહારાજ માનસિંહને કાબૂલપર વિજય મેળવવા મોકલ્યો તથા સુલતાન સલિમને મિરાનશા- હના સર્વસ્વનો નાશ કરવા રવાના કર્યો. આ સમાચાર જાણવામાં આવતાં જ મિરાનશાહ સ્વરાજ્યમાં પાછો આવ્યો.

મિરાનશાહનું ન્હાનું રાજ્ય પર્વતમાળાથી સુરક્ષિત હતું. તે સ્વાધીન નરપતિ હતો. બીજી તરફ અકબરશાહનું સામ્રાજ્ય .અને ઐશ્વર્ય વિશ્વવિખ્યાત હતું. મિરાનશાહનું ઐશ્વર્ય પણ કાંઈ ઓછું નહોતું. પહાડી પ્રદેશના પાદપદ્મમાં ફેલાઈ રહેલાં સુમિષ્ટ દ્રાક્ષક્ષેત્ર, અનારના ઉદ્યાન, જાફ્રાનની સુગંધિ કુસુમમય ક્ષેત્રસંપદ તથા તેના રાજ્યનો વિશ્વાસી અનુરક્ત તથા ભક્ત પ્રજાનો રાજસ્વ વગેરેથી તે પ્રીતિ શ્રદ્ધા અને અનુરાગસહ મહાસુખમાં રાજ્ય કરતો હતો. અક- બરશાહની તુલનામાં તે જો કે એક સામાન્ય રાજ્યેશ્વર હતો; પરંતુ પ્રકૃતિદેવીએ તેના ન્હાના રાજ્યને ભિન્ન ભિન્ન પ્રકારના શોભા સૌ.

ન્દર્યથી સૌન્દર્યવાન્ બનાવી દીધું હતું. તેના રાજ્યમાં દુષ્કાળ, રોગ વગેરેનું કદાપિ દર્શન થતું નહોતું.

પ્રાણાધિકા, પતિગતપ્રાણા પત્ની ફિરોજાબાઇ આ ક્ષુદ્ર રાજ્યની અધીશ્વરી હતી. તે રાજપ્રાસાદનો ત્યાગ કરી પ્રજાને ઘેર ઘેર ફરતી હતી તથા કોને શું દુઃખ છે તેની તપાસ કરતી હતી. પ્રજાજનોનાં હૃદય હરી લઇ તે મહિમામયી રાજરાજેશ્વરીરૂપે વિરાજિતા હતી; પરંતુ એ સુખ તે વિશેષ સમય સુધી ભોગવી શકી નહિ.

સુલતાન સલિમે મિરાનગઢને ઘેરો ઘાલ્યો. બીજા પર્વત પ્રદેશના સામંતો પોતાની વિરુદ્ધ થઇ મિરાનશાહને સહાયતા ન કરી શકે એટલા માટે માનસિંહની સલાહ પ્રમાણે સુલતાન સલિમે ચોતરફ વ્યૂહરચના કરી છેવટે મિરાનશાહના અનુરક્ત સરદારો અને સૈનિકો મોગલો સાથે યથાક્રમે ઝઝુમી શક્તિહીન બની જઈ રસદના અભાવે માર્યા ગયા.

સલિમે પ્રચંડ પરાક્રમથી દુર્ગને ઘેરો ઘાલ્યો. યુદ્ધનું અંતિમ પરિણામ જોવાની માનસિંહની પ્રબળ ઇચ્છા હતી; પરંતુ માનસિંહની સાથે રહી યુદ્ધ કરી વિજય મેળવી તેને પોતાની વિજયકીર્ત્તિનો ભાગીદાર બનાવવાની સલિમની બિલ્કુલ ઇચ્છા નહોતી તેથી તેણે તેને કહ્યું:—"મહારાજ! આપ કાબૂલના પ્રકરણને પતાવી આવો; આપને અત્રે રોકાવાનું કાંઇ પ્રયોજન નથી!"

માનસિંહ સલિમનો મનોભાવ સમજી શક્યો. તેણે વિચાર્યું કે, જો હળદીઘાટના ભયંકર રણસંગ્રામમાં તે સલિમના રક્ષક તરીકે તેની પાસે હાજર ન રહ્યો હોત તો સલિમ રાજપૂતાનાનાં યુદ્ધજયનું સઘળું ગૌરવ મેળવી શકત! એટલા માટે મનમાં ને મનમાં સલિમ ઉપર તે વિરક્ત રહેતો હતો. રાણા પ્રતાપનો વિનાશ થયા પછી અકબરશાહે પોતાના સિંહાસનના ઉત્તરાધિકારી સલિમને અને મહા-

રાજ માનસિંહને સમાન ભાવથી સંમાનિત કર્યા ત્યારે સલિમનું હૃદય ઘણું સંકુચિત બની ગયું. મિરાનગઢ ઉપર વિજય મેળવી એ યશગૌરવમાં માનસિંહ ભાગીદાર થાય તે તેને પસંદ નહિ હોવાથી તેણે માનસિંહને કાબૂલના વિદ્રોહનું દમન કરવા જવા કહ્યું.

ભારતવિજયી માનસિંહ કાંઈ પણ બોલ્યા સિવાય કાબુલ તરફ ચાલ્યો ગયો. તેનો એવો દૃઢ વિશ્વાસ હતો કે, મિરાનશાહનું પડાણ સૈન્ય રસદના અભાવથી સુલતાન સલિમની આધીનતા સ્વીકારશે ખરું; પણ સલિમ દુર્ગશિખરપર મોગલોની અર્ધચંદ્રવાળી રાજપતાકા ફરકાવી પાછો ફરશે કે તરત જ એ પઠાણ સૈન્ય પુનઃ દુર્ગ કબજે કરી સલિમના સૈન્યને અસ્થિર બનાવી દેશે. આ યુદ્ધના વ્યાપારમાં સલિમને અકબરશાહ સમક્ષ નીચું જોવું પડે એવી જ માનસિંહની આંતરિક ઇચ્છા હતી અને તેથી જ તે એ પ્રદેશનો ત્યાગ કરી કાબૂલનો બળવો શાન્ત કરવા વિદાય થયો.

બીજી તરફથી સલિમે મિરાનગઢપર વિજય મેળવવાના કાર્યને પૂર્વે જેટલું સહેલું ધાર્યું હતું તેવું સહેલું તે પાછળથી જણાયું નહિ. મિરાનગઢને સુલતાન સલિમે ઘેરી લીધાના સમાચાર પર્વતરાજ્યના સરદારો પાસે જઈ પહોંચ્યા. એ સઘળા સરદારો મિરાનશાહને પોતાનો અધિનાયક સમજતા હતા. મિરાનશાહ ઉપર આવી પડેલા આવા સંકટ પ્રસંગે તેઓ તેને સહાયતા કરવા અગ્રેસર થયા. વનપ્રદેશમાં છુપાઈ રહીને તેઓ મોગલ છાવણીમાં ઉપદ્રવ કરવા લાગ્યા.

આ ઉપદ્રવનો હેતુ યુદ્ધ નહિ પણ લૂંટ હતો. તેઓ ગંભીર રાત્રે, સૂઈ ગયેલા, યુદ્ધ કષ્ટથી શ્રમિત થઈ ગયેલા મોગલોની છાવણીમાં જૂદા જૂદા સ્થળેથી છુપી રીતે આક્રમણ કરતા હતા. મોગલોના અશ્વો તેઓ ચોરી જતા હતા, અસ્ત્રશાળામાંથી અસ્ત્ર લઈ જતા હતા

અને રસદની લૂંટ કરતા હતા. આવી રીતની લૂંટફાટથી તેમણે મોગલ સૈન્યને અસ્થિર બનાવી દીધું. વળી તેઓ આવી રીતે લૂંટફાટથી મેળવેલી સઘળી સામગ્રી, એક પહાડમાંથી વહેતી સાંકડી નદીના રસ્તેથી મિરાનશાહના દુર્ગના ગુપ્તદ્વારમાં પહોંચાડી દેતા હતા. મોગલોની રસદ પઠાણ સૈન્યના ઉપયોગમાં આવતી હતી.

પંદરેક દિવસમાં મિરાનદુર્ગ સ્વાધીન કરી શકાશે એવી પૂર્વે સલિમની કલ્પના હતી; પરંતુ હવે તે પોતાનો ભ્રમ સમજી શકયો. સ્વાર્થાંધ બની જઇ, અભિમાનને વશ થઇ તેણે માનસિંહને કાબૂલ મોકલી જે ગંભીર ભૂલ કરી હતી તે હવે તેના સમજવામાં આવી; પરંતુ હવે એ ભૂલ સુધારવાનો કોઇ ઉપાય નહોતો. આવી રીતે બીજો કોઇ ઉપાય નહિ હોવાથી તેણે પોતાના કૃપાભાજન લાહોરના સેનાપતિ યારબખ્તખાન તરફ એક દૂત મોકલ્યો અને સૈન્યની સહાયતા મોકલવા લખી જણાવ્યું. યારબખ્તખાને હિન્દુસ્તાનના ભાવિ શહેનશાહની ઇચ્છાનુસાર તત્કાળ કેટલુંક રાજપૂત સૈન્ય તેની મદદમાં મોકલી આપ્યું.

રાજપૂતોના બાહુબળથી સુલતાન સલિમે મિરાનદુર્ગ સ્વાધીન કર્યો. સલિમે વિજયપ્રાપ્તિથી પ્રફુલ્લ બની જઇ દુર્ગમાં પ્રવેશ કર્યો. જે સ્વાધીન દુર્ગાધિપતિએ તેને આટલું બધું દુઃખ દીધું હતું તેનો શિરચ્છેદ કરવાની જ તેની ઇચ્છા હતી; કિન્તુ દુર્ગમાં કોઇ પણ સ્થળે મિરાનશાહ તેની નજરે પડયો નહિ.

સુલતાન સલિમના અનુચરોએ દુર્ગના પ્રત્યેક સ્થાનની ચોકસાઇથી તપાસ કરી; પરંતુ મિરાનશાહ તથા તેનાં દાસ દાસીઓમાંનું કોઇ તેમના જોવામાં આવ્યું નહિ. કેવળ કેટલુંક અન્નાભાવથી અશક્ત બની ગયેલું દુર્ગરક્ષક પઠાણ સૈન્ય દુર્ગમાં હાજર હતું.

સુલતાનની આજ્ઞા થવાથી કેટલાક મોગલ સૈનિકોએ એક પઠાણ સૈનિકને તેના સમક્ષ હાજર કર્યો. સલિમે અત્યંત રોષથી તેને પૂછ્યું:– "ગુલામ! તું કહીશ કે બદમાશ મિરાનશાહ એક ઉંદરની માફક ક્યાં છુપાઈ ગયો છે ?"

આ શબ્દો સાંભળવામાં આવતાં જ એ જરાજીર્ણ બની ગયેલા પઠાણનાં નેત્રોમાંથી જાણે કે અગ્નિકણાની વૃષ્ટિ થવા લાગી. તેણે પણ તેજસ્વી સ્વરે કહ્યું:–"સુલતાન! આપે જો કે દુર્ગ ઉપર જય મેળવ્યો છે ખરો પણ પઠાણોનાં ચિત્ત ઉપર કાંઇ જય મેળવ્યો નથી. આપના કોઇ પણ પ્રશ્નનો ઉત્તર આપવાની મ્હારી ઇચ્છા નથી."

સુલતાન એ હતભાગ્ય પઠાણની આવી ધૃષ્ટતા સહન કરી શક્યો નહિ. તેની આજ્ઞાથી તત્કાળ તેનો શિરચ્છેદ થયો. તેના ક્ષીણ દેહમાંથી નીકળતી શોણિતધારાથી એ ઓરડાની જમીન ભીંજાઇ ગઇ.

સુલતાનના ક્રોધનો ભોગ થઇ પડીને બીજા જીવતા રહેલા પઠાણોએ પણ ઘણું દુઃખ ભોગવ્યું. મિરાનશાહ ક્યાં છે એ તેઓ સર્વ જાણતા હતા. મિરાનશાહ તેમના આગ્રહથી અને મદદથી જ પોતાની પત્ની તથા પરિજન વર્ગ સહિત છુપા વેશમાં ગંભીર રાત્રે દુર્ગનો ત્યાગ કરી ગયો હતો. આવી રીતે પલાયન કરી જવાની તેની ઇચ્છા નહોતી; પરંતુ પોતાના અનુચરોના આગ્રહને અમાન્ય નહિ કરી શકાવાથી તેણે દુર્ગનો ત્યાગ કર્યો હતો. બ્હારથી પ્રત્યક્ષ મદદ મળે એવો એકે ઉપાય નહોતો તેમજ માર્ગ પણ નહોતો અને અંદર રહીને યુદ્ધ ચલાવવાથી વિના કારણ જીવહાનિ થતી હતી. આ સઘળી પરિસ્થિતિનો વિચાર કરીને જ મિરાનશાહે દુર્ગનો ત્યાગ કર્યો હતો. પોતાને લીધે જ આ સઘળી અડચણ છે એમ વિચારી તે પોતાની પ્રાણાધિકારિણી પત્ની અને એક સોળ વર્ષની કન્યાને સાથે

૯૫૧૦



લઇ દુર્ગનો ત્યાગ કરી ગંભીર અરણ્યમાં ચાલ્યો ગયો હતો. એ જંગલમાં યમ પણ પ્રવેશ કરી શકે તેમ નહોતું. મોગલો અનુસરણ કરશે તો પણ તેઓ કાંઇ કરી શકશે નહિ એમ વિચારી તેણે કાસ્મીરનો માગ લીધો હતો.

## પ્રકરણ ૨ જું.

### સ્વર્ગવાસ.

ઉચ્ચ વૃક્ષની ડાળ ભાંગી જતાં તે જેવી રીતે પ્રથમની માફક જોડી શકાતી નથી, પર્વતના શિખરપરથી એક મ્હોટી પાષાણશિલા ખસી પડતાં તેને જેવી રીતે પુનઃ પર્વત શિખરપર ચઢાવી શકાતી નથી તેવી જ રીતે ભગ્ન થઇ ગયેલા ભાગ્યને પણ સાંધી શકાતું નથી.

મિરાનશાહનું ભાગ્ય ભાંગી ગયું છે; પરંતુ વિષદન્તહીન વિષધર જેવી હમણાં તેની સ્થિતિ હોવાથી તે શું કરી શકે? સુલતાન સલિમપર તેને અપાર ક્રોધ ઉપજ્યો હતો; પરંતુ હમણાં તે પોતાના વૈરની વસુલાત લઇ શકે એવી તેની સ્થિતિ નહોતી.

દુઃખ આવે છે ત્યારે સામટું જ આવે છે. મિરાનશાહની પત્ની જે એક દિવસે રાજરાણી હતી, સેંકડો દાસીઓ જેનો હુકમ ઉઠાવવા એક પગે ખડી રહેતી હતી, જે કદાપિ તાંજામ સિવાય માર્ગક્રમણ કરતી નહોતી, સૂર્યદેવે જેનું મ્હોં જોયું નહોતું તે હમણાં સૂર્યના તાપથી બળી જતી હતી, ક્ષુધાનું દારુણ દુઃખ ભોગવતી હતી

તથા પગે ચાલી ચાલીને થાકી જતી હતી. તેનું પ્રથમનું લાવણ્ય નથી, કાન્તિ નથી, સૌન્દર્યપરિપૂર્ણ સહાસ્ય મુખ નથી, ચંપક પુષ્પના જેવું એ પ્રથમનું સુન્દર અંગલાવણ્ય નથી. તેનાં વિશાળ નયનયુગલમાં હવે વિલાસવિહ્વળ દૃષ્ટિ નથી–છે માત્ર દુઃખ શોકથી ઉત્પન્ન થયેલી મલિનતા, ચિંતા અને શોક સંતાપ.

એકાએક એક દિવસે મિરાનશાહના દુઃખનો પાર રહ્યો નહિ. તેની પત્નીને અનાહારથી કિંવા કદાહારથી ભયંકર ઉદરામય રોગ થયો. એ રોગ મટયો જ નહિ. કાળે આવી તેના ઉશિકા પાસે બેસીને તેની ચિકિત્સા કરી. છેવટે કાળની ફુંકથી ફિરોઝાબાઇનો જીવનદીપ ચિરકાળ માટે બુઝાઇ ગયો. જે મખમલથી મઢી લીધેલા પલંગમાં પડી રહી પરિચારિકાઓની સેવા સ્વીકારીને સૂઇ રહેતાં પણ કષ્ટ અનુભવતી હતી. તે આજે ખુલ્લી પ્રકૃતિની પાષાણ ભૂમિ ઉપર કઠિન પર્ણશય્યામાં સૂઇ રહીને પરલોકવાસિની થઇ.

મૃત્યુ પૂર્વે અસ્પષ્ટ સ્વરે તેણે બે ચાર શબ્દોનો ઉચ્ચાર કર્યો હતો. તેનો દુર્ભાગી પતિ ઉન્માદગ્રસ્ત મનુષ્યની માફક ઉદાસ દૃષ્ટિથી તેના મૃત્યુની છાયાથી મલિન બની ગયેલા મ્હોં તરફ જોઇ રહ્યો હતો. રોગિણીને બાહ્ય સૃષ્ટિનું બિલ્કુલ જ્ઞાન નહોતું. તેની પ્રિયતમા પુત્રી પાસે જ બેસી રહી હતી. પત્નીના મુખમાંથી નીકળેલા અસ્પષ્ટ શબ્દો શોક સંતાપની વિશેષતાથી મિરાનશાહ જો કે નહોતો સાંભળી શકયો; પરંતુ એ શબ્દો તેની પુત્રી સાંભળી શકી હતી. ફિરોઝાએ મૃત્યુ પૂર્વે એમ કહ્યું હતું કે, " તું ત્હારા પિતાને સંભાળજે. હું મ્હારા હાથે તેમના માટે બેહસ્તની રચના કરવા જાઉં છું ! "

કિશોરી કન્યા માતાના હૃદયપર મસ્તક રાખી છૂટે મ્હોંડે રડી પડી. તેણે કંપતા કંઠે અને રુંધાઇ ગયેલા સ્વરે કહ્યું:–" મા !

અમારો ત્યાગ કરીને તું ક્યાં જાય છે ?"

કાંઇ ઉત્તર મળ્યો નહિ. આ વ્યાકુળતામય પ્રશ્નનો કાંઇ સાંત્વનામય પ્રત્યુત્તર મળ્યો નહિ. સઘળું પતી ગયું હતું. બાળિકા પુનઃ બૂમ પાડી પિતાના અંગને સ્પર્શ કરી બોલી ઉઠીઃ–" પિતાજી! શું જુઓ છો ? મ્હારી માતા ચિરકાળ માટે આપણો ત્યાગ કરીને ચાલી ગઇ છે."

મિરાનશાહે ઉન્માદગ્રસ્ત માણસની માફક શૂન્ય દૃષ્ટિથી નિર્જીવ પત્નીના મૃતદેહ તરફ જોયું. વિકૃત મ્હોં કરી, બન્ને હાથની દૃઢ મુઠીઓવાળી તે બોલી ઉઠયોઃ—" દુરાચારી સલિમ! આ જો ત્હારી કીર્ત્તિ ! જો, જો ! રાજરાણી આજે એક ભિખારિણીની માફક મરે છે. તેના શબદેહને ઉંચકવા માટે આજે એક માણસ પણ નથી. અરેરે! શા માટે ત્હેં મ્હારા સર્વસ્વનો વિનાશ કર્યો ?! વિધર્મીઓનું સિંહાસન જહન્નમમાં જાઓ !"

પિતાની સ્થિતિ જોઈ બાળિકા ભયભીત બની જઇ દૂર ખસી ગઈ. તત્કાળ મિરાનશાહ પોતાની સ્થિતિ સમજી શકયો. તે સમજી શકયો કે તેની ઉન્માદયુક્ત ભયંકર દૃષ્ટિથી તેની પ્રાણાધિકા પુત્રી ભય પામી છે. વિના વિલંબે આત્મસંવરણ કરીને તેણે કહ્યુંઃ–" ભય શો છે બેટા? ત્હારી મા ત્હારો ત્યાગ કરી ગઇ છે પણ હું તો ત્હારી પાસે છું. ઉપર ખુદા છે. જા, તું આપણી ઝુંપડીમાં જા. આ દેહને દાટી દઇ હું સત્વર ત્યાં આવું છું."

બાળિકાએ સજળનયને કહ્યુંઃ–" પિતાજી! એ કાર્ય તમારા એકલાથી કેવી રીતે થઇ શકશે ? હું તમને મ્હારાથી બનતી મદદ કરીશ. દુઃખ, કષ્ટ તથા નિરાશાથી મ્હારો કોમળ પ્રાણ પાષાણના જેવો કઠિન બની ગયો છે. પિતાજી! હું તમારે પગે પડું છું; મ્હને તમારી પાસે રહેવા દો."

મિરાનશાહ પુત્રીને સાથે લઇ ઝુંપડી તરફ ગયો. ત્યાંથી તે એક હથિયાર લઇ આવ્યો. પછીથી પિતા પુત્રીએ બે ત્રણ કલાક સુધી પરિશ્રમ કરીને એક સમાધિ ખોદી અને એ સૌન્દર્યપરિપૂર્ણ મૃતદેહને, કબર ( સમાધિ )માં દાટી તેને માટીથી પૂરી દેવામાં આવી.

પિતા પુત્રીનાં નેત્રોમાં આ વખતે અશ્રુજળ નહોતું. પ્રચંડ તોફાન પૂર્વે પ્રકૃતિમાં જેવી રીતે એક પ્રકારનો શાન્તભાવ દેખાય છે તેવો જ ભાવ આ વખતે તે બન્નેમાં દેખાતો હતો.

## પ્રકરણ ૩ જું.

### સ્વપ્નદર્શન.

દિવસ સર્વના જાય છે. રોગી, ભોગી, સુખી, દુઃખી સર્વના દિવસ જાય છે. જે સુખમાં રહે છે, આનન્દમાં દિવસ પસાર કરે છે, હાસ્યમુખે જીવનપ્રવાહમાં તણાય છે તેના પણ દિવસો જાય છે ત્યારે જે શોક સંતાપથી અને નિરાશાથી અશ્રુજળ વર્ષાવી દીર્ઘ નિશ્વાસો મૂકે છે તેના પણ દિવસો જાય છે. આવી રીતે દિવસો જતાં જતાં છેવટે એક દિવસ એવો આવે છે કે એ વખતે રાત્રિ દિવસનો ભેદ રહેતો નથી,—ઉદયાસ્ત કાળના ગર્ભમાં ડૂબી જાય છે, આવું વિરાટ વિશ્વ નેત્રો પાસેથી સરી જાય છે, શોક સંતાપ, વ્યથા અને આધિવ્યાધિથી અસ્થિર થઇ ગયેલો દેહ અવસન્ન અને નિશ્ચળ થઇ જાય છે, દરેક ઇન્દ્રિય વિફળ થાય છે. એ જ દિવસ મહા દિવસ—મૃત્યુનો દિવસ છે!

પત્નીવિયોગી મિરાનશાહ અને તેની માતાવિયોગિની કન્યાના દિવસ પણ જવા લાગ્યા. દારુણ નિરાશાથી અને માનસિક દુઃખથી મિરાનશાહનું શરીર પણ રોગગ્રસ્ત બની ગયું. એક દિવસે તેણે શય્યાનો આશ્રય સ્વીકાર્યો. એ શય્યા જ તેની મૃત્યુશય્યા થઇ.

પ્રથમ પ્રકરણમાં અમે જે દુઃખમય ચિત્ર અંકિત કર્યું છે એ તેના મૃત્યુના એક દિવસ પૂર્વેનું છે. બીજે દિવસે મિરાનશાહની સ્થિતિ ઘણી ખરાબ થઇ ગઇ. તે જો કે સર્વાંશે અચેતન બની ગયો નહોતો પરંતુ ક્વચિત્ તે ચૈતન્યમાં રહેતો તો ક્વચિત્ અચેતન બની જતો હતો. સ્નેહમયી પુત્રી રાત્રિ દિવસ જાગરણ કરી પિતાની સેવા કરે છે. રાત્રિનો ત્રીજો પ્રહ વીતિ ગયો છે. ચતુર્થ પ્રહરનો પ્રારંભ થતાં જ મિરાનશાહની સ્થિતિ અત્યંત શોચનીય થઇ ગઇ. તેણે ઘણા ક્ષીણ કંઠે કહ્યું:—" બ્હેન ! પાણી આપ. "

કન્યાએ એક ન્હાના માટીના પ્યાલામાં પાણી રેડી એ પાત્ર પિતાના મ્હોં પાસે ધર્યું. વૃદ્ધ પિતાએ પુત્રીના હાથનું છેવટનું પાણી પીધું. પાણી પીધા પછી તેના પ્રાણમાં જાણે કે સહજ સ્ફુર્તિ આવી.

મિરાનશાહે કન્યાને પોતાના હૃદય પાસે ખેંચી લઇ તેના મુખ ઉપર ચુંબન કર્યું. પછી તેના માથા ઉપર ધીમેથી હાથ ફેરવતાં તેણે કહ્યું:—" સલિમા! આ વિશ્વસંસારમાં હવે ત્હારું કોઇ રહ્યું નથી. ઉપર આવેલા આસમાની આકાશ પાછળ જે ખુદા છુપાઇ રહેલા છે તે જ હવે ત્હારા છે. ખુદા ઉપર વિશ્વાસ રાખજે. સંકટ આવી પડતાં અંતઃકરણપૂર્વક તું તેમનું સ્મરણ કરજે. "

સલિમાએ જોયું કે પિતા ઘણા જોરથી નિશ્વાસ મૂકે છે. પોતે પિતાના રોગથી દુર્બળ બની ગયેલા હૃદય મસ્તક મૂકેલું હોવાથી તેમની આવી ક્લાન્ત સ્થિતિ થઇ ગઇ હશે એમ તેણે વિચાર્યું. અરેરે ! હત-

ભાગિની બાળિકા! સત્ય પ્રકાર શો છે એ તુ કેવી રીતે સમજી શકે ?

થોડા સમય સુધી આવી રીતે નિશ્વાસ મૂકયા પછી એકાએક નેત્રાની પલક ઉલટી ગઇ, દેહ નિશ્ચળ થઇ ગયો, અંગ બરફના જેવું શીતળ થઇ ગયું, અને હૃદય પણ સ્થિર થઇ ગયું. મૃત્યુ પૂર્વે વૃદ્ધે માત્ર ચાર જ શબ્દ ઉચ્ચાર્યા. એ શબ્દો એવા હતા કે, "સલિમા—બદલો—વિદાય—ખુદા!"

સલિમાએ જોયું કે, સઘળું ફરી ગયું છે! છતાં બે ત્રણ વખત તેણે 'પિતા' શબ્દનો મ્હોટેથી ઉચ્ચાર કર્યો. એ ઉચ્ચારનો તેને કોણ ઉત્તર આપે ?!

ચારે તરફ ગંભીર અંધકાર છવાઇ ગયો હતો. શીતળ વન-વાયુથી અભાગિની સલિમા થરથર કંપતી હતી. તેના હૃદયમાં જાણે કે બરફ એકઠો થતો હતો. તેનાં નેત્રામાંથી અવિરલ અશ્રુધારા મૃતદેહ ઉપર પડતી હતી. સલિમાએ પુનઃ કહ્યું:—"પિતા! પિતા!" પરંતુ સલિમા આ બન્ને શબ્દોના પ્રતિધ્વનિ સિવાય બીજું કાંઇ સાંભળી શકી નહિ.

પુનઃ પ્રભાત થયું. કાળરાત્રિનું અવસાન થતાં પુનઃ સૂર્યકિર-ણોથી જગત્ હસવા લાગ્યું. ભીષણ અંધકાર પછી ઉજ્વળ પ્રકાશ નજરે પડતાં સલિમા સહજ સ્વસ્થ થઇ. માતાના મૃત્યુ સમયે તેણે જેવી રીતે અશ્રુશૂન્ય નયને તેનું અંતિમ કાર્ય કર્યું તેવીજ રીતે તેણે આજે પિતાનું કાર્ય કર્યું. તેનાં નેત્રામાં અશ્રુનું એક પણ બિંદુ નથી, હૃદય બિલ્કુલ કંપતું નથી. પાષાણ રાજ્યમાં રહીને તે જાણે કે પાષાણી બની ગઇ છે. પાષાણની માફક તેને જાણે કે સુખદુઃખની ચિંતા નથી.

પિતાના દેહને દફનાવી. સલિમાએ પોતાની જીર્ણ ઝુંપડીમાં

અગ્નિ સળગાવ્યો. અગ્નિ ભયંકરરૂપે સળગી ઉઠયો. વિના વિલંબે એ ઝુંપડી ભસ્મીભૂત થઇ ગઇ.

એ પહેરેલાં વસ્ત્ર અને કેટલીક સોનામહોર લઇ અભાગિની સલિમાએ એ સ્થાનનો ત્યાગ કર્યો. એ સ્થળે રહેવાનું સાહસ તે કરી શકી નહિ. સ્મૃતિની જ્વાળા ઘણી ભયંકર હોય છે. મનુષ્ય મરી જાય છે-નશ્વર દેહનાં ચિહ્નોનો લોપ થાય છે પરંતુ તેની સ્મૃતિનો કદાપિ લોપ થતો નથી.

માતાપિતા વિનાની દુર્ગેશ્વર મિરાનશાહની એકની એક કન્યા સલિમાએ આખો દિવસ વન જંગલમાં રખડી રઝળી છેવટે થાકી જઇને એક વૃક્ષ નીચે આશ્રય લીધો. આખા દિવસમાં તેણે કાંઇ ખાધું નહોતું. તેની પાસે દ્રવ્ય હોવા છતાં જંગલમાં તે ખાદ્યસામગ્રી કેવી રીતે મેળવી શકે ? ત્યાં કાંઇ જનપ્રાણી પણ નહોતું. પ્રકૃતિએ આપેલાં બે ચાર વનફળ ખાઇને તથા ઝરાનું પાણી પીને સલિમા અવસન્ન શરીરે એક વૃક્ષ નીચે સુઇ ગઇ તથા શ્રમની વિશેષતાથી વિના વિલંબે ઉંઘી ગઇ.

નિદ્રાવસ્થામાં પણ તેને શાન્તિ નહોતી. જાગરણમાં સ્મૃતિનું દુઃખ હતું અને નિદ્રામાં સ્વપ્નની જ્વાળા હતી. અત્યારે નિદ્રાવસ્થામાં તેણે સ્વપ્ન જોયું. જાણે કે તેનાં માતાપિતા મહા શૂન્યમાં એક પ્રકાશમય સ્થળે સુવર્ણના સિંહાસનપર બેઠાં છે. તેમનાં મુખ ઉજ્વળ તેમ જ હાસ્યમય છે. એ મ્હોં ઉપરથી ચિંતાની મલિન છાયા જાણે કે, ચિરકાળ માટે દૂર થઇ ગઇ છે. એ બન્ને મ્હોં ઉપર સુવિમળ ચંદ્રનો કોમળ પ્રકાશ પડયો છે. સલિમાને બતાવી તેની માતા પોતાના પતિને જાણે કહે છે કે, “આપણે બન્ને જણાં અત્રે અપાર સુખમાં છીએ. સલિમાને તમે અહીં કેમ બોલાવી લેતા નથી ?”

એકાએક આકાશગાત્રપર પ્રતિષ્ઠિત થયેલું એ સુવર્ણનું સિંહાસન અદૃશ્ય થઇ ગયું. આકાશમાં જે સ્થળે એ સુવર્ણ સિંહાસન પ્રતિષ્ઠિત થયું હતું એ સ્થળે ભીષણ અંધકાર ફેલાઇ ગયો. એ સ્થળેથી તેનાં માતા પિતાની યુગલ મૂર્ત્તિ સર્વાંશે અદૃશ્ય થઇ ગઇ; છતાં સલિમા પિતાના કંઠમાંથી નીકળેલો ઉત્તર સાંભળી શકી કેઃ–"ના ના, સલિમાને હજી ઘણું કાર્ય કરવાનું છે. જેણે આપણું અકાળે મૃત્યુ નિપજાવ્યું છે, જેણે આપણા સર્વસ્વનો વિનાશ કર્યો છે તેને બાળી નાખવા માટે–તેને દુઃખી કરવા માટે હું સલિમાને દુઃખમય સંસારમાં રાખી અત્રે આવ્યો છું. આપણે વૈરની વસુલાત લેવી છે. સલિમના સર્વસ્વનો નાશ થયેલો જોવાની આપણી ઇચ્છા છે. સલિમા જ સલિમના સર્વસ્વના નાશનું કારણ થઇ પડશે."

સલિમા ભયથી બૂમ પાડી ઉઠી. તેની નિદ્રા ઉડી ગઈ. એ સમજી શકી કે સ્વપ્નમાં તેણે જે કાંઇ જોયું છે તે તેના ઉત્તેજિત તેમ જ શોક દુઃખથી વિહ્વળ બની ગયેલા મસ્તિષ્કની માત્ર ક્રિયા છે. આમ હોવા છતાં ગગનપટપર પ્રતિષ્ઠિત થયેલી માતપિતાની યુગલ-મૂર્ત્તિને તે ભૂલી શકી નહિ. વૈરનો બદલો લેવાની વાતને પણ એ તે-જસ્વિની પઠાણ કન્યા ભૂલી શકી નહિ.

બીજા દિવસે પ્રભાતકાળે સલિમા ચાલતી ચાલતી એક ન્હાના પહાડી ગામમાં જઇ ચઢી. એ ગામના ઘણા ખરા રહેવાસીઓ મુસ-લમાન હતા. સર્વથી પ્રથમ એક પાકી ગયેલા વાળવાળા વૃદ્ધ પુરુષ સાથે સલિમાની મુલાકાત થઇ. એ વૃદ્ધ પુરુષનું દર્શન થતાં જ તેણે કહ્યું:–" ખુદા આપનું કલ્યાણ કરો. જનાબ ! હું ઘણી અભાગિની છું. મ્હને આપ મેહેરબાની કરી આશ્રય આપો."

વૃદ્ધ એક ધાર્મિક મુસલમાન હતો. સલિમાનું ચિંતાતુર તથા

દુઃખથી મલિન બની ગયેલું મ્હોં જોઇ, તેને કાંઇપણ પૂછ્યા સિવાય તે પોતાને ઘેર લઇ ગયો. સલિમાએ આત્મપરિચય આપ્યા સિવાય પોતાના દારુણ દુર્ભાગ્યની સઘળી હકીકત એ વૃદ્ધને કહી સંભળાવી. વૃદ્ધનું હૃદય વિદિર્ણ થયું. તેણે કહ્યું:–" બેટા! મ્હારે પાંચ પુત્રો છે; પરંતુ પુત્રી એકે નથી. તું પુત્રી તરીકે નિશ્ચિંતતાથી મ્હારા આશ્રયમાં રહે. "

આવી રીતે આશ્રય મળવાથી સલિમાએ મનમાં ને મનમાં ખુદાને ઘણો ધન્યવાદ આપ્યો. આવી રીતે દિવસો વીતવા લાગ્યા. વૃદ્ધની સ્ત્રી સલિમાનું પોતાની પુત્રી તરીકે લાલન પાલન કરવા લાગી.

આવી રીતે એક માસ વીતિ ગયો. એવામાં એક દિવસે એ વૃદ્ધના પુત્રોને પોતાના આંગણામાં પુષ્કળ લાકડાં એકઠા કરતા સલિમાએ જોયા. કારણ પૂછી જોતાં તેને માલૂમ પડ્યું કે, " મહારાજ માનસિંહ કાબૂલ ઉપર વિજય મેળવી એ રસ્તેથી પાછો ફરતો હોવાથી, મામલતદારના હુકમથી તેના સૈન્ય માટે પુષ્કળ લાકડાં એકઠાં કરવામાં આવે છે કે જેથી સૈન્યને રસોઇ બનાવવામાં અડચણ વેઠવી પડે નહિ. "

આ પ્રકાર જાણવામાં આવતાં સલિમાએ પોતાના મનમાં ને મનમાં એક કઠિન સંકલ્પ કર્યો. પછી તેણે શું કર્યું એ હવે પછી યથાક્રમે વાંચકોના જાણવામાં આવશે.



## પ્રકરણ ૪ થું.

### માનસિંહ અને સલિમા.

"આપનું નામ જ અંબરરાજ માનસિંહજી છે કે ?"

"હા, તું કોણ છે બ્હેન?"

"હું અભાગિની છું–નિરાધાર છું. મ્હારા જેવી નિરાધાર બાળિકાની બીજી શી ઓળખાણ હોઇ શકે ?"

"બ્હેન! ત્હારું સૌન્દર્ય જોતાં તું દરિદ્રની કન્યા હોય એમ લાગતું નથી !"

"ખુદાએ મ્હને ગરીબના ઘરમાં મોકલી નથી એ સત્ય છે; પરંતુ ભાગ્યદેવીની ભયંકરતાથી મ્હારી આવી દુર્દશા થઈ છે, મહારાજ !"

"તું મુસલ્માન કન્યા છે ?"

"હા."

"હું તને મ્હારી કન્યા તરીકે સંબોધું છું. તું મ્હને ત્હારો સત્ય પરિચય આપ."

"મહારાજ! હમણાં હું મ્હારો પરિચય આપી શકીશ નહિ. પરિચય આપવાને હજી ઘણો વખત છે. હમણાં હું માત્ર એટલું જ કહું છું કે, આપના જુલ્મથી જ આજે મ્હારી આવી દુર્દશા થયેલી છે."

"અમારો જુલ્મ? ક્ષત્રિય વીર કદાપિ સ્ત્રીજાતિપર જુલ્મ કરતા નથી."

" હશે કદાચ; પણ આ જુલ્મ આપના દ્વારા વ્યક્તિગત ભાવથી નહિ થયેલો હોવા છતાં જે મોગલ બાદશાહ પાસે આપે આપનો આત્મા વેચ્યો છે તેમનાથી થયો છે."

" અકબરશાહ એવા નીચ મનના નથી ! "

" હશે કદાચ; પણ તેમનો પુત્ર યુવરાજ સલિમ ઘણો નીચ છે ! "

" હવે હું સમજી શક્યો કે તું કોણ છે ! તું મિરાનગઢના રાજેશ્વર મિરાનશાહની પુત્રી છે, કેમ ? "

" આપની કલ્પના ખરી છે. "

" ત્હારે શું જોઇએ છીએ ? "

" મ્હને આશ્રય જોઇએ છીએ. જેમના બાહુબળથી આ વિશાળ સામ્રાજ્ય સુરક્ષિત છે તેમની પાસે હું કૃપાભિક્ષાની યાચના કરું છું. "

" મ્હેં તને કન્યા કહીને બોલાવી છે. કન્યાને આશ્રય આપવામાં હું સહજ પણ સંકોચ કરું તેમ નથી. મ્હારા અંબરના મહાલયમાં સ્થાનનો અભાવ નથી. તું બેલાશક મ્હારી સાથે આવી શકે તેમ છે. "

" ના મહારાજ ! અંબર આવવાની મ્હારી ઇચ્છા નથી. "

" ત્યારે ક્યાં જવાની ત્હારી ઇચ્છા છે ? "

" મોગલોના રંગમહાલ આગ્રામાં. "

" કેમ ? "

" ત્યાં એક બાંદી તરીકે હું રહીશ. "

આ ઉત્તર સાંભળવામાં આવતાં ચતુર ચુડામણિ માનસિંહનું લલાટ સંકુચિત થયું. તેણે પોતાના મનમાં કાંઇ વિચાર કર્યો. પછી તેણે કહ્યું:–" બ્હેન ! તું પઠાણ કન્યા છે ! ઘણા દિવસથી હું મોગલ પઠાણોના પરિચયમાં આવ્યો છું. ત્હારા ચિત્તમાં ધુંધવાતો અગ્નિ તથા

નયનોના ખુણામાં જ્વાળામય વિદ્યુત્ હોવાથી મોગલ રંગમહેલમાં તને સ્થાન મળી શકશે નહિ. જો તું ધારે તો ત્યાં દાવાનળ સળગાવી શકે તેમ છે! મોગલોને લીધે જ ત્હારા સર્વસ્વનો વિનાશ થયો છે; છતાં તું તેમની જ બાંદી થવાની ઇચ્છા દર્શાવતી હોવાથી ત્હારો હેતુ સહેલાઇથી સમજી શકાય છે!"

"મહારાજ! જીવનના આરંભકાળથી હું રાજમહાલયમાં રહેલી હોવાથી અન્ય સ્થળે મ્હારાથી રહી શકાશે નહિ."

"જો એમ જ હોય તો મોગલ રંગમહાલયમાં ત્હારે બાંદીનું કામ શામાટે કરવું જોઇએ? તું મ્હારા પ્રાસાદમાં ઇચ્છિત સુખ તથા આનન્દમાં રહી શકીશ. મ્હારી મહિષી પુત્રી તરીકે ત્હારું લાલનપાલન કરશે. અંબરમાં પણ રાજમહાલય જ છે."

"મહારાજ! અંબરમાં રહેવાથી મ્હારા જીવનનો એક મહાન્ સંકલ્પ પૂર્ણ થાય તેમ નથી."

"એ હું જાણું છું માટે જ તને મોગલ રંગમહાલયમાં લઇ જતાં સંકોચ પામું છું! બ્હેન! તું પઠાણ કન્યા છે. યુવરાજ સલિમે ત્હારા પિતાને પથભિક્ષુક બનાવી દઇ તેમના સર્વસ્વનો વિનાશ કર્યો છે; તેથી સલિમ પાસે તું ત્હારા વૈરનો બદલો લેવાને ઇચ્છે છે. તું એટલું યાદ રાખજે કે, સલિમ અકબરશાહનો પુત્ર હોવા છતાં રક્ત સંબંધથી તે મ્હારો અંગત સગો થાય છે. મ્હારા દેહમાં જીવ હશે ત્યાં સૂધી હું તેનું અનિષ્ટ થવા દઇશ નહિ."

"ત્યારે આપ ક્ષત્રિય હોવા છતાં આપની પ્રતિજ્ઞાનો ભંગ કરવા ઇચ્છો છો કે, મહારાજ?"

"તું બાળિકા છે; જો બીજા કોઇએ આ માનસિંહ ઉપર આવો અપવાદ મૂક્યો હોત તો તેને યથોચિત શિક્ષા સહન કરવી પડત."

" જો આ અપવાદ સહન કરવાને આપ નારાજ હો તો મ્હારી પ્રાર્થના પૂર્ણ કરો."

" હું મ્હારા રાજમહાલયમાં તને આશ્રય આપીશ. રાજકન્યા તરીકે ત્હારું પાલન કરીશ. "

" રાજકન્યા તરીકેનું સુખ ભોગવવાનું સ્વપ્ન ખુદાએ દૂર કર્યું છે. ખુદાના વિધાનની વિરુદ્ધતા કરવાની મ્હારી ઇચ્છા નથી. મહારાજ ! આવી રાત્રે આપને દુઃખ દીધું છે એ માટે હું ઘણી દિલગીર છું. આપે મ્હને કન્યા તરીકે સંબોધી છે તો આપ આ દુઃખિની કન્યાને તેના સકળ અપરાધની ક્ષમા આપો. આપની સહૃદયતા માટે ખુદા આપનું કલ્યાણ કરે એવી હું પ્રાર્થના કરું છું; પરંતુ આપ એટલું અવશ્ય યાદ રાખજો કે ગમે તે ઉપાયથી હું બાદશાહના રંગમહાલયમાં પ્રવેશ કરીશ. જો જરૂર હશે ત્યાં જ આપની સાથે મુલાકાત કરીશ."

પાઠક! આ રમણીને ઓળખી કે ? એ દુર્ગાધિપતિ મિરાનશાહની કન્યા આપણી પુર્વપરિચિતા સલિમા છે. સલિમા ઉપરોક્ત વાક્યો ઉચ્ચારી એ ચંદ્રના પ્રકાશથી પ્રકાશી રહેલા પહાડી પ્રદેશમાં પ્રેત છાયાની માફક સરી ગઇ. માનસિંહ સ્થિરતાથી ઉભો રહી ભિન્ન ભિન્ન પ્રકારના વિચાર કરવા લાગ્યો. બે ત્રણ વખત તેણે ઉચ્ચસ્વરે સલિમાને બોલાવી પરંતુ તે પાછી આવી નહિ.

એવામાં થોડે છેટે પગલાંનો અવાજ સાંભળવામાં આવવાથી માનસિંહ પોતાની તલ્વારને મ્યાનમાંથી બ્હાર ખેંચી કાઢી આત્મરક્ષણ કરવાને સાવધાન બની ગયો. તેણે પોતાના મનમાં એવો વિચાર કર્યો કે, " વૈરનો બદલો લેવાને ઉન્માદિની બની ગયેલી એ પઠાણ કન્યાએ વિશ્વાસઘાતકતા કરીને મ્હારો નાશ કરવાને આવું કૌશલ કર્યું હશે. કદાચ તેના જ માણસો મ્હારું ખુન કરવા આવતા હશે. "

પરંતુ એવામાં કેટલાક સૈનિકો માનસિંહ પાસે આવી ઉચ્ચ કંઠે બોલી ઉઠયાઃ—"અલ્લાહો અકબર! જય, મહારાજ માનસિંહનો જય."

માનસિંહે પોતાના કેટલાક સૈનિકોને જ પોતાની પાસે હાજર થયેલા જોયા. તેણે ગંભીરભાવથી કહ્યું:—"વ્યાકુળતાથી એકાએક તમે અત્રે કેમ આવ્યા છો?"

આવેલા સૈનિકોમાંના એકે અગ્રેસર થઇને ઉત્તર આપ્યોઃ—"મહારાજ! આપના પુનરાગમનમાં વિલંબ થયેલો જોઈ સંદેહવશતઃ અમે અત્રે આવ્યા છીએ. જનાબ! આ પહાડી પ્રદેશમાં શત્રુઓ છુપાઇ રહ્યા હોય તો એ બનવા જેવું છે."

"ચાલો." કહીને માનસિંહ એ પહાડી માર્ગ ઉપરથી ઉતરવા લાગ્યો! તેના મુખ ઉપર ગંભીર ચિંતાની રેખા અંકિત થઇ હતી. હજી પણ તેના મનમાં સલિમાનાં ઉજ્વળ નયન, તીવ્ર દૃષ્ટિ અને પ્રતિજ્ઞાસૂચક દૃઢ સ્વર વગેરેનું સ્મરણ થયા કરતું હતું.

## પ્રકરણ ૫ મું.

### આશ્રયપ્રાપ્તિ.

ગયા પ્રકરણમાં બનેલા બનાવ પછી ચાર માસ પસાર થઇ ગયા છે. સલિમા આગ્રાના રાજમહાલયમાં મોહમયી શિરાજીની શક્તિને આધીન થઇ સુખવિલાસમાં પોતાનો કાળ વ્યતીત કરે છે. રણસંગ્રામનું કષ્ટ, ઉદ્વેગ, ઉત્તેજના, તલ્વારોના ઝણઝણાટ, ઘોડાઓના હણહણાટ અને હાથીઓના

ભીષણ ધ્વનિ અત્રે સંભળાતા નથી. બાદશાહના ઘરમાં જન્મતાં આ દુનિયાના સકળ દુર્લભ સુખને ભોગવી શકાય છે તેનો સાક્ષાત્કાર હમણાં સલિમાને થતો હતો.

બીજી તરફથી માનસિંહ પણ ધીમે ધીમે પોતાના સ્મૃતિક્ષેત્ર-માંથી એ અપરિચિત દુર્ગનન્દિનીની વાત ભૂલી ગયો હતો. બાદ-શાહની મુલાકાત કરી, કાબૂલના વિદ્રોહનું દમન કરવાના પુરષ્કાર તરીકે પુષ્કળ દ્રવ્ય, શિરપાવ, હસ્તી, અશ્વ વગેરે લઇ હમણાં તે અંબર શહેરમાં પોતાના વિશાળ રાજમહાલયમાં સ્વરૂપવતી મહિષી-ઓના સહવાસમાં રહી અપૂર્વ સુખનો ઉપભોગ ભોગવે છે.

એવામાં એક દિવસે આગ્રાના એક વિશાળ રાજમાર્ગ ઉપર ભયંકર કોલાહલ ઉત્પન્ન થયો. એ શીતળ જળથી ભીંજાયલા રાજ-માર્ગની બન્ને બાજુએ મ્હોટા મ્હોટા ઉમરાવોના મહાલયો હારબંધ આવેલા છે. એ સઘળા મહાલયોમાંના ઘણાખરાના શિખરપર ભિન્ન ભિન્ન રંગની ચિત્ર વિચિત્ર પતાકાઓ ઉડતી જોવામાં આવે છે. મોગલ દરબારની જે ખબર રાખતું હોય, રાજ રજવાડાની જેને માહિતી હોય તે એ પતાકાઓનો રંગ તથા તેના ઉપર અંકિત થયેલાં ચિન્હ જોઇને કયા મહાલયમાં કેટલા હજારી મન્સબદાર કિંવા કયા વર્ગનો ઉમરાવ રહે છે એ સહેલાઇથી કહી શકે.

દિવસનો પ્રથમ પ્રહર પસાર થઇ ગયો છે. સઘળા મહાલયો, રાજમાર્ગ વગેરેપર સૂર્યપ્રકાશનો વિસ્તાર થયેલો છે. ઘણાં મનુષ્યો આમતેમ ફરતાં નજરે પડે છે. હાથી, ઘોડા, ઉંટ, તાંજામ, પાલખી વગેરેનો પુષ્કળ અવર જવર જોવામાં આવે છે. આવા સમયે આગ્રાના રાજમાર્ગના એક ખુણામાં એક મસ્જીદની બહાર ઘણી ભીડ થઇ રહી છે.

એક દરિદ્ર યુવતી મલિન વસ્ત્રોથી પોતાના દેહને આવૃત્ત કરી એ મસ્જીદના ઓટલાપર બેઠી છે અને ઘણા માણુસોએ એ યુવતીને ચોતરફથી ઘેરી લીધી છે. એ માણુસોમાં મોગલ પઠાણુ, હિન્દુ હબસી વગેરે સર્વ જાતિના લોક છે. ન્હાના મ્હોટા સર્વ માણુસો ત્યાં નજરે પડે છે. કોઇ કહે છે કે, " અરે ! મ્હારા નસીબની સઘળી હકીકત તું સ્પષ્ટતાથી કહે—અધુરી હકીકત કેમ કહે છે ? " વળી બીજો કોઇ માણુસ એ ભીંડમાં પોતાનો હાથ લંબાવી એ યુવતીના કંઠ નીચે ધરીને એમ કહે છે કે, " મ્હને ઘણું જરૂરી કામ છે. વિશેષ વખત સૂધી હું અત્રે રોકાઇ શકું તેમ નથી. કહે જોઇએ કે, મ્હારું આજનું કાર્ય સિદ્ધ થશે યા નહિ ? "

આ સઘળી અસંભવ ગડબડમાં પડી એ યુવતી જાણે કે ઘણી અસ્થિર બની ગઈ. કોના પ્રશ્નનો ઉત્તર આપવો અને કોના પ્રશ્નનો ઉત્તર ન આપવો તેનો તે કાંઇ નિર્ણય કરી શકી નહિ. છેવટે કંટાળી જઇને તેણે એ સ્થાનનો ત્યાગ કર્યો. આમ છતાં લોકોના ટોળાએ તેનો છુટકો કર્યો નહિ. ઘણા લોકો એ યુવતીની પાછળ પાછળ જવા લાગ્યા. કોઇએ કહ્યું, ' એ દીવાની છે. ' કોઇ બોલી ઉઠયો, ' એ બદમાશ છે. ' કોઇ રસિકે કહ્યું, ' એ ખૂબસૂરત નથી. ' આવી રીતે ત્યાં કોલાહલ ઉત્પન્ન થયો. આ કોલાહલ સાંભળી એક પ્રતિષ્ઠાસંપન્ન માણુસે પોતાના મહાલયની બારીમાંથી નીચું જોયું. તે જોઇ શકયો કે, એક લીલાં રંગનાં જીર્ણ વસ્ત્રો પહેરેલી દરિદ્ર નવયુવતી દુઃખમાં સપડાઈ રસ્તા ઉપર દોડે છે અને તેની પાછળ નગરવાસીઓનું એક મ્હોટું ટોળું દોડે છે. આવો પ્રકાર જોઇ એ પુરુષે એ દરિદ્ર નવયુવતીને પોતાના મહાલયમાં પ્રવેશ કરવાની હસ્તસંકેતથી સૂચના કરી. નવયુવતીએ પણ તત્કાળ એ મહાલયમાં પ્રવેશ કરી

છુટકારાનો એક ઉંડો નિશ્વાસ મૂક્યો. દ્વારરક્ષકે તરત જ દ્વાર બંધ કરી દીધું અને તે સાથે જ લોકોનું ટોળું પણ વિખરાઇ ગયું.

એ હતભાગિની નવયુવતીએ આવી રીતે આવી પડેલા સંકટમાંથી મુક્ત થઈ ઉપરોક્ત મહાલયમાં પ્રવેશ કર્યો. એવામાં એક પ્રસન્નવદન ઉમરાવે એ સ્થળે આવી સ્નેહપૂર્ણ સ્વરે પૂછ્યું:- "તું કોણ છે, બ્હેન ?"

આવા સ્નેહપૂર્ણ પ્રશ્નથી શાન્ત થઇ એ નવયુવતીએ કહ્યું:- "જનાબ ! હું અનાથિની છું-આ દુનિયામાં મ્હારું કોઇ નથી."

"એ તો હું ત્હારી સ્થિતિ જોઇને જ સમજી શકું છું. આ બાદશાહી નગરમાં તું પહેલ વહેલી જ આવી હોય એમ લાગે છે, કેમ ?"

"હા પિતા ! આજે જ હું આ નગરમાં આવી છું."

"શું બન્યું છે ? એટલા બધા લોકો ત્હારી પાછળ પાછળ શા માટે દોડતા હતા ?'

"કાંઈ મહત્વનો બનાવ બન્યો નથી. મ્હારો આવો લીલા રંગનો પોષાક જોઇ, મ્હને દીવાની સમજી એક ઉમરાવ મ્હને હાથ બતાવવા આવ્યો. મ્હેં તેને આશા ભંગ કર્યો નહિ. ગુરુની કૃપાથી ભાગ્ય ઉકેલવાનું સામાન્ય જ્ઞાન મ્હને પ્રાપ્ત થયું છે. એ ઉમરાવને મ્હેં બે ચાર ખરી વાત કહી જેથી તેણે મ્હારા ઉપર સંતુષ્ટ થઇને મ્હને એક સોનામહોર ઇનામ તરીકે આપી; પણ તેના વિદાય થઈ ગયા પછી જે લોકો દૂર ઉભા રહીને આ પ્રકારનું દર્શન કર્યા કરતા હતા તેઓએ મ્હારી પાસે આવી મ્હને ઘેરી લીધી. એ સ્થળનો ત્યાગ કરવા છતાં પણ મ્હારો છુટકારો થયો નહિ. પછીથી જે કાંઇ બન્યું છે તે આપે આપની નજરે જોયું છે."

પ્રસન્નમુખવાળા એ પુરુષે કહ્યું:-" બ્હેન! આ આગ્રા બાદશાહી નગર છે. અહીંના રાજમાર્ગ ઉપર સુન્દરી યુવતીએ એકલી આવવું જવું શ્રેયસ્કર નથી. તું મ્હારી સાથે આવ."

ઉમરાવ એ દીવાનીને સાથે લઇ પાસે આવેલા એક ઓરડામાં ગયો. એ ઓરડામાં બીજા બે માણસો બેઠેલા હતા. તેઓમાંના એક જણે ઉત્સુકતાથી પૂછ્યું:-" શું બન્યું છે, ખાનસાહેબ?"

ખાનસાહેબે પેલી રમણીના મુખે જે સઘળી હકીકત સાંભળી હતી તે એ બન્ને માણસોને કહી સંભળાવી. એ હકીકત સાંભળી ઓરડામાં બેઠેલા બે માણસોમાંના એક સૈનિક વેશધારીએ કહ્યું:-" ખાનસાહેબ! એને જનાનામાં મોકલતાં પહેલાં આપણે આપણા હાથ એક વખત બતાવી જુઓને!"

ખાનસાહેબે અર્થપૂર્ણ દૃષ્ટિથી રમણી તરફ જોયું. રમણીએ અત્યંત શાન્તભાવથી કહ્યું:-" આપે મ્હને આશ્રય આપ્યો છે-મ્હારી આબરુનું રક્ષણ કર્યું છે તેથી હું આપના આભારના ભારથી દબાયલી છું; પણ હાથ જોતાં કેટલીક વખત ઘણી અપ્રિય સત્ય હકીકત કહેવી પડે છે. જો એ લોકો મ્હારી હકીકત સાંભળી ક્રોધે ન ભરાય-સત્ય વાત સાંભળી રુષ્ટ ન થાય તો મ્હને હાથ જોવામાં કાંઇ હરકત નથી."

એ સૈનિક વેશધારી પુરુષે ગંભીર હાસ્ય કરીને કહ્યું:-" ના-ના, બીબી, અમે તું જે કાંઇ કહે તે સાંભળવાને તૈયાર છીએ. તું અહીં બેસ."

રમણી અત્યંત સંકોચથી જમીનપર બિછાવેલી બસરાની કિંમતી કાર્પેટપરના બિછાનામાં બેઠી. સૈનિક પુરુષે ઘણી અધીરતાથી પોતાનો જમણો હાથ લાંબો કર્યો. રમણીએ એ હાથ પોતાના હાથમાં લઇ

ઘણા વખત સુધી તેને આમતેમ ઉલટાવીને જોયો. ત્યાર પછી ગંભીર મુખે તેણે કહ્યું:–" સાહેબ! આપનો પોષાક જોતાં આપ સૈનિક પુરુષ–વીર ધર્માશ્રયી હો એમ લાગે છે. આપના હૃષ્ટપુષ્ટ દેહ અને તીવ્ર નેત્રો જોતાં આપ ઘણા બળવાન્ હો એમ જણાય છે; આમ છતાં હું જે કાંઇ કહું તે સાંભળીને આપ ભયભીત તો નહિ બની જાઓને ? "

એ શાન્ત જણાતા બળવાન્ સૈનિકે સ્મિતહાસ્ય કરીને કહ્યું:– " ના–ના, યુદ્ધ એ મ્હારો વ્યવસાય છે. મૃત્યુ તો અમારી રમતની વસ્તુ છે. વળી મૃત્યુ કરતાં આ દુનિયામાં બીજું કાંઇ નિશ્ચિત નથી; છતાં એ મૃત્યુની પણ અમે બિલ્કુલ ચિંતા રાખતા નથી. ત્હારે જે કાંઇ કહેવાનું હોય તે તું બેલાશક કહે. "

રમણીએ એ સૈનિક પુરુષના અવિચળિત મુખભાવનું એક વખત કઠોર દૃષ્ટિથી દર્શન કરીને કહ્યું:–" ખરું છે સાહેબ! રણસંગ્રામમાં મૃત્યુ નિપજે એ વીરનરને માટે ગૌરવનો વિષય છે; પરંતુ ઘરના ખુણામાં લોહીથી ભીંજાયલી સ્થિતિમાં શોચનીય મૃત્યુ નિપજે એવી ઇચ્છા સાહસિક સૈનિક પુરુષને પણ હોય એમ હું ધારતી નથી. "

આ તેજસ્વી વાક્ય સાંભળી એ સૈનિક પુરૂષ પણ સહજ વિચળિત બની ગયો. તેની ઉત્સુકતા વધી ગઇ. તેણે કહ્યું:–" વીર હૃદય કોઇ પણ પ્રકારના મૃત્યુનો ભય રાખતું નથી. તું સંકોચ રાખ્યા સિવાય સઘળી હકીકત કહે. "

રમણીએ પ્રથમના જેવા સ્વરે કહ્યું:–" આપના ભાગ્યાકાશમાં પ્રથમ પુષ્કળ સુખ છે. પછી ભયંકર મેઘમાળાથી એ ભાગ્યાકાશ આચ્છાદિત થશે અને છેવટે ભીષણ વજ્રાઘાત થશે ! "

સૈનિક પુરુષે હસીને કહ્યું:–" બીબી, એનો પણ મ્હને ભય નથી. "

રમણીએ કપાળ સંકુચિત કરી ભયંકર ભાવથી કહ્યું:–" સાહેબ ! એમ નથી. ઘણી નૃશંસ હત્યાથી અકાળે આપનું મૃત્યુ નિપજશે. એ ભયંકર મૃત્યુ જોઇ અત્યંત કઠોર પાષાણ હૃદય પણ કંપી ઉઠશે."

આ વાત સાંભળી સૈનિક પુરુષે પોતાનો હાથ પાછો ખેંચી લીધો. તેનું નિરંતર પ્રસન્ન રહેતું મુખમંડળ પ્રથમ સહજ ગંભીર થયું પરંતુ અલ્પકાળમાં જ તેણે પુનઃ મેઘમુક્ત પૂર્ણચંદ્રના જેવો ઉજ્વળ ભાવ ધારણ કર્યો.

જે અમીરે યુવતીને પ્રથમ આશ્રય આપ્યો હતો તેણે આ વખતે કહ્યું:–" કેમ કુલીખાન ! હવે થયું ? હજી હાથ બતાવવો છે કે ?"

કુલીખાને હાસ્ય કરીને કહ્યું:–" થયું હવે. મ્હારો શોખ પૂરો થયો છે. દીવાનીએ કહેલી હકીકતથી હું સહજ પણ વિચલિત થયો નથી. હવે આપ આપનો હાથ બતાવો !"

એ પ્રશાન્તમૂર્ત્તિ ઉમરાવે કહ્યું:–" ઉતાવળ કરવાની શી જરૂર છે? એ રમણી મ્હારા આશ્રયમાં રહેવાની છે એટલે હું તેને ગમે ત્યારે મ્હારો હાથ બતાવી શકીશ."

આમ કહી તેણે એક બાંદીને બોલાવી દીવાનીને જનાનામાં પોતાની પત્ની પાસે લઇ જવાની આજ્ઞા કરી. બાંદી તત્કાળ દીવાનીને સાથે લઇ ત્યાંથી ચાલી ગઇ. એ ઉમરાવ જ એ મહાલયનો માલિક કિંવા ગૃહસ્વામી છે. એનું નામ અમીરઉદ્દીલા મહબતજંગ ગિયાસબેગ છે. એ અકબર બાદશાહનો મુખ્ય ખજાનચી તેમ જ રાજ્યનો એક શ્રેષ્ઠ ઉમરાવ છે. જેણે દીવાનીને હાથ બતાવ્યો હતો તેનું નામ અલીકુલીખાન છે. તે બાદશાહની આધીનતામાં રહેતો એક પાંચહજારી મન્સબદાર છે. વળી જે ત્રીજો માણસ અત્યાર સુધી

મૌનનું અવલંબન કરી આ પ્રકાર જોયા કરતો હતો તેનું નામ મલેક મહમદ છે. તે એક રત્નવ્યવસાયી છે તેમજ અકબર બાદશાહનો કૃપાભાજન છે.

ગિયાસ બેગે અત્યંત દુઃખદ સ્થિતિમાંથી ક્રમાન્વયે આવું ઉચ્ચ પદ મેળવ્યું છે. એક મુઠી અનાજ મેળવવાની આશાથી નિરાધાર સ્થિતિમાં તે પોતાની સ્ત્રી તથા કન્યાને લઇ ઘણે દૂર આવેલા ઇરાનદેશમાંથી રત્નગર્ભા હિંદુસ્તાનમાં આવ્યો હતો. હવે તેના પ્રાણુની એ અતૃપ્ત આશા પૂર્ણ થઇ છે. એક દિવસે તેણે આશ્રયહીન, અન્નહીન, સહાયહીન દરિદ્ર મુસાફરના વેશમાં આગ્રામાં પ્રવેશ કર્યો હતો અને હમણાં તે દિલ્લીશ્વર અકબરશાહનો એક ઉંચા અધિકારવાળો રાજમંત્રી બની ગયો છે. આવી રીતે કલ્પના પણ ન થઇ શકે એવી ઉન્નત સ્થિતિ પ્રાપ્ત થવા છતાં તેના મનમાં બિલ્કુલ અહંકાર નહિ હોવાથી એના આવા નિરભિમાની સ્વભાવથી રાજસભાના સઘળા અમીર ઉમરાવો તેના ઉપર સંતુષ્ટ રહે છે. તે પોતે દુઃખના અંધકારમય સ્થળેથી અપાર ઐહિક સુખના ઉજ્વળ સ્થાને ઉપસ્થિત થયેલો હોવાથી દરિદ્રજનો તરફ તેની ઘણી સહાનુભૂતિ છે. ઘણી વખતે તે અધિકાર કિંવા યોગ્યતા ભૂલી જઇ દરિદ્રની માફક દરિદ્રની સેવા કરે છે. તેનું દેવતુલ્ય મહત્વ જોઇને સર્વે આશ્ચર્યચકિત બની જાય છે.

ગિયાસબેગની પત્ની પણ તેના જેવી જ શાન્ત સ્વભાવની અને સ્વધર્મપરાયણા છે. જો કે તે એક પ્રતિષ્ઠિત ઉમરાવની ગૃહિણી છે તો પણ તેની રીતભાત સામાન્ય ગૃહસ્થ મહિલાના જેવી છે. આડંબર કરતાં સાદાઇ તેને વિશેષ પ્રિય છે. અસંખ્ય દાસદાસીઓ હોવા છતાં સંસારનાં ઘણાં ખરાં કાર્યો તે પોતાના હાથે જ કરે છે. અતિથિની સેવા કરી તે અત્યંત આનન્દ અનુભવે છે. વળી જો અતિથિ

દરિદ્ર હોય છે તો તે વિશેષ ઉમંગથી તેની સેવા કરે છે.

ગિયાસબેગે બાંદી સાથે વિશેષ કાંઇ ભલામણ કરેલી નહિ હોવા છતાં તેની પત્ની અમિનાબીબી સલિમાની સ્થિતિનું દર્શન કરતાંની સાથે જ આભાસથી સ્વામીનો મનોભાવ સમજી શકી. તેણે સહાસ્યમુખે પ્રસન્નતાપૂર્વક સલિમા તરફ જોઇને પ્રેમપૂર્ણ કંઠે કહ્યું: “આવ બ્હેન! અહીં કોઇ પણ પ્રકારની શર્મ કે સંકોચ રાખીશ નહિ. આ ઘરને તું ત્હારું પોતાનું જ ઘર સમજજે.”

અનાથિનીને એવો ભાસ થયો કે, તે જાણે કે એક દેવીમૂર્તિ પાસે આવી છે. એ મૂર્ત્તિના હૃદયમાં દીન દરિદ્ર અનાથ મનુષ્યો પ્રત્યે કેટલો સ્નેહ હતો તે તેના ઉપરના વાકયપરથી જ સમજી શકાય તેમ હતું. આ પ્રપંચપરિપૂર્ણ સ્વાર્થી સંસારમાં આવી નિસ્વાર્થ પરપ્રીતિ અને સ્નેહ હોઇ શકે છે, એવું જોઇ અનાથિનીને ઘણું આશ્ચર્ય લાગ્યું. દીવાનીએ સંકોચનો ત્યાગ કરીને કહ્યું:—“માતાજી, જેમણે આજે દયા ભાવે આ દુઃખિનીને આશ્રય આપ્યો છે તેઓ જેવા દેવતા છે તેવાં તમે તેમનાં યોગ્ય દેવીપત્ની છો. મ્હારા સુખમય જીવનમાં પણ પૂર્વે મ્હેં કદાપિ કોઇ સ્થળે આવી નિસ્વાર્થ પ્રીતિ તેમ જ સ્નેહનું દર્શન કર્યું નથી.”

ઉમરાવપત્નીએ કહ્યું:—“બ્હેન! હમણાં એ સઘળી નિરુપયોગી વાત કરવાની કાંઇ જરૂર નથી. પ્રથમ તું સ્નાન કરી લઇ કાંઇક ખા. ત્હારું મ્હોં સુકાઇ ગયું છે.”

બાંદીને બોલાવ્યા સિવાય અમિના અનાથિનીને સ્નાનાગારમાં લઇ ગઇ. આગ્રાના પ્રત્યેક ઉમરાવના મકાનમાં હમામ કિંવા સ્નાનાગાર છે. એ હમામમાં ગરમ, સામાન્ય ગરમ, શીતળ, સામાન્ય શીતળ, અત્યંત શીતળ સર્વ પ્રકારનું સ્નાનોપયોગી જળ ભરી

રાખેલું હોય છે. અમિનાએ પોતાના હાથે જ અનાથિની રમણીને સ્નાન કરાવ્યું. પછી ભિન્ન ભિન્ન પ્રકારની સુગંધિ વસ્તુઓથી તેના દેહને સ્વચ્છ તથા સૌગંધયુક્ત કરી, વસ્ત્રાગારમાં લઇ જઇ તેને મનોહર મૂલ્યવાન્ પોષાક પહેરાવ્યો. અનાથિનીનું મલિન સૌન્દર્ય હવે સ્વચ્છ, સુગંધિમય થયું તથા તે એક રાજરાણીના જેવી રૂપસુન્દરી બની ગઇ. અમિનાને પણ એક ભુવનમોહિની પુત્રી હતી; પરંતુ આ અનાથિનીનું વિશુદ્ધ જળથી સ્વચ્છ થયેલું સુવિમળ સૌન્દર્ય જોઇ તે પોતાના મનમાં ને મનમાં વિચારવા લાગી:–" મ્હારી પુત્રીને સર્વે અદ્વિતીય સુન્દરી કહે છે; પરંતુ આ નવયુવતીની તુલનામાં મ્હારી પુત્રીનું રૂપગૌરવ સહજ શિથિલ થઇ જતું હોય એવો મ્હને ભાસ થાય છે."

ભિન્ન ભિન્ન પ્રકારના રોચક તથા સ્વાદિષ્ટ ખાદ્ય પદાર્થોનો થાળ પીરસી અમિનાએ અનાથિનીને જમવા બેસાડીને કહ્યું:–" બેટા ! મ્હારા પતિદેવતાની એવી આજ્ઞા છે કે, હમ્મેશાં એક અતિથિને ભોજન કરાવ્યા સિવાય અમારે ભોજન કરવું નહિ. તું અમારા અતિથિરૂપ છે એટલું જ નહિ પણ પુત્રી તુલ્ય છે. કોઇ પણ પ્રકારનો સંકોચ રાખ્યા સિવાય તું નિશ્ચિતતાથી ભોજન કર."

સ્નેહથી, સદય વ્યવહારથી વનનાં પ્રમત્ત પશુ શાન્ત થાય છે તો પછી મનુષ્યનું પૂછવું જ શું? એ અનાથિનીએ ઇચ્છાનુસાર ભોજન કરી પરમ પરિતૃપ્તિ મેળવી. પછી અમિનાએ પૂછયું:– "બેટા! ત્હારું નામ શું છે?"

અનાથિનીએ સંકોચ સિવાય ઉત્તર આપ્યો:–" મા! મ્હારું નામ સલિમા છે."

અમિના અને સલિમા વચ્ચે વાતચિત ચાલતી હતી એવામાં

એક ભુવનમોહિની સુન્દરી એ સ્થળે આવી પહોંચી. તેના આગમનથી એ ગૃહમાં જાણે કે અવરુદ્ધ ચંદ્રકર રેખાની સાથે વિજળીની ઉજ્વળ જ્યોતિનું મિલન થયું.

અનાથિનીએ આવેલી સુન્દરીનું રૂપ જોઇ મોહિત બની જઇ સ્વગત વિચાર્યું:–" વાહ! જોવા જેવું રૂપ છે! હું સ્ત્રી હોવા છતાં આ રૂપને બે કલાક સુધી જોવાની મ્હને પણ ઇચ્છા થાય છે."

હાસ્યપ્રફુલ્લ મુખે એ ભુવનમોહિનીએ તેની માતાને સંબોધીને કહ્યું:–" મા! આ કોણ છે?"

માતાએ ઉત્તર આપ્યો:–" અલ્પકાળ પૂર્વે તે અતિથિ હતી અને હવે મ્હારી મ્હોટી કન્યા છે. મેહેર! મ્હારો આવો ઉત્તર સાંભળી તું રીસાઇશ નહિ! જો જોઇએ, એનું રૂપ કેવું સુન્દર છે?"

મેહેરે વિસ્મયસહ જોયું કે એ સ્વચ્છ રૂપજ્યોતિ અતૃપ્ત નેત્રોથી જોવા જેવી હતી. વિશાળ લોચનયુગલ, સુવિસ્તૃત કેશકલાપ, સરળ હાસ્યસૂચક ગુલાબી ઓષ્ઠાધર વગેરે સર્વ જોવા જેવું હતું.

બીજી તરફથી સલિમા સ્વગત વિચારતી હતી કે, " જો વિધાતાએ એકાન્તમાં બેસીને કોઇ રમણીની મૂર્ત્તિ નિર્માણ કરી હોય તો તે આ મેહેરઉન્નિસા જ છે. આ અદ્વિતીય રૂપવતી છે. આ સુન્દરતા, આ રૂપ અવર્ણનીય છે.

મેહેરની માતાએ કહ્યું:–" તું ત્હારી નવીન બ્હેન સાથે વાતચિત કર. હું ઘરનું કામકાજ આટોપવા જાઉં છું." આમ કહી મેહેરની માતાએ એ સ્થાનનો ત્યાગ કર્યો.

મેહેર આવી સલિમાની પાસે બેઠી. જાણે કે જ્વાળામયી વિજળી મૂર્ત્તિ ધારણ કરી ઉજ્વળ વાસંતિ પૂર્ણિમાની સુવિમળ જ્યોત્સ્ના સાથે મળી ગઇ. જાણે કે સુવાસિત માલતી, સેફાલિ, ચમેલી, ચંપક,

નાગકેશર, ગંધરાજ વગેરેની મિશ્રપરિમળ આવીને પારિજાતની સુવાસમાં મળી ગઇ.

પાઠક મહાશય ! અમારી દુર્બળ લેખિની આ રૂપનું યથાર્થ ચિત્ર અંકિત કરી શકે તેમ નથી.

મેહેરે સ્નેહમય સ્વરે કહ્યું:-" બ્હેન ! તું જ પેલી મસ્જીદના ઓટલાપર બેઠી હતી કે ? "

સલિમાએ મૃદુહાસ્યસંયુક્ત ઉત્તર આપ્યો:-" હા, હું જ ત્યાં બેઠી હતી અને તેથી જ તમારું દર્શન કરવાને હું ભાગ્યશાળી થઇ છું."

મેહેરે કહ્યું:-" બારીમાંથી હું સઘળું જોતી હતી; પણ ત્હારા રૂપને લીધે જ ત્યાં લોકોનું ટોળું એકઠું થયું હતું કે ? "

સલિમાએ સહજ વિરક્તિસુચક સ્વરે કહ્યું:-" ના, ના, એવું કાંઇ નહોતું. એક અમીરનો મ્હેં હાથ જોયલો હોવાથી મ્હારી આસપાસ લોકોનું ટોળું ફરી વળ્યું હતું. "

મહેરે આશ્ચર્ય પામીને પૂછ્યું:-" તને હાથ જોતાં આવડે છે કે ? "

સલિમા:-હા. થોડું ઘણું આવડે છે. એક વનવાસી સાધુ મહાત્મા પાસેથી જ્યોતિષ વિદ્યાનું સામાન્ય જ્ઞાન મ્હેં મેળવ્યું છે.

મેહેર:-બ્હેન ! ત્હારો દેશ કયો છે ?

સલિમા:-એ જાણવાથી તમને કાંઇ લાભ નથી.

મેહેર:-જો તને તે કહેવામાં દુ:ખ થતું હોય તો હું સાંભળવા કિંવા જાણવા ઇચ્છતી નથી. ત્હારાં માબાપ નથી કે ?

સલિમા:-ના, તેઓ સ્વર્ગવાસી થયાં છે

મેહેર:-સ્વામી નથી કે ?

સલિમા:-હું કુમારિકા છું.

મેહેર:-ત્યારે તો બહુ સારું. હું ત્હારા જેવી એક સહચરીની

શોધ કર્યા કરતી હતી. મ્હારા સદ્ભાગ્યે હું સહચરીને બદલે ત્હારા જેવી ભગિની મેળવી શકી છું. બ્હેન ! તને જ્યારે હાથ જોતાં આવડે છે ત્યારે પછી તું એક વખત મ્હારો હાથ કેમ જોતી નથી ?

સલિમાઃ–બ્હેન ! એ માટે મ્હને ક્ષમા આપો.

મેહેરઃ–કેમ ?

સલિમાઃ–તમારા આટલા બધા સ્નેહ, પ્રેમ તથા કૃતજ્ઞતાનું ઋણ હું વાળી શકું તેમ નથી.

મેહેરઃ–હાથ જોવામાં કૃતજ્ઞતાના ઋણનો શો સંબંધ છે?

સલિમા–હાથ જોઇને કેટલીક વખતે અપ્રિય સત્ય કહેવું પડે છે. એ સત્ય અનેક હૃદયમાં એક પ્રકારનું નવીન કષ્ટ ઉત્પન્ન કરે છે.

મેહેરઃ–તેથી શી અડચણ છે ! સત્ય કથા કહેવામાં કાંઇ દોષ નથી. ત્હારે મ્હારો હાથ જોવો જ પડશે.

મેહેરે પોતાના આગ્રહનો ત્યાગ ન જ કર્યો. સલિમા બીજો કોઈ ઉપાય નહિ હોવાથી તેનો અત્યંત કોમળ મેંદીથી રંગેલો હાથ પોતાના હાથમાં લઇ આમ તેમ ફેરવીને જોવા લાગી. થોડા વખત પછી સહાસ્યમુખે તેણે કહ્યું:–"બ્હેન ! તમે રાજરાજેશ્વરી થશો !"

મેહેર બોલી ઉઠીઃ–"તું મ્હને પ્રસન્ન કરવાને આમ કહે છે. મ્હારા નસીબમાં એવું સૌભાગ્ય નિર્માણ થયેલું નથી !"

સલિમા આ શબ્દો સાંભળી સહજ વિરક્ત બની ગઈ. કિંચિત્ અભિમાનસૂચક સ્વરે તેણે કહ્યું:–"શું તમે મ્હારી વાત ઉપર વિશ્વાસ નથી મૂકી શકતાં ?"

મેહેરઃ–કેવી રીતે વિશ્વાસ મૂકી શકું ? રાજા કહે કિંવા સમ્રાટ્ કહે–આ હિંદુસ્તાનના અધીશ્વર અકબરશાહ છે. જો હું તેમની જ્યેષ્ઠ પુત્રવધૂ થઇ શકું તો જ રાજરાજેશ્વરી થયેલી ગણાઇ શકું.

સલિમા:—જો ખુદાની એવી જ ઇચ્છા હોય તો એમ ન બને કે ? હું ઉચ્ચકુળમાં જન્મેલી હોવા છતાં મ્હારી સ્થિતિ આજકાલ એક અનાથિની જેવી છે તે પ્રમાણે તમારા ભાગ્યની ગતિ મ્હારા ભાગ્યની ગતિથી વિપરીત હોય તો તમે રાજરાણી ન થઇ શકો કે ? ભાગ્યચક્રની ગતિ જ નિરંતર એવી અકલ્પનીય હોય છે.

મેહેર:—સત્ય છે; પરંતુ અકબરશાહ પોતાની આટલી મ્હોટી ઉમ્મરે પુનઃ નવીન મહિષીનો સ્વીકાર કરે એ અસંભવ છે. જો મ્હારે કદાચ રાજરાજેશ્વરી જ થવાનું હોય તો સામ્રાજ્યના ઉત્તરાધિકારીની સાથે મ્હારો વિવાહ થવો જોઇએ; કિન્તુ એ માર્ગમાં અનેક કંટક છે અને તેથી જ ત્હારી વાત સાંભળી મ્હને હસવું આવ્યું છે.

સલિમા:—કેમ, એ માર્ગમાં શા કંટક છે ?

મેહેર:—શાહજાદા સલિમ વિવાહિત છે. મ્હારા જેવી એક સામાન્ય ઉમરાવકન્યા સાથે દિલ્લીશ્વરના પુત્રનો—હિન્દુસ્તાનના ભાવિ શહેનશાહનો વિવાહ થઇ શકે તેમ નથી.

સલિમા—ખુદાની ઇચ્છા હોય છે તો અસંભવ પણ સંભવ થાય છે. સમ્રાટ્‌ને ઉત્પન્ન કરનાર ખુદા છે તેવી રીતે તમને ઉત્પન્ન કરનાર પણ તે જ છે.

મેહેર:—ના ના બ્હેન! જે અસંભવ છે તેને કેવી રીતે સંભવ કરી શકાય. તું બરાબર ધ્યાનથી મ્હારો હાથ જો.

સલિમાને સહજ કંટાળો ઉપજ્યો; પોતાની ગણનાનું ગર્વાભિમાન જાણે કે સહ જ અવનત થઇ ગયું; છતાં તેણે મેહેરનો કુસુમ સમાન કોમળ હાથ પુનઃ પોતાના હાથમાં લઇ કેટલાક વખત સુધી વિશેષ ધ્યાનથી જોયા પછી કહ્યું:—"બ્હેન! હું તમને કહી ચુકી છું કે તમે પ્રથમ દર્શને જ મ્હારો પ્રેમ મેળવી શક્યાં છો.

ભાગ્યગણુના સંબંધી આગ્રહ પ્રકાશિત કરી તમે ઘણો અન્યાય કર્યો છે. હવે તમારે અપ્રિય વાત સાંભળવી પડશે. મ્હારા મનમાં પ્રથમથી જે ભય હતો તે છેવટે આગળ આવ્યો છે."

મેહેરે આશ્ચર્ય પામીને કહ્યું:—"કેમ—કેમ ? તું આમ કેમ કહે છે ?"

સલિમાએ કહ્યું:—"જો સત્ગુરુ પાસેથી મ્હેં આ શાસ્ત્રનું સામાન્ય પણ જ્ઞાન મેળવ્યું હોય, જો હિન્દુ જ્યોતિષ શાસ્ત્ર સત્ય હોય તો મ્હેં જે જોયું છે તે ઉપરથી હું કહી શકું છું કે, તમે રાજરાજેશ્વરી થાઓ તે પૂર્વે જ તમારું ઘણું અશુભ થશે."

મેહેરઃ—શું અશુભ થશે ?

સલિમાઃ—તમે અકાળે વિધવા થશો !

મેહેરઃ—ત્હારું કહેવું હું સમજી શકતી નથી. તું જ કહે છે કે હું રાજરાજેશ્વરી થઇશ.' હવે ત્હારી વાતને અનુસરીને જ હું તને એવો પ્રશ્ન પૂછું છું કે, એક દીન હીન વિધવા દિલ્લીના તખ્તપર કેવી રીતે બેસી શકશે ?

સલિમાઃ—ભાગ્યલિપિનું ખંડન કોઇથી થઇ શકે તેમ નથી. પ્રથમ તમારા ભાગ્યમાં અપાર દુઃખ, શોક અને સંતાપ છે પછીથી મહા સુખ છે.

મેહેરઃ—ત્હારું ગણુનાશાસ્ત્ર જહન્નમમાં જાઓ. ત્હારી જ્યોતિષ વિદ્યા યમુનાના અગાધ જળમાં નિમજ્જિત થઇ જાઓ ! હું કોઇ પણ પ્રકારે ત્હારી આ ભવિષ્યવાણિપર વિશ્વાસ મૂકી શકું તેમ નથી.

સલિમાઃ—ભલે, હમણાં મ્હારી ભવિષ્યવાણિ ઉપર વિશ્વાસ ન મૂકશો. હું એવી અભાગિની છું કે, મ્હારું મૂલ્યું સત્વર થાય તેમ નથી; પરંતુ બ્હેન ! કદાચ ભાગ્યદોષથી મહા દુઃખ ભોગવવાનો પ્રસંગ આવે તો એક વખત મ્હારું સ્મરણ કરજો. હું ગમે ત્યાં

હોઇશ ત્યાંથી તમને આવી મળીશ.

મેહેરઉન્નિસાએ વિષણ્ણમુખે કહ્યું:–" ઠીક, તેમ જ થશે; પરંતુ તું માતાજીને આ સંબંધી કાંઇ કહીશ નહિ. આ સઘળી વાત ગુપ્ત રાખવાના ખુદાનું નામ લઇને તું કસમ ખા."

સલિમા:–કસમ ખાવાની શી જરૂર છે બ્હેન? બ્હેન! મ્હારો જન્મ કાંઇ નીચ કુળમાં થયો નથી. જે વાતનો તમે નિષેધ કરો છો એ વાત વિશ્વસંસારનું અન્ય કોઇ માણસ જાણી શકશે નહિ.

મેહેર એ સ્થાનનો ત્યાગ કરી વિષણ્ણ મને સલિમા પાસેથી ચાલી ગઇ. સલિમાએ એક મર્મભેદક ગાઢ નિશ્વાસ મૂકી પોતાનો મૂલ્યવાન્ પોષાક કાઢી નાખી મલિન વેશ ધારણ કર્યા પછી લેખન-સામગ્રી લઇ નીચે પ્રમાણે એક પત્ર લખ્યો:–

" સ્નેહમયી માતા! ખુદાએ આ સુખના સંસારમાં મ્હારા ભાગ્યમાં પુષ્કળ દુ:ખ લખેલું છે. એ દુ:ખને હું મ્હારું કર્મફળ સમજું છું. તેમાંથી મ્હારો ઉદ્ધાર કરવાની શક્તિ કેવળ ખુદા સિવાય બીજા કોઇનામાં નથી. માતાજી! તમારા સ્નેહમય આશ્રયમાં હું રહી શકું તેમ નથી. તમે મ્હને અકૃતજ્ઞ સમજશો નહિ. વિદાય થતી વખતે હું તમારી મુલાકાત કરી શકતી નહિ હોવાથી મ્હને મહા પાપ લાગશે. જો કદાચ કોઇ પણ પ્રસંગે હું તમને થોડી ઘણી પણ ઉપયોગી થઇ પડીશ તો મ્હારા જીવનની સાર્થકતા થઇ સમજીશ.

—સલિમા."

પત્ર સહેલાઇથી નજરે પડે એવી રીતે શય્યાપર મૂકીને તથા અમિનાએ આપેલો પોષાક પણ શય્યાપર ગોઠવી અભાગિની સાલમાએ ચુપકીદીથી એ સ્થાનનો ત્યાગ કર્યો.

અમિનાએ સાંસારિક કાર્યથી નિવૃત્ત થયા પછી આવીને જોયું

તો જે ઓરડામાં સલિમા હતી એ ઓરડો ખાલી હતો! ત્યાં મેહેર નહોતી તેમજ સલિમા પણ નહોતી. એવામાં એકાએક સલિમાના પેલા પત્ર ઉપર તેની નજર પડી. પત્ર વાંચી જોઈ તે બનેલો બનાવ સમજી શકી. તેણે સલિમા સંબંધી મેહેરને અનેક પ્રશ્ન પૂછ્યા; પરંતુ તે પોતાના એકકે પત્રનો સદુત્તર મેળવી શકી નહિ.

## પ્રકરણ ૬ ઠું

### બીજારોપણ.

એ વખતમાં બાદશાહના રંગમહેલના સુવિસ્તૃત ચૉકમાં 'મિના બાજાર' નામના એક આનન્દમય મહોત્સવનું અનુષ્ઠાન અને આયોજન થતું હતું. આજકાલ આપણે જેને અંગ્રેજીમાં 'ફેન્સી ફેર' કહીએ છીએ તેનો જ એ પૂર્વ આદર્શ હતો. પ્રભેદ માત્ર એટલો જ છે કે આજકાલના બાજારમાં વિક્રેતા અને વિક્રયિત્રી આપણા રાજાની જાતિ કિંવા તેમની અપભ્રંશ જાતિ છે ત્યારે પ્રાચીન કાળના ઉપર્યુક્ત બાજારમાં ક્રેતા કેવળ દિલ્લીશ્વર અને તેનો જ્યેષ્ઠ પુત્ર હતા. એ કાળમાં વિક્રયિત્રી આગ્રાના અમીર ઉમરાવોની ગૃહિણીઓ અને સમગ્ર રંગમહેલી રૂપવતી અધિવાસિનીઓ હતી.

બાદશાહની બેગમથી માંડીને સામાન્ય બાંદી પણ એ મિનાબાજારમાં દુકાન માંડીને બેસતી હતી. વાંચકબંધુઓ! એટલી વાત આ સ્થળે બરાબર સ્મરણમાં રાખજો કે, એ રૂપના શૉખનું બાજાર

હતું. રાણી હોય કિંવા બાંદી હોય પરંતુ જેને રૂપ ન હોય તેને માટે આ બાજારમાં સ્થાન નહોતું. એ બાજાર ખુશરોજ અગર નવરોજના જેવું નહોતું. એ બાજાર રંગ મહાલયના ચૅાકમાં ભરાતું હોઇ જનાનાની સ્ત્રી પ્રહરિણીઓ એમાં પહેરા ભરતી હતી.

આગલાં પ્રકરણોમાં અમે જે બનાવોનું બ્યાન કરી ચુક્યા છીએ તેનાથી એક અઠવાડીઆ પછી આ મિનાબાજારનું અનુષ્ઠાન થયું છે. એ બાજારમાં મધ્યાન્હકાળથી સંધ્યાકાળ સુધી ક્રય વિક્રયનો વ્યવસાય ચાલે છે.

રૂપવતી રમણીઓ રૂપ લઇને તથા પોતાના હાથે બનાવેલા શિલ્પકળાના સુન્દર નમુનાઓ લઇને એ રૂપના બાજારમાં શોભાનું બાજાર ખુલ્લું કરી બેઠી છે. ભિન્ન ભિન્ન પ્રકારનાં કિંમતી આસનો ઉપર તેમણે પોતાના બનાવેલા નમુનાઓ યથાસ્થિત ગોઠવી રાખ્યા છે. એ બાજારના શોભાસૌન્દર્યનું યથાર્થ વર્ણન અમારાથી થઇ શકે તેમ નહિ હોવા છતાં આ પ્રસંગે અમે યથાશક્તિ તેનું વર્ણન કરવું ઉચિત ધારીએ છીએ.

લાલ રંગના પત્થરોનો બહુ સાંકડો નહિ તેમ જ બહુ પહોળો નહિ એવો માર્ગ ચૅાકની ચોતરફ ફેલાયલો છે. એ માર્ગની બન્ને બાજૂએ લીલી હરિયાળી ઉગેલી છે. એના ઉપર સુન્દરીઓનો મેળો ભરાયો છે! એ સમસ્ત ક્ષેત્રના મધ્ય ભાગમાં સુન્દર સુકોમળ મખમલ બિછાવવામાં આવી છે. એ પાદત્રણ કેવળ બાદશાહ, શાહજાદા, બાદશાહ બેગમ અને રાજકુળની મહિલાઓના વિચરણ માટે છે. એ લીલી હરિયાળીના ક્ષેત્રની આસપાસ આરસ પત્થરની દિવાલ આવેલી છે. કોઇ કોઈ સ્થળે આરસ પત્થરનાં આસનો ગોઠવેલાં છે. ચારે દિશાઓમાં એકેક ફુવ્વારો આવેલો હોઈ તેમાંથી સુગંધિત

ગુલાબજળની ધારાઓ ઉડયા કરે છે. દ્રાક્ષ લતાઓથી એ સ્થાન પરિપૂર્ણ છે. જાઇ, જુઇ, મોગરો, ચંપક, ચમેલી, ગુલાબ, પારિજાત, નાગકેશર, ગંધરાજ, પુષ્પસાર આદિ સુગંધપરિપૂર્ણ પુષ્પ વૃક્ષ લતા આવેલાં હોઈ એની મિશ્ર સુવાસનો સર્વત્ર વિસ્તાર થયેલો છે. સોના કિંવા રૂપાનાં પિંજરોમાં પૂરાયલાં પંખીઓના કર્ણપ્રિય અવાજ સંભળાય છે. આ સ્થાનને બાગે બિહસ્ત કિંવા સ્વર્ગની ઉપમા આપવામાં આવે તો એમાં કાંઇ પ્રત્યવાય જેવું નથી.

મિનાબાજારમાં સ્થાને સ્થાને આરસ પત્થરના ગોળાકાર ક્ષુદ્ર ચત્વરપર રેશમના સુન્દર પટમંડપ આવેલા છે. સુવર્ણ અને રૌપ્યમય દંડ સમૂહ દ્વારા—એ મંડપો પરિવૃત થયેલા છે. મંડપાચ્છાદનીની ચોતરફ મુક્તાની ઝાલર ઝૂલી રહી છે. એ ઝાલર કુસુમ સુગંધ મિશ્રિત વાયુના જોરથી ઝૂલતી નજરે પડે છે.

હવે સૂર્યનાં કિરણોમાં પ્રખરતા નથી. નીલ સલિલા શ્યામાંગી યમુનાના હૃદયમાં એનો રક્ત રાગમય દેહ નિમજ્જિત થવાને હજી ઘણો વિલંબ હતો. સૂર્યનાં કિરણોની પ્રખરતા જાણે કે એ મીનાબાજારમાં વિચરણ કરતી સુન્દરીઓના ગંડસ્થળને લાલચોળ બનાવી દઇ ક્રમશઃ કમી થઇ જતી હતી.

તારાઓના મધ્યમાં સોળકળાપૂર્ણ ચંદ્ર મંડળની માફક સમુજ્વળ રૂપશાલિની, રત્નાભરણભૂષિતા, સુસ્મિતા સમ્રાટ્ મહિષી જોધબાઇ હસમુખી સહચરીઓથી ઘેરાઇને એક સુવર્ણદંડમય લીલા મખમલના તંબૂમાં બેઠી છે. સલિમની માતા—અકબરશાહની પટરાણી ભારતેશ્વરી જોધબાઇ પ્રસન્નમુખથી તેની સહચરીઓ સાથે વાર્તાવિનોદ કરે છે અને ક્વચિત્ સતૃષ્ણ નયને રંગમહેલના દ્વાર તરફ દૃષ્ટિપાત્ કરે છે.

એકાએક એક સુન્દર બાંધાના સૌમ્યમૂર્ત્તિ પુરુષે રંગમહેલના માર્ગપર દર્શન દીધું. જે સ્થળે જોધબાઇ બેઠી હતી ત્યાંથી એ પુરુષ કાંઈ વિશેષ દૂર નહોતો. એ પુરુષ નજરે પડતાં જ જોધબાઇની સહચરીઓ એ સ્થળેથી ચાલી ગઈ. પુરુષ મૃદુમંદ ગતિથી મહારાણીના તંબૂ તરફ આવવા લાગ્યો. તેની ગતિમાં જાણે કે આવેગ, ઉત્કંઠા અને આસંગલિપ્સાનો ભાવ સ્પષ્ટતાથી પ્રકાશતો હતો. જોધબાઇએ આનન્દિત મુખે અગ્રેસર થઈ બન્ને હાથે કુરનિસ કરીને કહ્યું:–" શહેનશાહનો જય થાઓ!"

એ સૌમ્યમૂર્ત્તિ પુરુષ અન્ય કોઇ નહિ પણ સ્વયં દિલ્લીશ્વર અકબરશાહ છે. અકબરે હાસ્યમુખે કહ્યું:–" વાહ! રૂપસુન્દરિ! આજે ત્હેં ભુવનમોહિનીનું રૂપ ધારણ કરી મિનાબાજારની સઘળી સુન્દરીઓની સૌન્દર્યજ્યોતિને મલિન કરી નાખી છે."

જોધબાઇએ અકબરનો હાથ પકડી તેને સુવર્ણના એક સિંહાસનપર બેસાડી સહાસ્ય મુખે કહ્યું:–" આ રૂપની જ્યોતિ મલિન થતાં કદાચ આપના મનમાંથી આપ મ્હને દૂર કરી નાખો એવો મ્હને ભય લાગે છે; એથી જ આટલી ઉમ્મરે પણ મ્હારે મ્હારા રૂપને ઉજ્વળ કરી રાખવાનો પ્રયત્ન કરવો પડે છે."

આ શબ્દો સાંભળી મૃદુ હાસ્ય કરીને અકબરશાહે કહ્યું.–" સમ્રાજ્ઞિ! તમે મ્હારા માટે જ એ શબ્દો ઉચ્ચાર્યા છે. હું ધીમે ધીમે જીવનને માર્ગે અગ્રેસર થાઉં છું. રૂપ, યૌવન ગૂમાવું છું. આમ હોવાથી રાજરાણી જોધબાઇ કોઇ દિવસે મ્હને રંગમહેલમાંથી બ્હાર કાઢી મૂકશે એવો મ્હારા મનમાં જ ભય રહે છે!"

અકબર જોધબાઇની સાથે આવો રહસ્યાલાપ કરતો હતો એવામાં રાણીના સંકેતથી તેની એક પરિચારિકાએ સુગંધિત સુશીતળ

શરબત લાવી એક મખમલમંડિત આસનપર મૂક્યું. જોધબાઇએ પોતાના હાથે જ સુવર્ણપાત્રમાં શરબત રેડી એ પાત્ર બાદશાહ પાસે ધર્યું. અકબરશાહે એ પાત્રને ન્યાય આપીને કહ્યું:–" મહિષિ! આજે ત્હારો સલિમ ક્યાં છે? એ આ મિનાબાજારમાં નહિ આવે કે?"

સ્નેહમયી માતાના હૃદયમાં સ્નેહનો પ્રવાહ પ્રવાહિત થવા લાગ્યો. તેણે કહ્યું:–" એ અવશ્ય આવશે. મ્હારા સલિમના સુબંદોબસ્તથી જ આ વખતનું મિનાબાજાર આટલું બધું સુન્દર બન્યું છે."

બીજી સુન્દરીઓ સંકોચ સિવાય સર્વત્ર હરી ફરી શકે અને વાર્તાવિનોદ કરી શકે એટલા માટે જ સમ્રાજ્ઞીએ આ દૂર આવેલા સ્થળે પોતાનું અવસ્થાન ક્ષેત્ર નક્કી કર્યું હતું. અનેક પ્રતિષ્ઠિતા મહિલાઓ આમ તેમ ફરતી ફરતી એ બાદશાહી તંબૂ પાસે આવી અદબથી કુરનિસ બજાવી ચુપકીદીથી એ સ્થાનનો ત્યાગ કરી અન્યત્ર ચાલી જતી હતી.

એક પછી એક અનેક રૂપસુન્દરીઓ મહારાણીના તંબૂ પાસેથી ચાલી જવા લાગી. સમ્રાટ્ અને સમ્રાજ્ઞીને જોવાની ઇચ્છા કોને ન થાય? થોડા વખત પછી બીજી બે સુન્દરીઓ એ બાદશાહી તંબુ પાસે આવી. એ બે સુન્દરીઓમાંની એકનું મ્હોં બુરખામાં છુપાયલું હતું ત્યારે બીજીનું મ્હોં ખુલ્લું હતું. તેઓમાં એક પ્રૌઢા અને બીજી કિશોરી હતી. એ કિશોરીનું મુખ જ ખુલ્લું હતું. પ્રચલિત પ્રથાને અનુસરી તેમણે બન્નેએ બાદશાહ નજીક આવી કુરનિસ બજાવી. એ કિશોરીનું દર્શન કરી અકબરશાહે તેના તરફ એક તીવ્ર કટાક્ષ ફેંક્યો. એ કિશોરીના જેવી ભુવનમોહિની રૂપજ્યોતિ આજ સુધીમાં તેના જોવામાં આવી નહોતી.

બાદશાહ એકાગ્રદષ્ટિથી પોતાનું દર્શન કરે છે એવું જાણતાં જ એ કિશોરીનું વદનમંડળ લજ્જાથી લાલચોળ બની ગયું. અત્યાર સુધી તેનું મુખ ખુલ્લું હતું; પરંતુ હવે લજ્જાતિશયથી તેણે પોતાના મુખમંડળને તત્કાળ ઓઢનામાં છુપાવી દીધું અને પ્રૌઢાનો હાથ પકડી તે બીજી તરફ ચાલી ગઈ.

રાજરાણી જોધબાઇએ અકબરશાહના મનનો ભાવ સમજી જઇને પૂછયું:-"જહાંપનાહે એ યુવતીને પહેલાં કદાપિ જોઇ નથી કે શું?"

અકબરઃ-જોઇ હોય એમ લાગતું નથી!

જોધબાઇઃ-એ ગિયાસબેગની કન્યા છે. એનું નામ મેહેર ઉન્નિસા છે.

અકબરઃ-બરાબર, મ્હેં એના રૂપની પ્રશંસા સાંભળી છે; પરંતુ ખુદાએ તેને આટલું બધું રૂપ આપ્યું હશે એમ હું જાણતો નહોતો.

જોધબાઇઃ-એ કિશોરીનું રૂપ જોવામાં આવ્યા પછી મ્હારા મનમાં એક પ્રકારની ઇચ્છા ઉત્પન્ન થઇ છે.

આ વાકય સાંભળી અકબરશાહે કહ્યું:-"એને પુત્રવધૂ બનાવવાની ઇચ્છા ત્હારા અંતરમાં ઉત્પન્ન થઇ છે કે?"

જોધબાઇઃ-જહાંપનાહ પાસે મ્હેં કોઇ પણ વાત કદાપિ છુપાવી નથી. તેમ જ આજે છુપાવીશ નહિ. આપે કહ્યું એવી જ મ્હારી ઇચ્છા છે. મ્હેં પણ આવી સૌન્દર્યમયી બીજી કોઇ સ્ત્રી જોઇ નથી.

અકબરઃ-જોધબાઇ! તું ત્હારી આ ઇચ્છાનો ત્યાગ કર. ત્હારી વાસનાના અંકુરનો તું મૂળમાંથી જ નાશ કર.

જોધબાઇઃ-તેમ કરવાનું શું કારણ છે, જહાંપનાહ? આપ મ્હને આવી આજ્ઞા કેમ કરો છો?

અકબરઃ-એ રૂપ બાદશાહના રંગમહેલની શોભા વધારે તેમ

છે; પરંતુ એ રૂપજ્યોતિથી દિલ્હીના સિંહાસનને કલંકનો સ્પર્શ થાય તેમ છે. રૂપના મૂલ્યથી હિન્દુસ્તાનનું સિંહાસન વેચી શકાય તેમ નથી.

જોધબાઇ:—જહાંપનાહ! શા દોષથી મેહેર હિન્દુસ્તાનના સિંહાસન માટે અયોગ્ય છે એ હું સમજી શકતી નથી.

અકબર:—રાજકન્યા સિવાય બીજી કોઇ સુન્દરી દિલ્હીના શહેનશાહની પટરાણી થઇ શકે તેમ નથી એ વાત તું ભૂલી ગઈ છે કે? મ્હારે પણ ઇરાની, તુરાની, યાહૂદી, ક્રિશ્રિયન્ વગેરે ભિન્ન ભિન્ન જાતિની ઘણી બેગમો છે; પરંતુ જોધપુર રાજકુમારી જોધબાઇ સિવાય શહેનશાહની પાસે બેસવાનો અધિકાર કોઇને છે કે?

જોધબાઇ:—શહેનશાહની આ દાસી ઉપર કૃપા છે તથા એ માટે આ દાસી આપની પાસે ચિરકૃતજ્ઞ છે.

અકબર:—જોધબાઇ! એ કૃપા નહિ પણ કર્ત્તવ્ય છે. મ્હેં ત્હારાપર કૃપા કરી નથી પણ ખરી રીતે જોવા જતાં ત્હેં જ મ્હારાપર કૃપા કરી છે. જે ગિયાસબેગનું કૂળ અપરિચિત છે તેની પુત્રી સાથે મ્હારા સિંહાસનના અધિકારી—જ્યેષ્ઠ પુત્રનો વિવાહ થઇ શકે તેમ નથી.

અકબરનાં આ વાક્યોની દૃઢતા જોઇ જોધબાઇ ચુપ થઇ ગઇ. તે અકબરના સ્વભાવને સારી રીતે ઓળખી શકી હતી. વખત વિચારી ચાલતા પ્રસંગનો ત્યાગ કરી તેણે અકબરની સાથે અન્ય વિષયની વાતચિત કરવા માંડી.

બીજી તરફથી અકબર પણ જોધબાઇને ઉત્તમ પ્રકારે ઓળખતો હતો. એ મહિમામયી રજપૂત કન્યાનો ગર્વ, તેજ, અભિમાન વગેરે સર્વ તેનાથી પરિચિત હતું. તેને એમ માલૂમ પડ્યું કે, પોતાનાં વાક્યો સાંભળી જોધબાઇએ વિમર્ષ બની જઇ બીજી વાતચિત કાઢી છે ત્યારે તેણે પણ એ પ્રસંગનો ત્યાગ કરી બીજી વાતચિતમાં લક્ષ્ય આપ્યું.

આમ છતાં ભવિષ્યના ગર્ભમાં છુપાઇ રહેલા કર્મનું બીજ તેઓ બન્ને જાણી શકે નહિ તેવી રીતે આ શુભ કિંવા અશુભ મુહૂર્ત્તે રોપાયું. એ બીજે અંકુરિત થઇને દિલ્હીના સંસારમાં એક દિવસે મહાપ્રલય ઉપસ્થિત કર્યો હતો.

## પ્રકરણ ૭ મું.

### પ્રથમ દર્શન.

" Come, gentle God of soft desire
Come and possess my happy breast. "

—**J. Thomson.**

"કોઇ મ્હને પેલું સુન્દર કમળ પુષ્પ નહિ લાવી આપે કે ?"

ગયા પ્રકરણમાં વર્ણવેલા મિનાબાજારની એક બાજૂએ એક કૃત્રિમ સરોવર આવેલું હતું. એ સરોવરમાં કેટલાંક લાલ કમળ પ્રસ્ફુટિત થયાં હતાં. એ કમળ પુષ્પો વાયુના જોરથી ધીમે ધીમે કંપતાં હતાં. એ મૃદુ કંપનના પ્રત્યેક ઉચ્છ્વાસથી એ કૃત્રિમ સરોવરના વક્ષપર એક પ્રકારની અવર્ણનીય શોભાનો વિસ્તાર થતો હતો. ઉદ્યાનની શોભા માટે જ એ સ્થળે એ સરોવરની સૃષ્ટિ થઇ હતી.

એ સરોવરના તીર ઉપર ઉભી રહી એક ત્રિભુવનમોહિની સુન્દરી એકાગ્રદૃષ્ટિથી એ મૃદુ વાયુથી હાલતાં મૃણાલો તેમ જ તેના ઉપર સૌન્દર્યગર્વથી ડોલતાં પદ્મ પુષ્પો તરફ જોઇ રહી એકાએક

અંતરના આવેગથી અત્યંત મધુર સ્વરે બોલી ઉઠી:—"કોઇ મ્હને પેલું સુન્દર કમળ પુષ્પ નહિ લાવી આપે કે ?"

બરાબર એ જ ક્ષણે કોઇએ એ સુન્દરીની પાછળથી કોમળ કંઠે, સ્નેહમય ભાષાથી આશ્વસ્ત સ્વરે કહ્યું:—" સુન્દરિ! જો તમને હરકત ન હોય તો હું જ તમારી આ સામાન્ય ઇચ્છા પૂર્ણ કરું ?"

આ કંઠસ્વર પુરુષનો હતો. રંગમહેલની આ રમણીઓના મેળામાં અન્ય પુરુષથી આવી શકાય તેમ નહોતું. ખુદ બાદશાહ અને તેના જ્યેષ્ઠ પુત્ર સલિમ સિવાય બીજો કોઇ પુરુષ આ સ્થળે આવી શકે એવો બિલ્કુલ સંભવ નહોતો. ભયભીતા બની ગયેલી હરિણીની માફક ઉપરોક્ત સુન્દરીએ પાછળ લજ્જાયુક્ત દૃષ્ટિ કરી પોતાના મુખનો અર્ધભાગ ઓઢનામાં છુપાવી દીધો. તેનો ગંડદેશ લજ્જાની વિશેષતાથી અધિક લાલચોળ બની ગયો; પરંતુ તેનું મુખમંડળ આસમાની ઓઢનામાં અર્દ્ધાવૃત્ત હોવાથી એ લજ્જામયી લલનાનું મધુર સૌન્દર્ય કોઇ જોઇ શક્યું નહિ. સુન્દરીએ સલજ્જ મુખે સંકોચસહિત કહ્યું:—" શાહજાદા ! મ્હને ક્ષમા આપો. આપ મ્હારી પાસે હશો એમ હું જાણતી નહોતી !"

એ પુરુષ બીજો કોઇ નહિ. પરંતુ શાહજાદો સલિમ હતો. પોતાના આકસ્મિક દર્શનથી એ સુરસુન્દરી ઘણી શર્માઇ જઇ ભયભીતા બની ગઈ છે એમ તે તત્કાળ સમજી શક્યો તથા તેણે તેની શર્મ તેમ જ ભય દૂર કરવાનો સંકલ્પ કર્યો. તેણે સહાસ્ય મુખે કહ્યું:—"પ્યારીજાન ! તમે કયા સ્વર્ગનાં—બિહસ્તનાં રહેવાસી છો એ હું જાણતો નથી; પરંતુ એક સુન્દરી રમણીની સામાન્ય ઇચ્છા પૂર્ણ ન કરી શકે એવા સંકુચિત હૃદયનો શાહજાદો સલિમ નથી એવી તમે ખાત્રી રાખજો. તમે મ્હારું આ આસમાની કબૂતર થોડા વખત માટે પકડી

રાખો. તેની આ ઝીણી સાંકળી પકડી રાખશો તો તે ઉડી જશે નહિ. તમારું ઇચ્છિત કમળ પુષ્પ હું તમને હમણાં જ લાવી આપું છું. એ કંટકમય મૃણાલની નલિનીનું સૌન્દર્ય તમારા આ સુન્દર મુખની શોભા સમક્ષ પરાજિત થાય છે કે નહિ એ જોવાની મ્હારી ઇચ્છા છે."

બીજું કાંઇ બોલ્યા સિવાય તથા ઉત્તરની રાહ જોયા સિવાય સલિમે પોતાનો જમણો હાથ આગળ લંબાવ્યો. એ હાથમાં ઘણી પાતળી સોનાની સાંકળી સાથે બંધાયલું એક આસમાની કબુતર હતું. એ કબુતરનો રંગ જાણે કે શરતના આસમાની આકાશ જેવો હતો. ઘણે દૂર આવેલા પારસસ્થાનથી સલિમ ઘણી સોનામહોરો આપીને આ કબુતર ખરીદ કરી લાવ્યો હતો. એ કબુતર તેની અત્યંત પ્રિય વસ્તુ બરાબર હતું. સલિમે હાથ લંબાવ્યો એટલે પેલી સુન્દરીએ કાંઇ બોલ્યા સિવાય શર્માતાં શર્માતાં એ આસમાની કબુતરને પોતાના હાથમાં લીધું. કબુતરે પણ અપરિચિતા વ્યક્તિના હાથમાં જઇ પ્રથમ સહજ ચંચળ ભાવ દર્શાવ્યો; પરંતુ પછીથી તે સ્થિર થઇને બેઠું. કબુતર પણ જાણે કે એકાગ્રદષ્ટિથી એ સુરસુન્દરીની કમનીય કાન્તિનું દર્શન કરવા લાગ્યું.

સલિમ ઝડપથી સરોવરના તીર ઉપર ઉપસ્થિત થયો. સરોવરની અંદર જવા માટે એક ન્હાનો સેતુ હતો. એ સેતુ ઉપરથી સલિમ અનાયાસે જ બે કમળ પુષ્પ મેળવી શક્યો. અમૂલ્ય રત્નની માફક એ બન્ને કમળને સાવધાનતાથી મૃણાલથી છૂટાં કરી, ધીમે પગલે, પ્રસન્ન હૃદયે તે પાછો સુન્દરી પાસે આવ્યો. આવતાંની સાથે તેણે જોયું કે, પેલું આસમાની કબુતર આ વખતે એ સુન્દરીના હાથમાં નહોતું. સલિમે બન્ને કમળ એ કોમળાંગીના હાથમાં આપી સહજ વિરક્ત ભાવથી કહ્યું:—"મ્હારૂં આસમાની કબુતર ક્યાં છે?"

એ રૂપસુન્દરીએ ઉત્તર આપ્યોઃ—" મ્હેં તેને ઉડાવી દીધું છે ! "

" સુન્દરિ ! તમે આવું અન્યાયી કાર્ય કેમ કર્યું ? "

" જે જીવ મુક્ત ગગનમાં વિચરણ કરવાને માટે નિર્માણ થયો હોય તેને કેદ કરી રાખવો એ મહાપાપ કરવા બરાબર છે, શાહજાદા !"

" જો તમારા હૃદયમાં આટલી બધી દયા હોય તો—"

" તો શું ? આજ્ઞા કરો, શાહજાદા ! "

" તો તમે મ્હારા ઉપર દયા કરો. તમે તમારા આ ચંપક જેવી આંગળીઓથી સુન્દર જણાતા કુસુમ કોમળ હાથનો મ્હને એક વખત સ્પર્શ કરવા દો. "

" ના—ના, આવા શબ્દો દિલ્હીશ્વરના શાહજાદાના મુખમાં શોભતા નથી ! આ શબ્દોથી ભારતના ભવિષ્યના શહેનશાહનું ગૌરવ વધતું નથી ! ! "

" સુન્દરિ ! તમે ઘણાં નિષ્ઠુર છો. વિજળીમાં બાળી મૂકવાની શક્તિ અર્થાત્ જ્વાળા છે, પુષ્પમાં કીટ છે. તમારા પ્રાણમાં પણ તેવી રીતે ઘણી નિષ્ઠુરતા છે. જગતમાં જે કાંઇ સુન્દર છે તેમાં ગમે તે એક કલંક છે જ. તમે ઘણાં નિર્દય છો. "

" શાહજાદા ! નિર્દય હું છું કે આપ ? જે પાષાણ જેવો કઠોર પ્રાણ કરી આવા સુન્દર પંખીની સ્વાધીનતાનો નાશ કરી શકે છે, સામાન્ય સુખ અથવા શૉખને માટે તેને બંધનમાં બાંધી શકે છે એ વિશેષ નિષ્ઠુર કે હું ? "

આ વખતે સલિમ હાર્યો. વાતને દબાવી દેવાના વિચારથી તેણે કહ્યું:—" સુન્દરિ ! તમારી સાથે આટલી વાતચિત થવા છતાં હજી સુધી મ્હને તમારો પરિચય મળ્યો નહિ. "

" આ બાંદીનું નામ મેહેરઉન્નિસા છે. "

" આરામઆલાની કન્યા કે ? "

" જનાબનું અનુમાન બરાબર છે. "

" મેહેર! મેહેર! તું આટલી બધી સુન્દર છે! મ્હેં જે વાત સાંભળી હતી તેનું આજે પ્રત્યક્ષ દર્શન કર્યું. "

" જનાબ! બાદશાહના રંગમહેલમાં સુન્દરીઓની કાંઇ ખોટ નથી. હું તો કદાચ તેમની બાંદી બરાબર પણ નહિ હોઉં! "

" મેહેર! તું જો બાંદી હોય તો પછી રાજરાજેશ્વરી કોણ? મેહેર! ત્હારું સૌન્દર્ય અતુલનીય છે. સુખવિલાસમાં મસ્ત રહેતા મ્હારા પ્રેમહીન પાષાણુ હૃદયમાં હજી સુધી કોઇ દાગ લગાડી શક્યું નથી; પરંતુ આજે ત્હેં એ કાર્ય કર્યું છે. મેહેર! ત્હેં આવી નિષ્ઠુરતા કેમ કરી? "

" જનાબ! આજે હું આપના ગૌરવશાળી પિતાના આમંત્રણથી અત્રે આવી છું—અતિથિ છું! મ્હારી સાથે આપ આવી રીતે શિષ્ટાચાર વિરુદ્ધ વાત કરતા હોવાથી શાહજાદાનું ઉજ્વળ નામ કદાચ કલંકિત થાય તેમ છે. "

આમ કહી એ સુન્દરીશિરોમણિ મેહેરઉન્નિસા સલિમના હૃદયને વીંધી નાખી વિજળીના જેવી ગતિથી ઉદ્યાનના અન્ય ભાગ તરફ ચાલી ગઇ. સલિમ ઉદ્ભ્રાન્ત બની જઇ પલકહીન દૃષ્ટિથી તેના તરફ જોઇ રહ્યો. એ રૂપજ્યોતિ તેનાં નેત્રોમાં ઝાંખ પાડી ચાલી ગઇ. સલિમ એક પ્રકારની મધુર વ્યથા અનુભવવા લાગ્યો. તેણે નિરાશ બની જઈ અંતરના ઉંડાણમાંથી એક નિશ્વાસ મૂક્યો. તે એ સુન્દરીના રૂપદર્શનથી વિમુગ્ધ બની જઇ આત્મજ્ઞાન ગૂમાવી બેઠો હતો. મેહેર અદૃશ્ય થઇ તોપણ જે તરફ તે ગઇ હતી તે તરફ જ સલિમની દૃષ્ટિ સ્થિર હતી. સલિમ સારી રીતે સમજી શક્યો કે, એ ભુવન-

મોહિની સૌન્દર્ય પ્રતિમા તેના પ્રેમશૂન્ય હૃદયને જાણે કે પ્રેમપૂર્ણ કરી ગઇ. પોતાના હૃદયમાં અંતર્દષ્ટિ કરીને જોતાં સલિમને એમ લાગ્યું કે, તેના હૃદયના ગંભીર પ્રદેશમાં પણ એ મનમોહિનીનું ચિત્ર ઉજ્વળ ભાવથી આધિપત્ય કરે છે. તેનું અંધકારમય હૃદય જાણે કે પૂર્ણિમાના ઉજ્વળ પ્રકાશથી પ્રકાશિત બની ગયું છે. અહા ! કેવું સુન્દર મુખ ! કેવાં આકર્ષક લોચન ! કેવો કામદેવની ચાબુક જેવો કૃષ્ણ કેશકલાપ ! ! સઘળું અલૌકિક અને અપૂર્વ !

સલિમ મેહેરના રૂપથી મુગ્ધ બની ગયો—તેનું ચિત્ત વ્યાકુળ બની ગયું. શામાટે તેની આવી સ્થિતિ થઇ! અંતરના આવેગથી તે ઉચ્ચ સ્વરે બોલી ઉઠયો:—"મ્હારી આશા પૂર્ણ નહિ થાય કે ?"

શાહજાદાએ ઉચ્ચારેલા શબ્દો વાયુપ્રવાહમાં ભળી જાય તે પૂર્વે જ પાછળથી કોઇ બોલી ઉઠ્યું:—"આદાબ શાહજાદા ! આપની આશા અપૂર્ણ રહેશે નહિ. પણ—પણ !—"



## પ્રકરણ ૮ મું.

### સલિમ અને સલિમા.

સલિમે તત્કાળ પાછી દૃષ્ટિ ફેરવી તો તેણે એક યુવતીને ત્યાં ઉભી રહેલી જોઇ. એ યુવતીએ આસમાની રંગનું વસ્ત્ર પહેર્યું હતું. શાહજાદાની દૃષ્ટિ સાથે પોતાની દૃષ્ટિનું મિલન થતાં જ યુવતીએ અદબથી કુરનિસ બજાવી. સલિમે જોયું કે, એ યુવતી પણ રૂપથી પ્રભામયી હતી; છતાં એ રૂપની પ્રભા

જાણે કે ભસ્મમાં ઢંકાયલા અગ્નિ જેવી હતી. વળી એના અને મેહેરના સૌન્દર્યમાં ઘણો પ્રભેદ હતો. બન્નેના સૌન્દર્યમાં જો કે ઉન્માદિની શક્તિ હતી; પરંતુ તેમાંના એકની શક્તિથી સામાન્ય વંટોળીઆની સૃષ્ટિ થતી હતી અને બીજાની શક્તિથી મહા ભયંકર પ્રલય થવાની સંપૂર્ણ સંભાવના હતી. શાહજાદાએ આ યુવતીના તરફ જોયું એટલે લજ્જાતિશયથી તે અધોવદની થઇ ગઇ.

સલિમે ઉત્સુકતાથી મનમાં ને મનમાં કહ્યું:—" તું કોણ છે? તું તો મેહેર નથી; છતાં ત્હારો કંઠસ્વર તેના જેવો જ મધુર છે—ત્હારી ગતિ તેના જેવી જ સંયત છે. ત્હારી દૃષ્ટિ તેના જેવી જ ચકિત છે."

સલિમે પુનઃ વિચાર્યું:—" કદાચ આ કોઇ સામાન્ય સ્થિતિના ઉમરાવની કન્યા હશે." તેના વસ્ત્રાલંકારો સામાન્ય હોવા છતાં શોભામય હતા. મણિમાણિક્ય અને હીરા વગેરેના અલંકારોથી તેના અંગસૌન્દર્યની વૃદ્ધિ નહિ થયેલી હોવા છતાં તેના આસમાની વસ્ત્રમાંથી જાણે કે સ્વર્ગનું સૌન્દર્ય બ્હાર તરી આવતું હતું. સલિમે ઉત્સુકતાથી પૂછ્યું:—" સુરસુન્દરિ! તું કોણ છે?"

એ સુન્દરીએ સ્મિતહાસ્ય કરીને કહ્યું:—" શાહજાદા! મ્હારી ઓળખાણની આપને જરૂર હોય એમ હું ધારતી નથી. જો કદાચ આ મિનાબાજારમાં એકત્રિત થયેલી સુરસુન્દરીઓની આપ ઓળખાણ લેવા જાઓ તો તેથી આપનો ઘણો સમય ચાલ્યો જાય તેમ છે!"

શાહજાદો સલિમ આ ઉત્તરથી વિશેષ સંતુષ્ટ થયો નહિ. તેણે સહજ વિરક્તિસૂચક સ્વરે કહ્યું:—" સુન્દરિ! ત્હેં જે કહ્યું તેનું તારતમ્ય શું છે? તું જાણે છે કે, હમણાં મ્હારા ચિત્તની સ્થિતિ સારી નથી!"

એ રમણીએ કહ્યું:—" શાહજાદા સાહેબ! આપના ચિત્તની

અસ્થિરતા મ્હારાથી અજાણી નથી. જો અભય આપો તો હું મ્હેં પ્રારંભમાં જે વાક્ય ઉચાર્યું છે તેની સઘળી સવિસ્તર હકીકત આપને નિવેદન કરૂં ?"

"બેલાશક કર."

"જે મેહેરના વિચારથી આપ વ્યાકુળ અને ઉદ્ભ્રાન્ત બની ગયા છો એ રૂપસુન્દરી આપની થશે; પણ—"

"વળી પાછું પણ.........ના—ના, હું હવે ધીરજ ધારણ કરી શકતો નથી. તું ત્હારી હકીકત મ્હને સત્વર કહી સંભળાવ."

"જનાબ! આ બાંદીની બેઅદબી માટે માફી આપો. ખરી વાત કહેતાં મ્હારી જીભ ઉપડતી નથી. કદાચ એ વાત સાંભળી આપ મ્હારાપર ક્રોધે ભરાશો."

"ના, ત્હારે ભય રાખવાનું કારણ નથી! તું નિશ્ચિતતાથી એ હકીકત મ્હને કહી સંભળાવ અને મ્હારા અંતરની અધીરતાનો અંત લાવ."

"શાહજાદા સાહેબ! જે સુન્દરીના જેવી ભુવનમોહિની આ આ હિન્દુસ્તાનમાં બીજી એક પણ નથી તે સુરસુન્દરી અવશ્ય આપની સહધાર્મણી થશે; પરંતુ તેમાં ઘણા કષ્ટનો સમાવેશ થયેલો છે! નિરાશા, નિરાનન્દ, મનઃકષ્ટ, રક્તપાત, અનાદર, તિરસ્કાર વગેરેના વિનિમયથી જ આપ એ સુન્દરીને મેળવી શકશો."

"તું ઉન્માદિની હોય એમ લાગે છે—ત્હારા આ શબ્દોનું કાંઇ મૂલ્ય નથી."

"ના, શાહજાદા! હું જે કાંઇ કહું છું તે સંપૂર્ણ સત્ય છે. આપને હિન્દુઓના જ્યોતિષપર વિશ્વાસ છે કે?"

"રાજપૂત મહિષીના ઉદરથી મ્હારો જન્મ થયો છે. હિન્દુ

જ્યોતિષીએ મ્હારી જન્મપત્રિકા તૈયાર કરી છે, અને હિન્દુ જ્યોતિષ ઉપર મ્હને સંપૂર્ણ વિશ્વાસ છે; છતાં જ્યોતિષ સાથે ત્હારા શબ્દોનો શો સંબંધ છે ?"

"સંબંધ ન હોત તો હું એ વાત શા માટે કાઢત, જનાબ ?"

"તું મ્હને ત્હારી ઓળખાણ આપ."

"હું મ્હારી શી ઓળખાણ આપું ? હું અનાથિની છું."

"પરંતુ ત્હારો વેશ જોતાં તું અનાથિની હોય એમ લાગતું નથી."

"આજે ઘટનાચક્રથી દરિદ્રના વેશનો ત્યાગ કરી મ્હારે અન્યની પાસેથી સારો પોષાક માગીને પહેરવો પડયો છે."

"એમ કરવાનું કાંઇ કારણ ?"

"મિનાબાજારનું દર્શન કરવાની ઇચ્છા."

"જો ત્હારે આશ્રયનું સ્થાન ન હોય તો તું મ્હારી પાસે રહે. હું તને મ્હારી ખાસ બાંદી કરીશ. ત્હારા જેવી સુન્દર ચહેરાની એક બાંદીને હું શોધ્યા કરતો હતો.'

"અકબરશાહના પુત્ર કિંવા ભારતના ભવિષ્યના શ્હેનશાહની ઇચ્છા વિરુદ્ધ વર્તવાની મ્હારામાં શક્તિ નથી. આજથી જ હું આપની ગુલામી કબૂલ કરું છું."

"તું મ્હારી સાથે ચાલ."

"મિનાબાજારમાંથી કાંઇ ખરીદ નહિ કરો ?"

"ના, આજે કાંઇ ખરીદ કરવા જેટલું મ્હારું ચિત્ત સ્થિર નથી. આજના આ રૂપના બાજારમાં મ્હેં એક જણને મ્હારો આત્મા વેચી દીધો છે."

"એ આત્માને ખરીદ કરનાર મેહેરઉન્નિસા છે, કેમ ?"

"હા."

"ખરીદવા અને વેચવામાં હારજીત હોય છે. કોઇ હારે છે કોઇ જીતે છે; પરંતુ કોઇ એક સાથે હારી તેમ જ જીતી શકતું નથી. આજે આપને માટે એમ જ બન્યું છે."

"શા ઉપરથી તું આમ કહે છે?"

"મ્હારા સામાન્ય જ્યોતિષ જ્ઞાન ઉપરથી."

"ત્હારું જ્યોતિષ જહન્નમમાં જાઓ! હવે તું મ્હને દુઃખ દઇશ નહિ. ત્હારા સ્પષ્ટ કથનથી, બુદ્ધિમત્તાથી અને સાહસથી હું અત્યંત સંતુષ્ટ થયો છું. તું મ્હારી સાથે ચાલ."

"જેવો હુકમ, જહાંપનાહ!" આમ કહી એ રમણી સલિમની સાથે જવા લાગી. મિનાબાજારનો ત્યાગ કરી થોડા વખત પછી સલિમ રંગમહેલના એક એકાન્ત સ્થળે ઉપસ્થિત થયો. એ રંગમહેલમાં પ્રવેશ કરવાનું ગુપ્તદ્વાર હતું. બે બળવાન્ તાતારી સ્ત્રીઓ હાથમાં નાગી તલ્વાર લઇ એ સ્થળે પહેરો ભરતી હતી. તેમણે શાહજાદાને જોઇ પોતાના મસ્તક નમાવ્યાં. શાહજાદાને એક અપરિચિતા યુવતીની સાથે તેના એકાન્ત વિશ્રામગૃહમાં જતો જોવા છતાં તેમને સહજ પણ આશ્ચર્ય લાગ્યું નહિ.

સલિમ કાંઇ બોલ્યા સિવાય એ રમણીને સાથે લઇ પોતાના વિશ્રામભુવનમાં ગયો. તાતારીઓને શાહજાદા સલિમના ગમે તે પ્રકારના વ્યવહારના દર્શનથી આશ્ચર્ય લાગતું નહિ, તેથી જ આવા સંધ્યા સમયે એક અજાણી સુન્દરીને સલિમની સાથે જતી જોઇને તેમને બિલ્કુલ આશ્ચર્ય લાગ્યું નહિ; છતાં બન્નેએ એક અર્થપૂર્ણ દૃષ્ટિ વિનિમય કર્યો.

સંધ્યાનો સમય થયો હતો. રંગમહેલમાં સર્વત્ર સુગંધિત દીપકો

સળગી ઉઠયા હતા. અગુરૂ, લોબાન, ચંદન, પુષ્પ વગેરેની સુવાસનો સર્વત્ર વિસ્તાર થયેલો હતો. દરેક ઓરડાનું શોભાસૌન્દર્ય અવર્ણનીય હતું. સલિમે પોતાના ખાસ વિશ્રામભુવનમાં પ્રવેશ કરી દ્વારની નજીક સુવર્ણની સાંકળ સાથે લટકતો ઘંટ વગાડયો. એ અવાજ થતાંની સાથે જ એક ખોજાએ આવી સલિમને તસ્લીમ કરી.

સલિમે ગંભીરવદને કહ્યું:–" બંદા ! સાવધાન. આ તરફ કોઇ આવે નહિ ! મ્હને ઘણી તૃષ્ણા લાગી છે. મ્હને તું ઠંડો શિરાજી લાવી આપ તથા આ બીબીને માટે કાંઇ ખાણું લઇ આવ."

ખોજાનું નામ અખત્યારખાન હતું. વચ્ચે વચ્ચે તેની સાથે આપણી મુલાકાત થવાનો સંભવ હોવાથી એ નામ સ્મરણમાં રાખવાની વાંચકબંધુઓને વિનંતિ કરવામાં આવે છે."

અખ્તિયાર 'જેવો હુકમ' કહી ચાલ્યો ગયો. ઘણા થોડા સમયમાં તે સુવર્ણપાત્ર ભરીને સુવાસિત શિરાજી, પીસ્તાં અને સુમિષ્ઠ ફળ લઇ આવ્યો. પાસેના એક ચાંદીના પાત્રમાં પીસ્તાં રાખી તેણે સુવાસિત સ્નિગ્ધ શિરાજી સુવર્ણપાત્રમાં રેડી શાહજાદાના હાથમાં આપ્યો. એ વખતે સલિમના પ્રાણમાં પ્રચંડ જ્વાળામયી દારૂણ તૃષ્ણા હતી! એ શાની તૃષ્ણા હતી તે કોણ કહી શકે? રૂપતૃષ્ણા જો માનસિક વ્યાધિ હોય તો તેની સાથે દૈહિક તૃષ્ણાનો કાંઇ સંબંધ છે કે? જેમણે એ વ્યાધિ ભોગવ્યો હોય તેઓ જ આ સમસ્યાની મીમાંસા કરી શકે તેમ છે.

સલિમ એક નિશ્વાસથી એ સુગંધિત તથા સુશીતળ શિરાજી પી ગયો. પછી બીજા ઓરડામાં જવા તૈયાર થઇને તેણે પેલી યુવતીને ઉદ્દેશી કહ્યું:–" સુન્દરિ! તું થાકી ગયેલી જણાય છે. શાહજાદો તને આતિથ્ય સ્વીકારવાનો અનુરોધ કરે છે."

એ રમણીએ કહ્યું:–" ગરીબપરવર ! મ્હને ક્ષમા આપો. હું આપની બાંદી થયેલી હોવાથી હમ્મેશાં મ્હારે આપનું જ અન્ન ખાવાનું છે. "

સલિમ પાસે પડેલા એક આસનપર બેઠો. મૃદુમંદ હાસ્યસહ તેણે કહ્યું:–" હવે તને ત્હારી ઓળખાણ આપવામાં શી અડચણ છે ? કહે કે તું કોણ છે ? "

" હવે હું શાહજાદાની બાંદી છું. "

" પરંતુ ત્હારો પૂર્વપરિચય કાંઇ હશેને ? "

" એ જાણવાથી શાહજાદાનો શો ઉદ્દેશ સફળ થાય તેમ છે ? વળી હમણાં અમુક અગત્યના કારણને લીધે હું મ્હારો પૂર્વપરિચય કોઇને આપી શકું તેમ નથી. શાહજાદા ! મ્હારી ગુસ્તાખી માફ કરો. "

" ઠીક, હવે એ સંબંધી હું તને એક પણ પ્રશ્ન પૂછીશ નહિ. પરંતુ ત્હેં જે કાંઇ કહ્યું છે તે સત્ય છે કે ? "

" જો હિન્દુજાતિનું જ્યોતિષશાસ્ત્ર સત્ય હોય તો મ્હારા શબ્દો કદાપિ અસત્ય થશે નહિ. "

" તું રમણી હોવા છતાં પાષાણી–પિશાચી–રાક્ષસી છે ! "

" ઠીક, દુનિયાનો ઇન્સાફ જ આવો વિચિત્ર છે ! જેણે આપના શાન્તિમય હૃદયમાં અશાન્તિના તરંગો ઉત્પન્ન કર્યા, કાંઇ કહ્યા કર્યા સિવાય જેણે આપના મનને ચોરી લીધું એ દેવી અને હું એ ચોરી પકડી આપનાર રાક્ષસી ! "

આ રહસ્યમય સાહસપૂર્ણ ઉત્તર સાંભળી સલિમ સમજી શકયો કે એ યુવતી ઘણી બુદ્ધિમતી છે. મનની વાત તે ખુલ્લી રીતે બોલી શકે છે. સલિમની ખાસ બાંદીઓમાંની કોઇ એના જેટલી બુદ્ધિમતી નથી. સલિમે સ્નેહમય સ્વરે કહ્યું:–" તને બાંદી કહેવાની ઇચ્છા થતી

નથી. આ શૂન્ય પ્રાણુમાં, આ વિશાળ વિલાસથી પુષ્ટ થયેલા પ્રાણુમાં જ્વાળામય આશા લઇને હવે હું જીવન ભાર વેઠી શકતો નથી. બાદશાહના ઘરમાં ઉછરી હું આવું કષ્ટ સહન કરી શકતો નથી, મ્હારે સ્નેહમયી પત્ની છે, ભવિષ્યની સમ્રાજ્ઞી છે, તેની મ્હારા તરફ ભક્તિ તથા સ્નેહ છે, છતાં હું ઘણો દુઃખી છું. એના જેટલું રૂપ કોઇને નથી; છતાં હું એ રૂપનો બરાબર વિચાર કરી શકતો નથી. એના જેટલો પ્રેમ કોઇનો નથી; છતાં હું એ પ્રેમની ગંભીરતા સમજી શકતો નથી. એના જેવી સ્નેહમયી, પતિપ્રેમપરાયણા સુન્દરી બીજી એક પણ નથી; છતાં મ્હને એમ લાગે છે કે, એ પાષાણી છે—કઠોર છે. હું સમજી શકતો નથી કે શામાટે મ્હારી મતિ ભ્રમિત થઇ છે! હું જાણી શકતો નથી કે, કયા કર્મફળથી, કયા બુદ્ધિદોષથી હું મ્હારા સર્વસ્વના વિનાશ માટે નિત્ય નવી જ્વાળા ઉત્પન્ન કરું છું!"

આમ કહી થોડા સમય સુધી સલિમે સ્થિરતાથી કાંઇ વિચાર કર્યો. ત્યાર પછી એક શિરાજીપાત્ર પી જઇ પ્રાણુમાં સળગતી જ્વાળા તેણે શાન્ત કરી. આ વખતે માદકતાની પૂર્ણતાથી તેનો પ્રાણ ઉદાર, હૃદય અત્યંત સરળ અને ચિત્ત સંકોચહીન હતું. પ્રફુલ્લિત પ્રાણુથી એ રમણી તરફ જોઇને તેણે કહ્યું:—"બાંદી!"

રમણીએ ઉઠી ઉભી થઇ અદબથી કહ્યું:—"જનાબ!"

સલિમ બોલી ઉઠયો:—"ના—ના, તને બાંદી કહીને બોલાવવાનું સાહસ હું કરી શકતો નથી. ત્હારું નામ શું છે? હું તને શું કહીને બોલાવું?"

એ બાંદીએ કહ્યું:—"મ્હારું નામ સલિમા છે. હું આપની બાંદીની પણ બાંદી છું."

આમ કહી મનમાં ને મનમાં તે બોલી:—"નિષ્ઠુર! હૃદયહીન

પાષાણ ! જેવી રીતે ત્હેં મ્હારાં નેત્રોમાંથી અશ્રુજળની વૃષ્ટિ વર્ષાવી છે તેવી વૃષ્ટિ જો કદાચ હું ત્હારાં નેત્રોમાંથી વર્ષાવી શકીશ તો વૈર લેવાની મ્હારી ઇચ્છાને હું સફળ થયેલી સમજીશ. મ્હારી આશાનો એક અંશ આજે પૂર્ણ થયો છે."

આ વખતે સલિમ મદિરાના મોહથી ઉન્મત બની ગયો હતો. તેનો જ્વાળામય પ્રાણ સંપૂર્ણ સંકોચશૂન્ય હતો. તેણે પ્રેમથી આવેગથી નવી બાંદી સલિમાનો હાથ પકડી તેના ઉપર ચુંબન કરવાનો પ્રયત્ન કર્યો. સલિમાએ તેનો ભાવ સમજી જઇ પોતાનો હાથ ખેંચી લીધો.

## પ્રકરણ ૯ મું.

### સંસારમાં સ્વર્ગ.

વિશ્વસંસારમાં કોઇ કોઇના દુઃખને સમજતું નથી. યુગયુગાંતરથી આ હૃદયહીનતાનો અભિનવ વ્યાપાર ચાલ્યો આવે છે. જે પુત્રવતી હોય છે તે વંધ્યાના દુઃખને સમજતી નથી, જે નેત્રવાન્ હોય છે તે અંધનું દુઃખ જાણતું નથી. જે હમ્મેશાં સુખી હોય છે તે દુઃખીના દુઃખને જાણતું નથી. વિવેકહીનતા અને સ્વાર્થના પ્રભાવથી જ એવી સમવેદનાનો અભાવ સર્વત્ર જોવામાં આવે છે; પરંતુ વિશ્વસંસારમાં સ્વાર્થ જ હમ્મેશાં બળવાન છે. ટ્રાયનો ધ્વંસ, કુરુક્ષેત્રનું યુદ્ધ, રશિયા જાપાનનું યુદ્ધ, સઘળું એ સ્વાર્થ માટે જ છે.

સંધ્યાનો અંધકાર યમુનાના કાળા વક્ષપર છવાઇ ગયો છે. આગ્રાના રાજમહાલયનો અંદરનો ભાગ દીપકોના પ્રકાશથી પ્રકાશિત થયેલો હોવા છતાં તેની ઉંચી દિવાલપર કોઇ કોઇ સ્થળે અંધકારનું આધિપત્ય જોવામાં આવે છે.

રાત્રિના પ્રથમ પ્રહરની નહબત વાગી ગઇ. બીજો પ્રહર પણ પસાર થઇ જવા આવ્યો. એ વિશાળ રાજમહાલયમાં પહેરેગીરોના સંકેતશબ્દ સિવાય બીજો કોઇ પણ પ્રકારનો અવાજ સાંભળવામાં આવતો નથી. ક્વચિત કોઇ નિશાચર પક્ષીનો ધ્વનિ સંભળાય છે. વાયુદેવ પણ ' સન–સન ' અવાજ કરી, તરૂશાખાઓ અને વૃક્ષપત્રોને હલાવી રાત્રિની ગંભીર નિસ્તબ્ધતાનો ભંગ કરે છે.

એ ગંભીર રાત્રે રંગમહાલયની આરસપત્થરની અગાશીમાં ઉભી રહી એક સર્વાંગસુન્દરી આકાશ તરફ અનિમિષ દૃષ્ટિથી જોઇ રહી છે. બ્હારનો અંધકાર જાણે કે તેના પ્રાણના અંધકારમાં ભળી ગયો છે. તે આકાશ તરફ જોઇ રહી અંતરના ઉંડાણમાંથી વારંવાર ગાઢ નિશ્વાસ મૂકે છે. એ મર્મભેદક શ્વાસથી કોઇને દુઃખ થાય છે કે કેમ એ અમે જાણતા નથી; પરંતુ એ શાન્ત રાત્રિ જાણે કે એ મર્મભેદક કરૂણ નિશ્વાસોની ગંભીરતા સમજીને વિશેષ શ્યામ વસ્ત્રથી પોતાના દેહને ઢાંકી દે છે.

આકાશમાં અસંખ્ય તારા પ્રકાશી રહ્યા છે. સકળ દિશાઓમાં ફેલાયલા આસમાની આકાશની વ્યાપ્તિ કેવી અસીમ છે ? એ અનન્ત વ્યાપ્તિના અસીમ સાગરમાં પડીને તારાઓ ક્રમશઃ કિરણો ફેલાવી શ્રમિત થઇ જાય છે.

એ સુન્દરીશિરોમણિ ઘણા વખત પછી નિરાશચિત્તે એ સ્થાનનો ત્યાગ કરી પોતાના વિશ્રામગૃહમાં ચાલી ગઇ. એ ગૃહમાં

સુગંધિત ઉજ્વળ દીપકોનો પ્રકાશ ફેલાયલો હતો. ગૃહમાં પ્રવેશ કરતાંની સાથે જ એ દીપકોનો ઉજ્વળ પ્રકાશ સુન્દરીના રત્નાલંકારવિભુષિત દેહ ઉપર પડગો. સ્હામેના એક કલંકહીન આયનામાં એ ભુવનમોહિનીની છાયા પડી ! એ રૂપની ઉજ્વળતાના સ્પર્શથી આયનો જાણે કે વિશેષ કલંકહીન બન્યો.

એ સુન્દરીએ આયનામાં પોતાનું સુન્દર પ્રતિબિંબ જોઇને સહજ હાસ્ય કર્યું. પછી ધીમે ધીમે એક સૉફા ઉપર બેસીને મૃદુસ્વરે તેણે કહ્યું:—" બાંદી ! "

તત્કાળ બાંદીએ હાજર થઇ કુરનિસ બજાવી પોતાના બન્ને હાથ જોડીને કહ્યું:—" મા ! શી આજ્ઞા છે ? "

ઉત્કંઠાથી વ્યાકુળ બની ગયેલા હૃદયે એ સુન્દરીએ કહ્યું:— " હજી સુધી તેઓ આવતા કેમ નથી ? "

" એ સંબંધી હું શું જાણું, મા ? "

" એક વખત તું તેમની પાસે જા—"

" જો કદાચ તેઓ મહેલમાં ન હોય તો ? "

" એમ હોવું અશક્ય છે. આજે તેઓ ઘણા થાકેલા છે. તથા-"

" તથા શું ? "

" તું બાંદી છે. ત્હારે સઘળી હકીકત સાંભળવાની જરૂર નથી."

" ઠીક, આપની આજ્ઞા પાળવા હમણાં જ જાઉં છું. "

" જો તેમની મુલાકાત થાય તો કહેજે કે, તેમની ઘણી જરૂર હોવાથી અંબરી બેગમે આમંત્રણ કર્યું છે. "

" જો કદાચ મુલાકાત નં થાય તો ? "

" તો પાછી ચાલી આવજે. "

"તેમને આ આમંત્રણના સમાચાર મળે એવી વ્યવસ્થા ન કરું કે ?"

" ના, અંબરની રાજકુમારી, પરમ પ્રતાપી માનસિંહની ભગિની પોતાની મર્યાદાનો કદાપિ ત્યાગ કરે તેમ નથી એ ત્હારે સ્મરણમાં રાખવાની જરૂર છે."

" કદાચ મુલાકાત થવા છતાં તેઓ ન આવે તો ?"

" મ્હારું નામ દઇને તું તેમને કહેજે કે, જો તેઓ નહિ આવે તો તેમનું ઘણું નુકશાન થશે. તેમના હિતાર્થે જ મ્હેં તેમને બોલાવ્યા છે."

રાજકુમારીના મુખમાંથી આ વાકયનો ઉચ્ચાર થયો ન થયો એટલામાં તો એક કાન્તિવાન્ યુવકે એ વિશ્રામગૃહમાં પ્રવેશ કરી, એ રૂપસુન્દરીના બન્ને હાથ પોતાના હાથમાં લઇને કહ્યું:–" અંબર-કુમારિ ! સ્થિર સમુદ્રમાં આજે આટલા બધા તરંગો કેમ ઉત્પન્ન થયા છે ?"

એ અભિમાનિની–રાજપૂત કુમારીએ કાન્તિવાન્ યુવકને જોઇ જાણે કે રોષ, અભિમાન હૃદયજ્વાળા વગેરે સર્વ ભૂલી ગઇ. તેણે ઘુંટણીએ પડી યુવકના વસ્ત્રપ્રાન્તને ચુમ્બન કરી કહ્યું:–" શાહજાદા ! અંતરના આવેગથી જો મ્હારાથી કાંઇ અનુચિત બોલી જવાયું હોય તો મ્હને ક્ષમા આપો."

આવનાર યુવક શાહજાદો સલિમ છે અને એ અતુલનીય રૂપ-સુન્દરી અંબર રાજકુમારી જોધાબાઇ–શાહજાદાની સહધર્મિણી છે.

સલિમે જોધાબાઇને સ્નેહાલિંગન કરી સૉફાપર બેસાડી. પછી મર્મભેદક વિદ્રુપપૂર્ણ સ્વરે તેણે કહ્યું:–" અંબરકુમારિ ! મ્હારા પિતા મ્હારી વિરુદ્ધ છે–માતાજીની પણ જોઇએ એટલી સહાનુભૂતિ નથી. તું મ્હારી ધર્મપત્ની છે–હિન્દુસ્તાનની ભવિષ્યની રાજરાણી–છે તું પણ મ્હારા ઉપર વિરક્ત છે ! જોધાબાઇ ! મ્હને કહે કે આ જગતમાં

સલિમના જ્વાળામય પ્રાણુને શાન્તિ મળે એવું સ્થાન ક્યાં છે ?"

આવાં હૃદયવિદારક વચનોથી અંબરકુમારીનું અભિમાન અલ્પકાળમાં જ દૂર થઇ ગયું. ન્હાની ગિરિનદીના પ્રવાહમુખમાં મ્હોટી પાષાણુશિલા પડી જેવી રીતે તેના પ્રબળ તરંગોને થોડા વખત માટે બંધ કરે તેવી જ સ્થિતિ અભિમાન-સંબંધ પતિના પ્રેમ પ્રવાહની થઇ હતી. સલિમનાં છેવટનાં વચનોથી પાષાણુ ખસી ગયો અને પ્રબળ વેગથી પાછો એ પ્રેમપ્રવાહ પ્રવાહિત થવા લાગ્યો.

જોધાબાઇએ પતિના ચરણોમાં બેસી સજળનયને કહ્યું:-"કહો કહો પ્રાણુાધિક! કેવી રીતે હું તમારે યોગ્ય થઇ શકું તેમ છું? હું રાજપૂત કન્યા-હિન્દુ કન્યા છું. તમે મ્હારા સ્વામી છો. મ્હારે આલોક અને પરલોકનું સર્વસ્વ છો. કહો-કહો, શાહજાદા! શું કરવાથી આ દાસીની પણુ દાસી તમારા ચિત્તને સંતુષ્ટ કરી શકે તેમ છે?"

એ મનહર નયનમાંથી નીકળતાં અશ્રુબિંદુઓ સલિમના હાથપર પડયાં સલિમે સ્નેહથી પ્રિયતમા પત્નીને પોતાના ખોળામાં બેસાડી તેના મુખપર ચુંબન કર્યું. પછી સ્નેહમય સ્વરે તથા પ્રણુયવ્યાકુળ હૃદયે તેણે કહ્યું-"જોધાબાઇ! ત્હેં શું નથી કર્યું? હું કલંકી છું; અકબરશાહના પુત્રના નામને અયોગ્ય છું! વિલાસ, આત્મસુખ, આત્મસંતોષ, વ્યસન વગેરેમાં જ મ્હારું જીવન પસાર થાય છે. ખુદાએ દયા કરીને ત્હારા જેવું અમૂલ્ય રત્ન મ્હને અર્પણુ કરેલું હોવા છતાં એ રત્નનું મૂલ્ય સમજ્યા સિવાય હું તેની ઉપેક્ષા કરું છું. આ રાજ્ય, ઐશ્વર્ય, ભારતસમ્રાટ્ અકબરશાહનું પુત્રત્વ વગેરે સર્વ ત્હારા નિષ્કલંક પવિત્ર પ્રેમ પાસે તુચ્છ છે. હું બુદ્ધિહીન હોવાથી જ ત્હારા દૈવી પ્રેમનું પ્રતિદાન તને આપી શકતો નથી-ત્હારા પ્રેમની ગંભીરતા સમજી શકતો નથી."

આ વાક્યો સાંભળી સલિમના કંઠમાં વળગી પડીને જોધાબાઇએ કહ્યું–"સ્વામિન્! હૃદયેશ્વર! આ અભાગિનીના કંઠહાર! હમણાં જે સમજ્યા છો તે જો હમ્મેશાં લક્ષ્યમાં રાખીને ચાલી શકો તો વિશ્વમાં તમારા જેવું સુખી કોણ છે? જે અપાર પ્રેમ તમારે માટે આ હૃદયમાં ભરી રાખ્યો છે તેના તરફ તમે નજર સુદ્ધાં શામાટે નથી કરતા? અભિમાનિની રજપૂત લલના સકળ કષ્ટ સહન કરી શકે છે; પણ તે પતિના તિરસ્કારને સહન કરી શકતી નથી. શાહજાદા! જો તમે ભારતેશ્વર અકબરશાહના પુત્ર થવાને બદલે દરિદ્ર ભિક્ષુક થયા હોત તો પણ આ અભાગિની આવો હૃદયપૂર્ણ સ્નેહ, પ્રેમ વગેરેથી આવી રીતે જ આત્મસમર્પણ કરત. તમે જે કાંઇ કર્યું છે તે ભૂલી જાઓ! તમે એક વખત ભવિષ્ય તરફ નજર કરી જુઓ!"

શાહજાદો સલિમ પત્નીના આ તિરસ્કારથી વિચલિત બની ગયો. તેના ચિત્તનો પ્રબળ મોહ, જાણે કે કાંઇક અંશે દૂર થઇ ગયો; પરંતુ કયા અનુચિત કર્મ માટે તેને અપમાનિત થવું પડ્યું એ સમજી નહિ શકાયાથી વિસ્મયવિમુગ્ધ ચિત્તે તેણે કહ્યું:–"જોધાબાઇ! મ્હેં એવું તે શું કર્યું છે કે જેથી તું મ્હારો આવો કઠોર તિરસ્કાર કરે છે?"

"તમે તમારા મનમાં જ વિચારી જુઓ કે તમે શું કર્યું છે?"

"હું તો કાંઈ સમજી કિંવા વિચારી શકતો નથી."

આ વખતે જોધાબાઇ ત્વરિતગતિથી એ રત્નમંડિત ગૃહના બીજા ભાગમાં ચાલી ગઇ. ક્ષણ કાળમાં જ એક પિંજરમાં પૂરાયલા કબુતરને સલિમ પાસે લઇ આવીને તેણે કહ્યું:–"આ કબૂતર કોનું છે, શાહજાદા?"

"મ્હારું"

"તમે કોના હાથમાં આ કબૂતર આપ્યું હતું ?"

"કેમ, તું આવો પ્રશ્ન કેમ પૂછે છે ? મ્હેં આ કબૂતર મેહેરના હાથમાં–ગિયાસ બેગની કન્યાના હાથમાં આપ્યું હતું."

"તમે તેના ઉપર મોહિત થયા છો, કેમ ?"

"ના—"

"ત્યારે ?"

"હું સત્ય કહું છું કે, હું કેવળ તેના રૂપ ઉપર જ મુગ્ધ થયો છું."

"એ અકબરશાહના પુત્રને શોભે એવું કાર્ય થયું નથી !"

"અને આવા સામાન્ય પ્રકારથી સ્વામીનો આવી રીતે તિરસ્કાર કરવો એ કાર્ય પણ અકબરશાહની પુત્રવધૂને યોગ્ય થતું નથી."

"હું જે કાંઈ કહું છું તે કેવળ તમારા કલ્યાણની કામનાથી જ કહું છું. આ રૂપતૃષ્ણાથી ભવિષ્યમાં તમારા સર્વસ્વનો વિનાશ થશે."

"એનું કાંઇ કારણ ?"

"તમે મેહેરને મેળવી શકશો નહિ."

"કેમ નહિ મેળવી શકું ? શાહજાદાની ઇચ્છા વિરુદ્ધ કોણ વર્તી શકે તેમ છે ?"

"એ હું જાણતી નથી; પણ હું તમારી સતી સાધ્વી પત્ની છું. મ્હારું મન એમ કહે છે કે, આ પ્રકારથી બાદશાહ તમારા ઉપર ઘણા નારાજ થશે–તમારું ઘણું અનિષ્ટ થશે."

"તું આ સઘળું કેવી રીતે સમજી શકી ?"

"રમણી આવા પ્રકારોને ઘણી સહેલાઇથી સમજી શકે છે. તમે એ સુન્દરી રમણીના રૂપથી ઉન્મત્ત બની ગયા છો–તમે ડૂબ્યા છો પણ મેહેર ડૂબી નથી."

"તું મેહેર સંબંધી આમ શા ઉપરથી કહે છે?"

"આ પ્રશ્નનો ઉત્તર આપવાની મ્હારી ઇચ્છા નથી."

"ત્યારે તું એમ કહેવા માગે છે કે, પિતાજી મ્હારા ઉપર નારાજ થયા છે? આજનો બનાવ એમના જાણવામાં આવ્યો છે કે?"

"જાણવામાં આવ્યો નથી; પરંતુ હું જ તેમને જણાવીશ."

"તું પતિવ્રતા હોવા છતાં પતિનું અનિષ્ટ કરીશ?"

"પતિના પદસ્ખલનથી મ્હારા સર્વસ્વનો નાશ થાય તેમ છે. તમારું રક્ષણ કરવું એ મ્હારું પ્રથમ કર્ત્તવ્ય છે.

"સમ્રાટ્‌ને ઘણી રાણીઓ હોવા છતાં જોધપુરકુમારી-મ્હારાં ગર્ભધારિણીનું તેમના ઉપર આટલું બધું આધિપત્ય કેમ છે?"

"જોધપુરકુમારીમાં જે શક્તિ છે તે કદાચ મ્હારામાં નહિ હોય તથા અકબરશાહ જેવી રીતે પોતાનું કર્ત્તવ્ય સમજે છે તેવી રીતે તેમના પુત્ર પોતાનું કર્ત્તવ્ય નહિ સમજતા હોય!"

"જોધાબાઇ! પ્રાણાધિકે! બસ કર, બહુ થયું. હું આવો તીવ્ર તિરસ્કાર સહન કરવાને ત્હારી પાસે આવ્યો નથી. અંતરમાં સળગી ઉઠેલા અગ્નિને શાન્ત કરવાની ઇચ્છાથી હું અત્રે આવ્યો છું."

"જીવનસર્વસ્વ! જો તમે કહો છો તેમ જ હોય તો આવો આ હૃદયમાં આવો. હવે હું તમને કાંઇ કહીશ નહિ. તમે એટલું નિરંતર સ્મરણમાં રાખજો કે, સતી સર્વ પ્રકારનું કષ્ટ સહન કરી શકે છે; પરંતુ તે પતિને પરસ્ત્રીપર આશક થયેલો જોઇ શકતી નથી."

સલિમે જોધાબાઇની પાસે બેસી તેના બન્ને હાથ પોતાના હાથમાં લઇ સ્નેહમય સ્વરે કહ્યું:-"મ્હારે માટે આ અમૃતસાગર વિધાતાએ આટલા દિવસ સુધી ક્યાં છુપાવી રાખ્યો હતો એ હું પૂર્વે જાણતો નહોતો. જગતના શ્રેષ્ઠ સમ્રાટ્‌ની કામનાનું અમૂલ્ય ધન મ્હને મળ્યું

છે એમ હું સમજતો નહોતો. જોધાબાઇ! ત્હારામાં કેટલી બધી શક્તિ છે? તું મહાશક્તિરૂપે મ્હારા ક્ષીણ હૃદયમાં નિત્ય આવી રીતે બળનો સંચાર કર. મ્હને તું યથાર્થ મનુષ્ય બનાવ. મેહેર તો અત્યંત તુચ્છ છે. હવે હું સારી રીતે સમજી શક્યો છું કે, સેંકડો મેહેર ત્હારા ચરણોમાં બેસીને ત્હારી બાંદીગિરી કરવાની યોગ્યતા પણ ધરાવી શકે તેમ નથી. હું મૂર્ખતાથી આત્મ સુખમાં જ મગ્ન રહું છું. આટલા દિવસ સુધી હું કેવળ બાહ્ય સૌન્દર્યથી જ મુગ્ધ થયો છું. જોધાબાઈ! અંતરનું સૌન્દર્ય જોવાનો અવસર આજ સુધીમાં મ્હને મળ્યો નથી."

નિરાશા પછી આશા, અંધકાર પછી ઉજ્વળ પ્રકાશ, વિરહ પછી મિલનની મધુરતા કેટલી બધી સુખદાયક હોય છે? આ પ્રસંગે પણ એમ જ બન્યું.

રાજપૂતકુમારી જોધાબાઇએ શાહજાદા સલિમને આજે જે શિક્ષણ આપ્યું એ શિક્ષણ જો સલિમના સ્થળે અન્ય કોઇ પુરુષ હોત તો તેના અંતરમાંથી દૂર થાત નહિ. પદ્મરાગની પાસે રહેવાથી, શ્વેતવર્ણનો ગમે તે પદાર્થ પદ્મરાગની લોહિત જ્યોતિથી અનુપ્રાણિત થઇને જેવી રીતે ઉજ્વળ રુપ ધારણ કરે તેવી જ રીતે શાહજાદો સલિમ જ્યાં સુધી જોધાબાઇની પાસે રહ્યો ત્યાં સુધી વિલાસથી મોહમય બની ગયેલા તેના ચિત્તમાં શયતાન કોઇ પણ રીતે પોતાના આધિપત્યની સ્થાપના કરી શક્યો નહિ. જોધાબાઇના કોમળ આલિંગનમાં બંધાઇને સલિમ સમજ્યો કે, "બિહસ્ત બીજા કોઇ પણ સ્થળે નથી. પતિપ્રાણા સતીની સાથે પ્રેમપૂર્ણ હૃદયના પતિનું મિલન જ આ નરલોકમાં આ દુઃખમય પાપપૂર્ણ સંસારમાં સ્વર્ગ છે. એ મિલનથી જ સ્વર્ગની પુણ્યમય ઉજ્વળ જ્યોતિ ઉત્પન્ન થાય છે."

હે પરપ્રેમલોલુપ, રૂપોન્માદગ્રસ્ત, આત્મસુખપરાયણ વિકૃતહૃદયના

મુગ્ધ પ્રેમિક ! ત્હારા પોતાના હૃદયપર હાથ મુકીને કહે જોઇએ કે પતિપ્રાણા સતી સાધ્વીનો વિશુદ્ધ સ્નેહ આ જરાગ્રામય મૃત્યુલોકમાં સ્વર્ગની સ્નિગ્ધ અને પવિત્ર છાયાનો વિકાસ છે કે નહિ ?

---

## પ્રકરણ ૧૦ મું.

### વિરુદ્ધ પ્રતિજ્ઞા.

વાંચકબંધુ ! ચાલો, હવે આપણે બાદશાહના અંતઃપુરનો ત્યાગ કરી એક વખત અમીર-ઉલ-ઉમરાવ ગિયાસબેગના પ્રાસાદમાં પ્રવેશ કરીએ તથા ત્યાં પતિ પત્ની વચ્ચે ચાલતી વાતચિત છુપી રીતે સાંભળી કેટલીક જરૂરી હકીકત જાણી લઇએ.

મિનાબાજારના દિવસ પછી બીજા બે દિવસ વીતિ ગયા છે. ભગવાનના આ વિશાળ જગતમાં બીજું કાંઇ પરિવર્ત્તન થયું નથી; પરંતુ આગ્રાના રંગમહાલયમાં તથા ગિયાસબેગના અંતઃપુરમાં એક પ્રલયના તોફાનની પૂર્વસૂચનાએ દર્શન દીધું છે.

ખુલ્લી અગાશીમાં બેસી પતિપત્ની સાંસારિક વાતચિત કરે છે. એ વાતચિત સાથે આપણી આ નવલકથાનો ઘણો સંબંધ છે. ગિયાસબેગની પત્ની અમિનાબીબીએ પતિના હાથમાં શરબતથી ભરેલો એક પ્યાલો આપીને કહ્યું:—"સાહેબ ! ઠંડા થઇને મ્હારી વાત સાંભળશો કે ?"

ગિયાસબેગે પ્રસન્નમુખે કહ્યું:—"અમિના ! મ્હેં તારી વાત સાંભળવાની કોઈ પણ પ્રસંગે ના પાડી છે કે ? તું મ્હારું ભાગ્ય તથા

લક્ષ્મી છે. મ્હારા ભાગ્યોદયનું મૂળ તું જ છે. આ દુર્ભાગી, નિરાધાર, આશ્રયહીન, મરૂવિહારી મુસાફર આજે ભારતસમ્રાટ્ અકબરશાહનો મુખ્ય વજીર છે—અમીર-ઉલ-મુલ્ક છે. કહે કહે, અમિના! ત્હારે જે કાંઈ કહેવું હોય તે સહજ પણ સંકોચ રાખ્યા સવાય કહે?"

અમિનાબીબીએ કહ્યું:—"પેલી જે મનોહારિણી બાળિકા મ્હને સોંપી હતી એ ક્યાં ચાલી ગઇ તેની તમે કાંઇ તપાસ કરી નહિ. એના ઉપર મ્હારો ઘણો સ્નેહ થયો હતો. ક્ષણ માત્રના મિલનથી તેણે મ્હારા હૃદયમાં સ્થાન મેળવ્યું છે. તેનું રૂપ જેવું સુન્દર હતું તેવાં જ તેનાં વચનો મધુર હતાં. તેનું નામ પણ ઘણું મધુર હતું. સ્વામિન્! તમે આટલા મ્હોટા સામ્રાજ્યના વજીર છો; તમે ધારો તો શું ન કરી શકો?"

"ત્હારી વાસના પૂર્ણ કરવા માટે પ્રત્યેક સ્થળે મ્હેં એ બાળિકાની શોધ કરી છે; છતાં એકાએક એ ક્યાં અદૃશ્ય થઇ ગઈ તે હું હજી સુધી જાણી શક્યો નથી." ગિયાસબેગે ઉત્તર આપ્યો.

"સાહેબ! જો યથાર્થ સ્વાર્થશૂન્ય સ્નેહનું સહજ પણ આકર્ષણ હશે તો ગમે તે એક દિવસે તે મ્હારી પાસે અવશ્ય આવશે! હમણાં સલિમાની વાત જવા દો. એ કરતાં એક બીજી વિશેષ મહત્ત્વની વાત મ્હારે તમને કહેવાની છે." અમિનાએ કહ્યું.

"બેલાશક કહે. હિન્દુઓ કહે છે કે, 'સ્ત્રીના ભાગ્યનું ધન છે.' હું પણ એ વચનપર વિશ્વાસ મૂકું છું. જો ત્હારા ભાગ્યે મ્હારા દુર્ભાગ્યની શક્તિનો નાશ ન કર્યો હોત તો આજે હું હિન્દુસ્તાનના શાહેનશાહનો 'આત્માદઉદ્દૌલા' થઇ શકત નહિ. કહે કહે, પ્રિયતમે! ત્હારે જે કહેવું હોય તે બેલાશક કહે?" ગિયાસબેગે પ્રેમપૂર્ણ કંઠે કહ્યું.

"મેહેર દિવસે દિવસે મ્હોટી થતી જાય છે તેના સંબંધી તમે કાંઇ વિચારો છો કે ?" અમિનાએ પૂછ્યું.

"મ્હારા જેવો સામાન્ય માણુસ શો વિચાર કરે ? જે ખુદા મેહેરને મરૂપ્રાન્તમાંથી અત્રે લઇ આવ્યા છે, જેની કૃપાથી આજે એ આત્માદઉદ્દૌલાની કન્યા છે તે જ મેહેરનો વિચાર કરશે." ગિયાસબેગે ઇશ્વર પ્રત્યેની પોતાની અચળ આસ્થાનો પરિચય કરાવતાં કહ્યું.

"હું પણ તમારી માફક ખુદાની અસીમ શક્તિપર વિશ્વાસ રાખું છું. હું તમારી સ્ત્રી છું. ખુદાની શક્તિ ઉપર મ્હેં કદાપિ અવિશ્વાસ રાખ્યો નથી ! છતાં કેટલીક વખત મ્હારા મનમાં એવો વિચાર ઉપજે છે કે, ખુદાએ મનુષ્યને બુદ્ધિ-વૃત્તિ અને કાર્ય કરવાની શક્તિ આપી છે. તેઓ પોતે કાંઇ સર્વને માટે પ્રત્યક્ષ રીતે કાંઇ કરતા નથી." અમિનાએ કહ્યું.

ગિયાસબેગે પત્નીનાં આ ઉચિત વાક્યો તરફ સંમતિસૂચક મસ્તક હલાવીને કહ્યું:-"ખરું છે. તું જે કહે છે તે ખરું છે ! તું એમ ન સમજતી કે મ્હારી પુત્રીના વિવાહ સંબંધીનો હું કાંઇ વિચાર જ કરતો નથી. મ્હારા મન સાથે મ્હેં એ સંબંધીનો નિશ્ચય કરી રાખ્યો છે."

અમીનાએ આશાથી પ્રફુલ્લ બની ગયેલા ચિત્તે કહ્યું:-"એ હું પણ જાણું છું. મ્હારી મેહેર વિના વિલંબે રાજરાણી થશે."

આ શબ્દો સાંભળી ગિયાસબેગ સહજ ચંચળ બની ગયો. ચિંતાતુર ચિત્તે તેણે કહ્યું:-"પ્રિયતમે ! તું શું કહે છે ? ત્હારા આ શબ્દોનું તારતમ્ય હું સમજી શકતો નથી. મેહેર રાજરાણી થશે એ શબ્દોનો શો અર્થ છે ?"

ગિયાસપત્ની અમિનાએ હાસ્યમુખે કહ્યું:-"તમે આ સુવિશાળ

મોગલ સામ્રાજ્યના એક પ્રતિષ્ઠિત વજીર છો; છતાં મ્હારા આ સ્પષ્ટ શબ્દોનો અર્થ નથી સમજી શકતા? હું એમ કહું છું કે, સુલતાન સલિમ મેહેરનું દર્શન કરી મોહિત થયો છે."

"તું શું કહે છે? એ ઘણો માઠો બનાવ બન્યો છે!"

"એમાં શું માઠું છે? એ તો ઉલટો આનન્દ પામવા જેવો બનાવ બન્યો છે."

"ના—ના, અમિના! તું ભૂલે છે. કહે જોઇએ કે સલિમે મેહેરને ક્યાં જોઇ છે?"

"કેમ, તે દિવસે મેહેર મ્હારી સાથે રંગમહાલયમાં મિના-બાજારમાં આવી હતી એ તમે જાણતા નથી કે?"

"હાં, સમજ્યો. હતભાગિનિ! ત્હેં સ્વેચ્છાથી ત્હારા સર્વ-સ્વનો નાશ કર્યો છે તથા મ્હારા સર્વસ્વનો પણ નાશ કર્યો છે. વળી હવે મેહેરના સર્વસ્વનો નાશ કરવાનો તું પ્રયત્ન કરે છે!"

"જગતમાં નારી માટે જે સર્વોત્તમ આશીર્વાદ છે, આલોકમાં જે સર્વથી વિશેષ સ્પૃહનીય છે તે મેહેરને પ્રાપ્ત થશે. એમાં શું અનિષ્ટ થવા જેવું છે એ હું સમજી શકતી નથી."

"સલિમની સાથે મેહેરનો શાસ્ત્રોક્ત વિવાહ થાય એ સર્વથા અશક્ય છે."

"કારણ?"

"રાજવંશી કન્યા સિવાય કોઇ દિલ્લીના ભવિષ્યના બાદશાહ-ની પત્ની થઇ શકે છે કે?"

"મેહેર રાજકન્યા નથી તો ભલે પણ તેનું રૂપ તો રાજકન્યાં જેવું છે ને?"

"તું અકબરશાહના સ્વભાવને ઓળખતી નથી તેથી જ આમ કહે છે."

"ત્યારે અકબરશાહ આ વિવાહના વિરોધી છે કે?"

"સેંકડો વખત."

"કારણ?"

"કારણ એજ કે ગેહેર મ્હારા જેવા એક દુર્દૈવીની પુત્રી છે!"

"પણ હવે તમે અમીરઉદ્દૌલા છો."

"વર્ત્તમાનકાળની વાત બાજૂએ રાખી તું ભૂતકાળની આપણી પરિસ્થિતિનો એક વખત વિચાર કરી જો. મ્હારા વંશ તથા કુળ-ગૌરવની શ્રેષ્ઠતાનું પ્રમાણ ક્યાં છે?"

"તમારે સંદેહ કરવો હોય તો કરો; પરંતુ હું દિવ્યદષ્ટિથી જોઇ શકું છું કે, મેહેર દિલ્લીના સિંહાસનપર અવશ્ય બેસશે."

"અમિના! આવી દિવ્યદષ્ટિ તને ક્યાંથી પ્રાપ્ત થઇ?"

"ખુદાએ આપી છે. ખુદા કહે છે કે, 'ત્હારી મેહેર રાજ-રાણી થશે!' અકબરશાહની પટરાણી, સલિમની ગર્ભધારિણી કહે છે કે, મેહેર મ્હારી પુત્રવધૂ થશે."

"તું આટલે સૂધી આગળ વધી છે! અમિના! તું ચોક્કસ યાદ રાખજે કે, અકબરશાહ જીવતા હશે ત્યાં સૂધી આ વિવાહ થશે નહિ."

"કારણ?"

"એ હમણાં બરાબર સમજાવી શકતો નથી."

"ઠીક, ધારો કે સલિમ સાથે મેહેરનો વિવાહ નહિ થાય; પણ કહો જોઇએ કે તમે તમારા મનમાં શો નિશ્ચય કરી રાખ્યો છે? તમે ક્યા પુરુષને પસંદ કર્યો છે?"

"અલીકુલીખાં......"

"અલીકુલીખાં? એક સામાન્ય કોટિના નિષ્ઠુર પઠાણને તમે

પસંદ કર્યો છે ? એ મ્હારી સુવર્ણપ્રતિમા મેહેરને લઇ જશે ?"

"અમિના ! તું પઠાણજાતિનો તિરસ્કાર ન કર. ત્હારે સ્મરણમાં રાખવું જોઇએ કે એક દિવસે એ પઠાણો જ મોગલોની માફક હિન્દુસ્તાનના અધીશ્વર હતા."

"તમારા પઠાણ જહન્નમમાં જાઓ. હું હજી પણ કહું છું કે, મ્હારી પુત્રી રાજરાણી થશે."

"હું કહું છું કે, ત્હારી મેહેર પઠાણ અલીકુલીખાંની પત્ની થશે. સઘળું ભવિષ્ય ! ભાવિને ફેરવવાનું સામર્થ્ય મ્હારામાં કે ત્હારામાં નથી. વૃથા તર્ક કરવાની શી જરૂર છે ?"

"સ્વામિન્ ! કોઇ પણ પ્રકારે મેહેરને દિલ્લીશ્વરી કરવાની મ્હારી પ્રતિજ્ઞા છે."

"અમિના ! મેહેરને અલીકુલીખાંની પત્ની કરવાની મ્હારી પણ પ્રતિજ્ઞા છે."

આમ કહી ગિયાસબેગે વિરક્તભાવથી એ સ્થાનનો ત્યાગ કર્યો. અમિના પોતાના વિચારોમાં તન્મય થઇ રહી હતી તેથી તે પતિને પોતાની પાસેથી જતા અટકાવી શકી નહિ.

## પ્રકરણ ૧૧ મું.

### ભાઈ ભગિની.

મહારાજ માનસિંહ કાંઇ જરૂરી કારણને લીધે અંબર જનાર છે એવી હકીકત સાંભળવામાં આવતાં શાહજાદાની પત્ની જોધાબાઇએ તેને પોતાની પાસે બોલાવ્યો. મહારાજ

માનસિંહ ભગિની પાસે ઉપસ્થિત થયો. આગ્રા, દિલ્લી, ફતેહપુર, સિક્રી આદિ સર્વ સ્થળે બેગમોના મહેલ સ્વતંત્ર હતા. મોગલોના રંગ-મહેલમાં અન્ય સ્થળોએ માનસિંહ જઈ શકતો નહોતો; પણ પોતાની ભગિનીને મળવાને જરૂર જણાતાં તે અનાયાસે તેના મહેલમાં જઇ શકતો હતો. આમ છતાં ત્યાં જતાં પૂર્વે પણ તેને બાદશાહની રજા લેવી પડતી હતી.

માનસિંહ ચિંતાતુર ચિત્તે એક મખમલ મંડિત સુખાસનપર બેઠો છે. તેની પાસે જોધાબાઈ ઉભી રહી છે. બન્ને જણું ચુપ છે. થોડા સમય સૂધી ચુપ રહ્યા પછી માનસિંહે કહ્યું:—"ત્યારે હવે શો ઉપાય કરવો?"

જોધાબાઇએ પણ વિષણ્ણવદને કહ્યું:—"ઉપાય ભગવાનના હાથમાં છે."

માનસિંહે ગંભીર મુખે કહ્યું:—"હું એમ કહું છું કે, થોડા દિવસ માટે તું આગ્રાનો ત્યાગ કર. હું અંબર જાઉં છું-તું મ્હારી સાથે ચાલ."

જોધાબાઇએ અભિમાનથી કહ્યું:—"અંબરરાજ! સ્વામીની અનુમતિ સિવાય હું આગ્રાનો ત્યાગ કરી અન્ય સ્થળે જઇ શકું તેમ નથી એ વાત આપ કેમ ભૂલી જાઓ છો?"

માનસિંહ:—જો તું કહે તો હું એ સંબંધીની અનુમતિ સમ્રાટ પાસેથી મેળવું?

સલિમની સહધર્મિણી—ભારતની ભવિષ્યની સમ્રાજ્ઞીએ ભ્રુકુટી ચઢાવી દાંત સાથે ઓષ્ઠાધર દબાવ્યા. પછી તેણે અલ્પકાળ સૂધી સ્વ-ગત કાંઇ વિચાર કર્યો. અને દૃઢ સ્વરે કહ્યું:—"ના, હમણાં હું આગ્રાનો ત્યાગ કરી અન્ય કોઇ પણ સ્થળે આવી શકીશ નહિ."

માનસિંહે ગંભીર મુખે કહ્યું:—"શા માટે ત્હેં આવો દૃઢ સંકલ્પ કર્યો છે?"

જોધાબાઇએ ઉત્તર આપતાં કહ્યું:—"હું હિન્દુકન્યા છું. મ્હારા સ્વામીનું હમણાં અધઃપતન થાય એવો સંભવ છે. જો હું અહીં ન હોઉં તો તેમના અધઃપાતને કોણ અટકાવી શકે?"

માનસિંહે કઠોર સ્વરે કહ્યું:—"તું જ આ માનસિંહની ભગિની છે કે? અન્યાસક્ત સ્વામી તરફથી અપમાન સહન કરવાનો જ ત્હારો વિચાર છે કે?"

જોધાબાઇએ તિરસ્કારપૂર્ણ સ્વરે કહ્યું:—"ભાઇ! રાજપૂત કન્યા સુખમાં દુઃખમાં, સ્નેહમાં અપમાનમાં સ્વામીની હિતાકાંક્ષિણી હોય છે એ આપ ભૂલી ગયા છો કે? શાહજાદા સલિમ મ્હારા સ્વામી છે. હું તેમની સહધર્મિણી છું. વળી આ અપૂર્વ દાંપત્ય બંધન આપના જ પ્રયત્નનું પરિણામ છે."

માનસિંહે પણ તિરસ્કારપૂર્ણ સ્વરે કહ્યું:—"મ્હેં તથા મ્હારા પિતાએ પૂર્ણ વિચાર કર્યા સિવાય સર્વસ્વનો નાશ કર્યો છે. ગમે તેમ હો; પણ તું મ્હારી સાથે અંબર આવીશ કે નહિ એ હું પ્રથમ જાણવાને ઇચ્છું છું!"

જોધાબાઇએ પ્રથમના જેવા દૃઢ સ્વરે કહ્યું:—"ના."

"કારણ?"

"હજી મ્હને શાહજાદા તરફથી રજા મળી નથી."

"હું ત્હારી પતિભક્તિની પ્રશંસા કરું છું; પણ—"

"પત્નીના કર્ત્તવ્યમાર્ગમાં 'પણ' શબ્દને સ્થાન જ હોતું નથી. આપ બેલાશક અંબર જાઓ."

" ત્યારે હું જાઉં છું. " આમ કહી માનસિંહ આસનનો ત્યાગ કરી ઉઠી ઉભો થયો.

જોધાબાઇએ કહ્યું:—" ભાઈ! ઉતાવળ ન કરો. સ્થિરતાથી એક વખત બરાબર વિચાર કરી જુઓ. આપ જ એક વખત શાહજાદાને પૂછી જુઓ. જો તેઓ રજા આપશે તો........"

માનસિંહે વિસ્મયસહ કહ્યું:—" હું ક્ષત્રિય કુળમાં ઉત્પન્ન થયેલો અંબરરાજ માનસિંહ છું—અકબરશાહનો જમણો હાથ છું—મોગલ સામ્રાજયનો મુખ્ય સ્થંભ છું. હુ શા માટે હીનતા સ્વીકારી તને અંબર લઇ જવાની શાહજાદા પાસે રજા માગું ? "

જોધાબાઇએ કહ્યું:—" મહારાજ! એક વખતે જયારે ઉપયાચક થઈ શાહજાદાને પોતાની ભગિનીનું દાન કરી ચુક્યા છો ત્યારે પછી હવે આવું અભિમાન શા માટે રાખવું જોઇએ? મ્હારો વિક્રય કરી બાદશાહના સંબંધી થવાની આપની વાસના આપે પૂર્ણ કરી છે ત્યારે હવે ઉગ્ર થવાથી કેવી રીતે ચાલી શકશે? હું સમજી શકી છું કે, મ્હારું ભાગ્ય ફુટયું છે! જો તેમ ન હોય તો પતિ અન્યાસક્ત શા માટે થાય? ભાઈ અભિમાની શા માટે થાય? "

આ વાક્યોનો કાંઇ ઉત્તર આપ્યા સિવાય માનસિંહ એ ઓરડાની બ્હાર નીકળ્યો. ભગિનીને સંબોધી રુંધાઇ ગયેલા કંઠે તેણે કહ્યું: " જોધાબાઈ! શાહજાદાની પત્ની, માનસિંહ ત્હારો સહોદર છે એ વાત તું ભૂલી જા. એટલું બધું અપમાન—એટલી બધી હીનતા હવે આ માનસિંહ સહન કરી શકે તેમ નથી. "

માનસિંહે ભગિનીના વાક્પ્રહારથી વ્યથિત ચિત્તે એ મહેલનો ત્યાગ કર્યો. તેના અંતરમાં આકાશ પાતાળના વિચાર ઉપજવા લાગ્યા. વિચારોમાં ને વિચારોમાં તે અંતઃપુરની બ્હાર જતો હતો એવામાં કોઇ·

એ પાછળથી તેને ઉદ્દેશીને કહ્યું:–"મહારાજ માનસિંહ!"

માનસિંહે સ્થિરતાથી એ સ્થળે ઉભા રહી પાછી દૃષ્ટિ ફેરવીને કહ્યું:–"તું કોણ છે?"

એ મૂર્તિએ દૃઢ સ્વરે કહ્યું–"મહારાજ! મ્હને ઓળખી શકતા નથી કે?"

દૂર એક દીપકસ્થંભ હતો. માનસિંહે કહ્યું:–"ના–ના, હું તને બરાબર ઓળખી શકતો નથી; પણ ત્હારો કંઠસ્વર કોઈ સ્થળે સાંભળ્યો હોય એમ મ્હને લાગે છે. તું મ્હારી સાથે આ દીપક સ્થંભ પાસે આવ."

એ અપરિચિતા મૂર્ત્તિ એક સ્ત્રીની હતી. માનસિંહ વિષમ સમસ્યામાં પડ્યો. ભિન્ન ભિન્ન વિચારો કરતો તે એ દીપકસ્થંભ પાસે ગયો તથા તેણે તીક્ષ્ણ દૃષ્ટિથી ઉપરોક્ત રમણી તરફ જોયું.

એ રમણીનું મુખ હમણાં ખુલ્લું હતું. એ યુવતી અત્યંત રૂપવતી હતી. માનસિંહ દર્શન કરતાંની સાથે જ તેને ઓળખી શક્યો, તથા વિસ્મિત બની જઇ તે બોલ્યો:–"તું? તું અહીં?!"

"હા, મહારાજ! હું અહીં આવી છું! આપે મ્હને આશ્રય આપ્યો નહિ–આપની પ્રતિજ્ઞા પૂર્ણ કરી નહિ; પરંતુ મ્હેં મ્હારી ઇચ્છા પૂર્ણ કરી છે."

માનસિંહે અર્થસૂચક સ્વરે પૂછ્યું:–"તું મોગલ બાદશાહના રંગમહેલમાં તું કેવી રીતે આવી શકી?"

એ રમણીએ સ્મિતહાસ્યસહ કહ્યું:–"સકળ કાર્યોના નિયંતા ખુદા છે. મહારાજ! ખુદાના વિધાનથી હું રંગમહેલમાં આવી છું."

"એ તો હું જાણું છું; પરંતુ તું કોના મહેલમાં છે?"

"શાહજાદા સલિમના."

" ના,-તું ખોટું બોલે છે."

" પઠાણકન્યાને અસત્ય બોલવાનો અભ્યાસ હોતો નથી એ મ્હારા કાર્યપરથી આપ જાણી શકો તેમ છો. મ્હેં મ્હારી પ્રતિજ્ઞા કેવી રીતે પૂર્ણ કરી છે એ આપ જોઇ શકો છો."

માનસિંહે એ સ્થળે ઉભા રહી થોડા વખત સુધી સ્વગત કાંઇ વિચાર કરીને કહ્યું:-" ત્હેં મ્હને કેમ બોલાવ્યો હતો ?"

" એક વખત મુલાકાત કરવા માટે."

" આ મુલાકાતનો ઉદ્દેશ શો છે ?"

" ઉદ્દેશ છે જ. આપ જોધાબાઇના મહેલમાંથી આવો છો, કેમ?"

" હા."

" ત્યાં આપ શા માટે ગયા હતા ?"

" એ વાત સાંભળવાનો તને અધિકાર નથી."

" તો પણ મ્હેં એ વાત સાંભળી છે !"

" કેવી રીતે સાંભળી ?"

" શાહજાદા સલિમે એક પત્ર આપી મ્હને તેમનાં મહિષી પાસે મોકલી હતી. એ પત્ર આપવા જઇને મ્હેં જોયું કે આપ આપનાં ભગિની સાથે ક્રોધપૂર્ણ ભાવથી વાતચિત કરતા હતા. ઉત્સુકતાનું દમન નહિ કરી શકવાથી છુપી રીતે મ્હેં આપની એ ચાર વાતો સાંભળી છે."

માનસિંહ આ વાક્યો સાંભળી સહજ વિચલિત બની ગયો. થોડા સમય સુધી તેણે સ્વગત કાંઇ વિચાર કર્યો. પછી ગંભીર મુખે તેણે કહ્યું:-" અમારી કોઇ પણ વાત કોઇને નહિ કહેવાની તું સાવધાનતા રાખજે. ત્હેં જોધાબાઇને શાહજાદાનો પત્ર આપ્યો છે કે ?"

" ના."

"એ પત્ર ક્યાં છે ?"

"હજી મ્હારી પાસે જ છે."

"ત્હેં એ પત્ર જોધાબાઇને નહિ આપતાં ત્હારી પાસે કેમ રાખ્યો છે ?"

"પત્ર આપવા જેવો વખત મ્હને હજી સુધી મળ્યો નથી. આપ એમના મહેલમાં હતા અને પત્ર ખાનગી હતો."

"એ પત્ર કયાં છે ? મ્હને બતાવવામાં કાંઇ હરકત છે કે ?"

"ના–બતાવવા માટે તો મ્હેં આપને બોલાવ્યા હતા."

આમ કહી એ રમણીએ ચાંદીના પાત્રમાં રાખેલો એક પત્ર મહારાજ માનસિંહના હાથમાં આપ્યો. માનસિંહે દીપકસ્થંભના પ્રકાશમાં એ પત્ર વાંચી જોયો. પત્રની હકીકત વાંચવામાં આવતાં તેનું ચિંતાતુર મુખ વિશેષ ચિંતાતુર બની ગયું.

પેલી રમણીએ કહ્યું:–"મહારાજ ! પત્ર વાંચી રહ્યા કે ? હવે મ્હને પત્ર પાછો આપો."

"ના, આ પત્ર હું તને પાછો નહિ આપું."

"કારણ ?"

"મ્હારી ભગિની જોધાબાઇ આ પત્ર ન વાંચે એમ જ હું ઇચ્છું છું."

આમ કહી માનસિંહે એ પત્ર ફાડી નાખી તેના કડકા ફેંકી દીધા અને પછી તે એ સ્થાનનો ત્યાગ કરી ત્વરિત ગતિથી ચાલ્યો ગયો.

વાંચક ! આ અદ્‌ભુત રહસ્યમયી રમણીને ઓળખી કે ? એ અભાગિની સલિમા છે. સલિમા મહા સમસ્યામાં પડી જઇ ઉન્માદિનીની માફક બોલી ઉઠી:–"અરેરે ! મ્હેં આ શું કર્યું ? !"

---

# પ્રકરણ ૧૨ મું.

## મેહેર અને અલીકુલીખાન.

આ સંસારમાં સુખી કોણ છે? કોઈ નહિ. જો સર્વના મનની વાત જાણી શકાય તો એવો અનુભવ અવશ્ય થાય કે સંસારમાં કોઇ સુખી નથી. ગમે તે પ્રકારનું એક દુઃખ સુખની પાછળ લાગેલું જ હોય છે. સંસારમાં અવિશ્રાન્ત સુખ નથી તેમ જ દુઃખ પણ નથી. જો હોત તો બન્નેમાંથી એક પણ સારું લાગત નહિ.

અંધકારના અસ્તિત્વ સિવાય પ્રકાશનું સૌન્દર્ય અનુભવી શકાતું નથી. વિરાગ સિવાય અનુરાગની ગંભીરતા સમજી શકાતી નથી, નિરાશા ન હોય તો શાન્તિમય ચિત્તની સુખમય સ્થિતિના સુવિમળ હાસ્યનું કાંઇ મૂલ્ય નથી. આ જગતમાં સભ્યતાની ઉત્પત્તિ થઈ ત્યારથી જ આ નિયમ ચાલ્યો આવે છે તથા ધ્વંસ સુધી ચાલશે. સુખ કિંવા દુઃખમાંથી ગમે તે એકને બાદ કરી સ્વતંત્ર ભાવથી કાંઇ મેળવી શકશો નહિ. અવિશ્રાન્ત દુઃખ ભગવાનની સૃષ્ટિસીમામાં રહી શકતું જ નથી.

તમે કોઇને તમારા અંતઃકરણપૂર્વક ચ્હાઓ છો. એ જાણે કે તમારા ભ્રાન્તિમય શ્રાન્ત જીવનનું ઉજ્વળ સ્મૃતિમય સુખસ્વપ્ન છે. તમે તમારું સર્વસ્વ તેને આપ્યું છે; પણ સમુદ્રના જેટલો સ્નેહ આપવા છતાં તમને તેની પાસેથી એક બિંદુ જેટલું પ્રતિદાન સુદ્ધાં મળતું નથી. તમે વિચારો છો કે જગત કેવું સ્વાર્થી છે ! સ્નેહ કેવો અંધ

છે! પણ આમ સમજવામાં જ તમારો ભ્રમ છે એ તમારાથી સમજી શકાતું નથી. આ વિરાટ વિશ્વમાં આ મહા પ્રહેલિકાના રહસ્યનો ભેદ કરવાનું કાર્ય અત્યંત કઠિન છે. વિશ્વની સઘળી પવિત્ર વસ્તુઓમાં જાણે કે વિષમુખ કીટનું સાંઘાતિક દંશન છે તથા એ દંશન મુખ્યત્વે કરીને પ્રણયમાં વિશેષ છે.

આત્માદદ્દૌલા ગિયાસબેગના અંતઃપુરના વિચિત્ર ઉદ્યાનમાં એક આરસ પત્થરના વિરામાસનપર એક અદ્વિતીય સુન્દરી ચિંતાતુર ચિત્તે બેઠી છે. આશા નિરાશાથી તેનું અંતર વ્યાકુળ બની ગયેલું હોય એવો સ્પષ્ટ ભાસ થાય છે. સમુદ્રમાં જેવી રીતે એક પછી એક તરંગ ઉત્પન્ન થાય છે અને એ તરંગ પુનઃ વિશાળ હૃદયમાં વિલીન થઈ જાય છે એવી રીતે આ સુઃસુન્દરીના કોમળ હૃદયમાં પણ અસંખ્ય ચિંતાતરંગ ઉત્પન્ન થાય છે. એ મનમોહિની શી ચિંતા કરે છે એ કેવળ તે જ જાણે છે; છતાં તેના સુકોમળ હૃદયને વ્યથિત કરી, વચ્ચે વચ્ચે ગંભીર દીર્ઘ નિશ્વાસ બ્હાર નીકળે છે. જો કોઇ કદાચ એ દીર્ઘ નિશ્વાસની ભાષા સમજી શકે તો તેને માલૂમ પડે કે, એ સુન્દરી અવશ્ય કોઇ દારુણ દુશ્ચિંતામાં નિમગ્ન છે. તેનું પુષ્પ સમાન કોમળ હૃદય ચિંતારૂપી પાષાણના ભારથી દબાઇ જાય છે.

સુન્દરી વિચારે છે કે, "કેવું સુન્દર રૂપ છે? કેવી સ્વર્ગીય સરળતા છે! કેટલી બધી નમ્રતા છે! અપાર શક્તિ અને સત્તાના અધિકારી હોવા છતાં કેવો શિષ્ટાચાર છે! અરેરે! મ્હેં શા માટે અનિમિષ દૃષ્ટિથી એ રૂપનું દર્શન કરી મ્હારા સર્વસ્વનો વિનાશ કર્યો? મ્હેં સ્વહસ્તે સુકોમળ આશાલતાનો અંગચ્છેદ શા માટે કર્યો? ના—ના, આ ચિંતાને આશ્રય આપવાથી મ્હારા સર્વસ્વનો નાશ થશે. જે

થવાનું હતું તે થઇ ગયું છે; હવે હું એ સઘળું ભૂલી જવાને ઇચ્છું છું! ખુદા! મ્હારા મનમાં બળ આપો. હું દુર્બળ હૃદયની રમણી છું. હું આ મહા સંકટમાં ચિત્તજય કરી શકું એવી શક્તિ મ્હને આપો."

આ અંતર્વિપ્લવની શક્તિએ એ રમણીના પ્રાણને અતિ વ્યથિત કર્યો. તેનાં નયનમાંથી બેચાર મુક્તાફળ જેવાં અશ્રુબિંદુ જમીનપર સરી પડયાં. એ હીરાની જ્યોતિ જેવા અશ્રુકણોથી એ કલંકહીન સુન્દર મુખમંડળનું સૌન્દર્ય વધ્યું કિન્તુ એ અનુપમ સૌન્દર્ય કોઇએ જોયું નહિ-કિંવા તે સ્વચ્છ આયનામાં પ્રતિબિંબિત થયું નહિ. જગતમાં કેટલી બધી સૌન્દર્યપૂર્ણ વસ્તુઓ અન્યની લોલુપદૃષ્ટિનું આકર્ષણ કર્યા સિવાય ઝરી પડે છે તેની તપાસ કોણ રાખે છે? આ પ્રસંગે પણ તેમ જ થયું.

પાઠક! આ સુન્દરીને ઓળખી શક્યા છો કે? એ ગિયાસબેગની અતુલનીય રૂપવતી કન્યા મેહેરુન્નિસા છે. તેનું ખરૂં નામ મેહેર-ઉલ્-નિસા હોઇ સર્વ તેને મેહેરુન્નિસા કહીને બોલાવે છે.

મેહેરે ઓઢનાથી જ્વાળામય ગરમ અશ્રુબિંદુ લુંછી નાખી પુનઃ મનમાં ને મનમાં કહ્યું:-"ના-ના, તમે ઘણા નિષ્ઠુર છો-ઘણા નીચ છો! તમારા હૃદયમાં સહજ પણ મહત્વ નથી. તમારું હૃદય છળનાપૂર્ણ છે. તમે શા માટે આવું સ્નેહમય રૂપ લઇ મ્હારી પાસે આવી ઉભા રહ્યા છો? તમે મ્હારા સર્વસ્વનો નાશ કરવાનો પ્રયત્ન કરો છો કે? તમે જ દિલ્હીશ્વર અકબરશાહના પુત્ર છો કે? આટલી બધી છળના તથા આટલી બધી કપટતા તમારા હૃદયમાં છે કે? તમારા જે હૃદયને પૂર્વે તમે એક વ્યક્તિને વેચી ચુકયા છો એ હૃદયપર બીજા કોઇનો કાંઇ અધિકાર નથી. હું કોણ-આ વિરાટ સંસારમાર્ગમાં

ક્ષુદ્ર રજકણ! અનંત સમુદ્રનો બિંદુમય જળબુદ્દબુદ. ઇરાનના પ્રાણક્ષેત્રમાંથી મ્હારા પિતા આ હિન્દુસ્તાનમાં ભાગ્યપરીક્ષા કરવા આવ્યા છે. તમારા પિતાની દયાથી એમની એ ભાગ્યપરીક્ષા સફળ થઇ છે. તમે રાજરાજેશ્વર છો. તમારી તુલનામાં હું અત્યંત તુચ્છ છું. હું તમારી બાંદી થવાને પણ યોગ્ય નથી. આમ છતાં તમે આટલો બધો સ્નેહ દર્શાવી શા માટે મ્હને મોહમુગ્ધ કરો છો ? ના–ના, એ તમારો આંતરિક પ્રણય નથી–પ્રલોભન છે. શું તમે એમ ધાર્યું છે કે, વિશાળ સામ્રાજ્ય, મૂલ્યવાન્ રત્નભંડાર, મણિરત્નજડિત રાજસિંહાસન એ સર્વ દુર્લભ પ્રલોભનના મોહમાં પડી આ હતભાગિની મેહેર તમને આત્મવિક્રય કરશે? પવિત્ર દાંપત્ય પ્રેમને બદલે તમે તેને તમારી રમતની પુતળી કરવાનો પ્રયત્ન કરો છો કે? ના–ના, આ મેહેરને તમે તુચ્છ અબળા સમજશો નહિ."

અલ્પકાળ પછી મેહેર પુનઃ સ્વગત કહેવા લાગી:–"તમારી શક્તિ અપાર છે. અકબરશાહનાં નેત્રો મીંચાતાં આ રત્નૈશ્વર્યપૂર્ણ વિશાળ હિન્દુસ્તાન તમારું છે; તમારી અપાર શક્તિની વિરુદ્ધતા આ હિન્દુસ્તાનમાં કોઇ કરી શકે તેમ નથી. તેથી જ મ્હારા મનમાં એવો સંશય રહે છે કે, મ્હારા પિતા દુર્ભાગ્યે જો તમારા ક્રોધાગ્નિનો ભોગ થઇ પડશે તો તેમના સર્વસ્વનો નાશ થયા સિવાય રહેશે નહિ. એમ થશે તો અમારે પણ ભિક્ષુક થવું પડશે–જે કાંઇ મળ્યું છે તે આ હિન્દુસ્તાનમાં રાખીને અમારે દીનવેશથી પુનઃ ઇરાન ચાલ્યા જવું પડશે! અરેરે! એ સઘળા વિચારો ઉપજતાં જ પ્રાણ કંપી ઉઠે છે. હૃદય જોરથી ધબકે છે. અરેરે! આ અભાગિની પુત્રી જ તેના પિતાના અધઃપતનનું કારણ થશે કે? હે મંગળમય પ્રભુ! અમારું શું થશે?"

આ સમયે કોઇએ પાછળથી આવીને કહ્યું:-"થવાનું શું હતું મેહેરુન્નિસા?"

મેહેરે પાછળ દૃષ્ટિ ફેરવી તો એક બળવાન્ હૃષ્ટપુષ્ટ તેજસ્વી પુરુષ તેની નજરે પડયો. જોતાંની સાથે જ મેહેર એ પુરુષને પિછાની શકી. લજ્જાયુક્ત ભાવથી અવગુંઠનને સહજ આગળ ખેંચી હાસ્ય મુખે તેણે કહ્યું:-"તમે? તમે એકાએક અહીં કેમ આવ્યા છો, સાહેબ?"

એ બહાદુર પુરુષે કહ્યું:-"શા માટે આવ્યો છું? એક વખત ત્હારું દર્શન કરવાની ઇચ્છાથી આવ્યો છું. વળી ત્હારા પિતાશ્રીની રજા લીધા પછી જ હું અત્રે આવ્યો છું. આત્મપ્રભાવ દર્શાવવા જેવું મ્હારી પાસે કાંઇ નથી. ત્હારા સહૃદય પિતાએ કૃપા કરી ત્હારી સાથે મુલાકાત કરવાની મ્હને રજા આપેલી હોવાથી હું આવ્યો છું. જો મ્હારો કાંઇ અપરાધ થયેલો જણાતો હોય તો તું મ્હને ક્ષમા આપ. સુન્દરિ! તું કયાં નથી જાણતી કે, સ્નેહથી થયેલો અપરાધ ક્ષમાયોગ્ય છે!"

આ વાકયો સાંભળી ભુવનમોહિની મેહેરે પોતાના અવગુંઠનને વિશેષ આગળ ખેંચ્યો. લજ્જાને લીધે તેણે આમ કર્યું નહોતું; પણ આવનાર પુરુષનાં તેજસ્વી વચનો સાંભળવામાં આવતાં તેનાં નયનમાં અશ્રુબિંદુ ભરાઇ આવ્યાં હતાં. ખુલ્લા આકાશમાં ચંદ્રદેવ હસતા હતા તથા એ સુવિમળ સ્નિગ્ધ ચંદ્રકિરણોમાં અશ્રુબિંદુઓ એ પુરુષના જોવામાં આવે એવો સંભવ હોવાથી ભયથી ચકિત બની ગયેલી મેહેરે અવગુંઠન વિશેષ આગળ ખેંચ્યો.

એ આવનાર પુરુષ બીજો કોઇ નહિ પણ અલીકુલીખાન હતો.

ભવિષ્યમાં એ જ પુરુષ શેર અફઘાનના નામથી ઇતિહાસમાં પ્રસિદ્ધ થયો હતો.

અલીકુલીખાને મેહેરની નજીક બેસી સ્નેહમય સ્વરે કહ્યું:–" મેહેર! તું કોમળ હૃદયની રમણી હોવા છતાં આટલી બધી નિષ્ઠુર કેમ છે? હું આ ગગનવિહારી ઉજ્વળ ચંદ્રના દર્પને સહન કરી શકતો નથી! મેહેરુન્નિસા! તું ત્હારા મુખપરનો અવગુંઠન કાઢી નાખ. હું આજે જોવાને ઇચ્છું છું કે, એ સોળકળાપૂર્ણ ચંદ્રમંડળ ત્હારા આ અતુલનીય વદનમંડળની અપાર શોભા પાસે પરાજિત થાય છે કે નહિ?"

આ શબ્દો સાંભળી મેહેરના મનમાં શંકાનો સંચાર થયો. જો તે અવગુંઠન કાઢી નાખે તો તેનું અશ્રુજળ અલીકુલીખાનના જોવામાં આવે તેમ હતું. ચંદ્રના ઉજ્વળ પ્રકાશમાં એ અવિશુષ્ક અશ્રુબિંદુ વિશેષ ઉજ્વળ થાય તેમ હતુ. મેહેરને નિશ્ચળ જોઇ અલીકુલીએ પોતાના હાથે જ તેનો અવગુંઠન ખસેડી નાખ્યો. અહાહા! કેવી અલોકિક સુન્દરતા! મેહેર સ્વર્ગની અપ્સરા અગર બિહસ્તની હુરી છે કે શું? અહા! શું ગગનવક્ષવિહારી નિશાનાથની રજતોજ્વળ સ્નિગ્ધ પ્રભા તેના મુખના સ્વર્ગીય સૌન્દર્ય પાસે પણ મલિન છે કે?!

અલીકુલીખાને મેહેરની પાસે બેસી સ્નેહવિમુગ્ધ સ્વરે કહ્યું:– "મેહેર! કોના સર્વસ્વનો નાશ થશે? કોનું અધઃપતન થશે? કયી દારુણ ચિંતાથી ત્હારું આ પુષ્પના જેવું કોમળ હૃદય વ્યથિત થતું હતું?"

મેહેર આ વાક્યોનો શો ઉત્તર આપે? ખરો ઉત્તર આપતાં સર્વસ્વનો નાશ થવાનો સંપૂર્ણ સંભવ હોવાથી સ્વગત કાંઇ વિચારીને તેણે કહ્યું:–" સાહેબ! તમે જ એ અધઃપતનનું કિંવા સર્વસ્વના નાશનું મૂળ છો!"

"મેહેર! તું શું કહે છે?"

"આપે મ્હારી સઘળી હકીકત સાભળી નથી કે?"

"થોડી સાંભળી છે. મ્હેં સાંભળ્યું છે કે સુલ્તાન સલિમ ત્હારા રૂપનું દર્શન કરી મોહિત થયો છે. અકબરશાહનો પુત્ર થઇને, હિન્દુસ્તાનનો ભવિષ્યનો શહેનશાહ થઇને એ લુચ્ચાઇથી ત્હારા જેવી એક સરળ યુવતીના સર્વસ્વનો નાશ કરવાનો પ્રયત્ન કરે છે. તે બાદશાહપુત્ર છે. અસંખ્ય અનુચરો તેની આજ્ઞા પાળવા તત્પર રહે છે; છતાં તેણે પોતે કષ્ટ સહન કરીને ત્હારી કૃપાદષ્ટિ મેળવવાની આશાથી તને એ કમળ પુષ્પ લાવી આપ્યાં છે તથા ત્હેં ઇચ્છાપૂર્વક તેના આસમાની કબુતરને મુક્ત ગગનમાં ઉડાવી દીધું છે—તેને ઘણું નુકસાન કર્યું હોવા છતાં તેણે ત્હારો બિલકુલ તિરસ્કાર કર્યો નથા. જે કાર્ય બીજા કોઇએ કર્યું હોત તો કારાગૃહવાસી થવું પડત એ કાર્ય કરીને ત્હેં જ ઉલટો તેને કારાગૃહવાસી કર્યો છે."

આ તિરસ્કારમિશ્રિત ઉત્તર સાંભળી મેહેર કંપી ઉઠી. તે તેના પ્રાણમાં અસહનીય વ્યથા અનુભવવા લાગી. આશા, આનન્દ અને ઉત્સાહપૂર્ણ એ પુષ્પ સમાન કોમળ હૃદયમાં દારુણ દાવાનળની જ્વાળા ઉપસ્થિત થઇ. મેહેરે પોતાના મનમાં વિચાર્યું:—"રંગમહેલમાં બનેલી આ સઘળી ગુપ્ત કથા અલીકુલીના જાણવામાં કેવી રીતે આવી? બાદશાહના રંગમહેલના એકાન્ત સ્થળે જે બનાવ બન્યો છે, જે બનાવ કેવળ સર્વદર્શી ખુદા સિવાય બીજું કોઇ જાણી શકે એવો સંભવ નથી એ બનાવ અલીકુલી કેવી રીતે જાણી શકયો?!"

મેહેરને ચુપ રહેલી જોઇ અલીકુલીએ હાસ્ય મુખે કહ્યું:—"મેહેર! મ્હારાં વચનો સાંભળવાથી ત્હારું ચિત્ત સહજ પણ વ્યથિત

થયું હોય તો તું મ્હને ક્ષમા આપ. જો હું મ્હારા ખરા અંતઃકરણથી તને ન ચ્હાતો હોત તો કદાચ આ બનાવથી સંશયાધીન થઇ હું ત્હારા ઉપર વિરક્ત થયો હોત; પણ પ્રાણેશ્વરિ! ત્હારા હૃદયને હું સારી રીતે જાણું છું. ખુદાએ ત્હારી પ્રકૃતિને કેવી બનાવી છે એ જાણવાનો મ્હારા જેટલો પ્રયત્ન બીજા કોઇએ કર્યો નથી. રૂપવતી રમણીને પ્રત્યેક પગલે સંકટ હોય છે; છતાં મેહેર! જે કાંઇ બન્યું છે એ સઘળું ભૂલી જા. તું એટલું ચોક્કસ માનજે કે, ત્હારી પત્ની રૂપે પ્રાપ્તિ થતાં આ અલીકુલીખાન આ હિન્દુસ્તાનના સિંહાસનને પણ અત્યંત તુચ્છ સમજશે."

આમ કહી અલીકુલીખાન એ સ્થળેથી ચાલ્યો ગયો. મેહેરને પણ કાંઇ બોલવાનો અવકાશ મળ્યો નહિ. શિકારીના બાણથી વીંધાયલી હરિણીના જેવી અસહ્ય વેદના તે અનુભવવા લાગી. કુલીખાનનાં વચનો સહજ તિરસ્કારપૂર્ણ હતાં એમ વિચારી તે ઘણી દુઃખી થઇ. તેના શાન્તિમય પ્રાણમાં વિરાટ જ્વાળા ઉત્પન્ન થઇ. તેની નસે નસમાં વિદ્યુતનો પ્રવાહ પ્રવાહિત થવા લાગ્યો. મેહેર અંતરના આવેગથી ઉચ્ચ કંઠે બોલી ઉઠીઃ—"અરેરે! આ સઘળી હકીકત એ કેવી રીતે જાણી શક્યા? મ્હારું ભાગ્ય અંધકારપૂર્ણ થતું હોય એમ જ મ્હને લાગે છે. એ અંધકાર અંતે મ્હારા ભાગ્યમાં મહાપ્રલય ઉપસ્થિત કરશે એવો મ્હને ભય રહે છે. અરેરે! કોઇ મ્હારો આ ભીષણ સંકટમાંથી ઉદ્ધાર નહિ કરે કે?"

એકાએક કોઇએ મેહેરની પાછળથી કોમળ કંઠે કહ્યુંઃ—"બ્હેન! ખુદાને બોલાવો. કેવળ ખુદા જ આ જગતમાં મહા વિપદમાં મુક્તિદાતા છે!"

# પ્રકરણ ૧૩ મું.

## રમણી કે રાક્ષસી ?

મેહેરે ચકિતા હરિણીની માફક તેની મરાલ ગ્રીવા પાછળ ફેરવી તો તેણે પોતાની નજીક એક યુવતીને ઉભી રહેલી જોઇ. એ યુવતી સુન્દરી હોઇ તેના મુખપર સોળ કળા-પૂર્ણ ચંદ્રનાં ઉજ્વળ કિરણો પડવાથી તે વિશેષ મનમોહિની લાગતી હતી. એ યુવતીના કમનીય મુખમંડળની પ્રભા પાસે જ્યોત્સ્નાની જ્યોતિ પણ મલિન લાગતી હતી. ચંદ્રપ્રકાશમાં એ યુવતીનું દર્શન કરતાંની સાથે જ મેહેર તેને ઓળખી શકી. ઓળખતાની સાથે તેણે પૂછ્યું:-" આ શું ?! આટલા દિવસ સૂધી તુ ક્યાં હતી ?"

આવનાર યુવતીએ કહ્યું:-" હુ તમારી નજીકમાં જ હતી, બ્હેન ! વળી હું તમારા દાવાનળની જ્વાળાથી સળગી જતા પ્રાણને શાન્ત કરવા માટે હમણાં અત્રે આવી છું."

મેહેરે કહ્યું:—" મ્હને કોઇ પણ પ્રકારની અશાન્તિ નથી !"

યુવતીએ હસીને કહ્યું:-" અશાન્તિ અવશ્ય છે. આ ચિંતાતુર મ્હોં, આ વિશીર્ણ ગંડ, આ ઉદાસ દૃષ્ટિ, આ શુષ્કકંપિત ઓષ્ઠાધર શત્રુતા કરી તમારા મનોભાવને સ્પષ્ટતાથી પ્રકાશિત કરે છે."

" સલિમા ! સલિમા ! હમણાં તુ ક્યાંથી મ્હને દુઃખી કરવા આવી ?!"

" દુઃખી કરવા નથી આવી, બ્હેન ! તમારા પ્રાણને શાન્ત કરવા આવી છું. અલીકુલી સાહેબે તમને જે કાંઇ કહ્યું છે એ પણ મ્હેં સાંભળ્યું છે."

"હું તને ખુદાના કસમ દઇને કહું છું કે એ હકીકત તું કોઇને કહીશ નહિ. આપણો કેવળ એક દિવસનો સહવાસ હોવા છતાં હું તને બ્હેન બરાબર સમજું છું. આ હતભાગિનીના સર્વસ્વનો નાશ ન થાય એટલું ધ્યાનમાં રાખજે." મેહેરે દીનતાયુક્ત દૃષ્ટિથી સલિમા તરફ જોઇને કહ્યું.

"બ્હેન! તમે મ્હારાં વચનોપર વિશ્વાસ રાખો. મ્હેં પણ તમારી સાથે ભગિનીના સંબંધની સ્થાપના કરી છે. તમારા સ્નેહનું પ્રતિદાન આપવામાં પાછી પ્હાની કરુ એવી નીચ હું નથી. તમે મ્હને તમારી હિતાકાંક્ષિણી જ સમજજો."

"બ્હેન! ત્હારાં વચનોપર હું અવિશ્વાસ રાખતી નથી; પરંતુ બ્હેન! હું એક મહા સમસ્યામાં પડી છું. આ સર્વ પ્રકારથી મ્હારા સર્વસ્વનો નાશ થશે એમ જ મ્હને લાગે છે."

"ના—ના, તમે આમ ન બોલો. બ્હેન! હું તમને એક વાત કહું કે? હજી તમે પાછાં ફરવાનો પ્રયત્ન કરો. હજી પાછાં ફરવાનો માર્ગ છે."

"ક્યાંથી પાછી ફરું?"

"પ્રલોભનના મુખ પાસેથી."

"શાનું પ્રલોભન?"

"રાજ્ય, ઐશ્વર્ય, છળનામય બાના અને કપટી પ્રેમનું."

"કોના કપટી પ્રેમનું?"

"સુલતાન સલિમના."

"બ્હેન! મ્હારી બેઅદબી માટે મ્હને ક્ષમા આપ; તું પણ શાહજાદાને ચ્હાય છે કે શું?"

"ના, હું તો અંતઃકરણથી તેમનો તિરસ્કાર કરું છું."

"ત્યારે તું અમારા આ પ્રકારમાં આટલું બધું માથું કેમ મારે છે ?"

"કેવળ તમારા કલ્યાણ માટે."

"મ્હારા કલ્યાણ માટે ?!"

"હા, કેમ કે હું તમને બ્હેન કહી ચુકી છું."

"ત્હારો ઉદ્દેશ શો છે ?"

"તમને ખરો માર્ગ બતાવવાનો. બ્હેન! તમે સલિમને આશ્રય આપશો નહિ."

"કારણ ?"

"તેથી તમારા સર્વસ્વનો વિનાશ થશે. તમને છળનાથી ભૂલાવી શાહજાદો સલિમ તમારા સર્વસ્વનો નાશ કરશે. રંગમહેલના સેંકડો પ્રકારના ઐશ્વર્યના વિનિમયથી સતીનું સતીત્વ વેચી શકાતું નથી."

"હું ઇરાની છું. વિશ્વાસઘાતકતાનું ભયંકર વૈર કેવી રીતે વસુલ કરવું એ હું સારી રીતે જાણું છું."

"ઇરાની રમણી કરતાં પઠાણ રમણીનું લોહી વિશેષ ગરમ હોય છે; છતાં ઇરાની રમણી દેવી અને પઠાણ રમણી રાક્ષસી છે. હું પઠાણ કન્યા છું; છતાં હજી સુધી હું વૈરની વસુલાત લઇ શકી નથી."

"શાનું વૈર ?"

"મ્હારા પિતાની હત્યાનું."

"તું કોણ છે ?"

"હું એક માબાપ વિનાની પઠાણકન્યા છું. એથી વિશેષ મ્હારો કાંઇ પરિચય નથી."

"ત્હારો આ પરિચય સંપૂર્ણ નથી."

" યોગ્ય સમયે મ્હારો સંપૂર્ણ પરિચય તમને મળશે."

" હમણાં તું ક્યાં રહે છે ?"

" રંગમહેલમાં–બાદશાહના જનાનખાનામાં."

" રંગમહેલમાં તો ઘણાં માણસો છે; તું કોના મહેલમાં રહે છે ?"

" શાહજાદા સલિમના મહેલમાં."

" સલિમના મહેલમાં ? તેના વિલાસની સામગ્રીરૂપે ?"

" ના–ના, બ્હેન ! આ શબ્દો ઉચ્ચારવા ઉચિત નથી. પઠાણકન્યા એટલી બધી નીચ પ્રવૃત્તિની હોતી નથી. તમે પુનઃ કદાપિ આવા શબ્દો ઉચ્ચારશો નહિ."

" ત્યારે આવું સુન્દર રૂપ લઇ, આવું પૂર્ણયૌવન લઇ તું ભોગવિલાસમાં મત્ત રહેનાર શાહજાદા સલિમ પાસે કેમ રહે છે ? આ પ્રકારથી લોક શું વિચારશે ?"

" લોકનિન્દાની મ્હને બિલકુલ ચિંતા નથી."

" પણ રંગમહેલ હોવા છતાં શાહજાદાના મહેલમાં રહેવાનું કાંઇ પ્રયોજન ?"

" શાહજાદાના સર્વસ્વનો નાશ કરવાનો મ્હારો દૃઢ સંકલ્પ છે. હું ઇચ્છાપૂર્વક તેની બાંદી થઇ છું."

" કેટલા દિવસથી તને આ નોકરી મળી છે ?"

" જે દિવસથી તમારો ત્યાગ કર્યો છે તે દિવસથી."

" એ તો એક માસ ઉપરનો પ્રકાર છે. આટલો બધો વખત મળવા છતાં ત્હેં હજી ત્હારા વેરની વસુલાત કેમ લીધી નથી ? સલિમા ! શાહજાદાનું ખૂન કરવાનો ત્હારો વિચાર છે કે ?"

"પ્રથમ એવો જ વિચાર હતો; પરંતુ પૂરતો વિચાર કર્યા પછી મ્હેં મ્હારા એ સંકલ્પનો ત્યાગ કર્યો છે."

"કારણ ?"

"સલિમનું સુન્દર મુખ જોતાં માયા ઉપજે છે. ઘણી વખત મ્હેં મદિરાથી જ્ઞાનશૂન્ય બનેલા નિદ્રિત સલિમની શય્યા પાસે જઇ વૈર લેવાની ઇચ્છાથી મ્હારી કટાર બ્હાર કાઢેલી હોવા છતાં હું તેનું ખૂન કરી શકી નથી. તેના હૃદયમાં ખંજર ખોસવા જતાં હાથ કંપી ઉઠે છે. તેના ખોરાક અને પાણી સાથે ઝેર ભેળવવા જતાં હાથ અવશ થઇ જાય છે."

"એમ થવાનું શું કારણ છે ?"

"તમારા આ પ્રશ્નનો ચોક્કસ ઉત્તર હું આપી શકતી નથી."

"સલિમા ! રમણીના રૂપમાં તું રાક્ષસી છે. જે આટલા બધા સુન્દર છે તેમનું તું ખૂન કરીશ ? ના, હું તને તેમ કરવા દઇશ નહિ. હું આ સઘળી હકીકત શાહજાદાને કહી દઇશ."

"કહી દેજો. બ્હેન ! તમે ચોક્કસ સમજજો કે, જો ખૂન કરવાનો જ મ્હારો વિચાર હોત તો રંગમહેલમાં રહેવાનો પ્રસંગ પ્રાપ્ત ન થયો હોત તો પણ મ્હારો વિચાર હું પાર પાડી શકત. વળી મ્હને એમ જણાશે કે તમારે લીધે જ મ્હારો વૈર લેવાનો સંકલ્પ નિષ્ફળ થયો છે તો હું અલીકુલી સંબંધીની સઘળી હકીકત શાહજાદાને જણાવી દઇશ. તે સાથે તમારા પિતાએ પસંદ કરેલા તમારા સ્વામી અલીકુલીને પણ સ્પષ્ટ સમજાવી દઇશ કે તમે તમારા મનથી સલિમને ચ્હાઓ છો. વિચાર કરી જુઓ કે, એમ થશે તો તમારી કેવી સ્થિતિ થશે ?!"

આ સલિમાને વાંચક ઓળખે છે તેથી વારંવાર તેની ઓળ-

ખાણુ આપવાની જરૂર નથી. સલિમાએ ઉપરોક્ત વચનો ઉચ્ચારી ત્વરાથી એ સ્થાનનો ત્યાગ કર્યો. મેહેર વ્યાકુળતાથી ઉચ્ચ કંઠે બોલી ઉઠીઃ–"સલિમા–સલિમા! તું મ્હારી એક વાત સાંભળ."

સલિમા ચાલી ગઇ હતી. એ સર્વનાશકારિણી જાણે કે મેહેરના કોમળ પ્રાણને વિશેષ વ્યથિત કરવા આવી હતી. ભયંકર અગ્નિ સળગાવી એ પિશાચિનીની માફક ચાલી ગઈ.

મેહેર ચંદ્રતારકાપૂર્ણ આસમાની આકાશ તરફ જોઇ ગદ્‌ગદ કંઠે કહેવા લાગીઃ–"હે ખુદા! હે મહિમામય! આ વિશાળ દીન અને દુનિયાના બનાવનાર! આ હતભાગિનીને ત્હમે આવી ભયંકર પરીક્ષામાં કેમ મૂકી છે? જાણી જોઇને મ્હેં તમારા ચરણોમાં કાંઇ અપરાધ કર્યો નથી; છતાં શા માટે તમે મ્હને આવા જ્વાળામય નરકકુંડમાં નાખી છે? નિર્જન, સહાયશૂન્ય, આશ્રયશૂન્ય, ભયંકર મરૂક્ષેત્રના મમતાહીન હૃદયપર તમે જ્યારે આ હતભાગિનીને પૃથ્વીનો પ્રકાશ દેખાડયો ત્યારે તેનો વિનાશ કેમ ન કર્યો, પ્રભુ?"

એ સ્થળે બેસી રહીને અંતરના આવેગથી અને હૃદયની વ્યથાથી મેહેરે ઘણા સમય સુધી રુદન કર્યું. અંતરના ઉંડાણમાંથી તેણે અનેક ગાઢ નિશ્વાસ મૂકયા. ત્યાર પછી ધીમે ધીમે સજળનયને તે ઉઠી ઉભી થઇ. તેનાં એ નયનકમળમાંથી નીકળતી તેજસ્વી અશ્રુધારા હીરાની માફક ચંદ્રપ્રકાશમાં ચમકવા લાગી.

આવા હૃદયવિદારક સમયે તેની પાછળથી સ્નેહમય કંઠે કોઇએ કહ્યુંઃ–"મેહેર! બ્હેન! આ સ્થળે આટલી રાત સુધી એકલી બેસી રહીને શું કરતી હતી? ખોરાક ઠંડો થઇ જવા આવ્યો છે તથા ત્હારા પિતા ત્હારી રાહ જાએ છે."

મેહેરે તત્કાળ પોતાનો મનોભાવ છુપાવીને કહ્યુંઃ–"મા! તું

જાણે છે કે, મધ્યરાત્રે પ્રકૃતિનું સ્થિર ગંભીર વિમળ સૌન્દર્ય જોવું મ્હને બહુ ગમે છે; તેથી જ હું અહીં બેસી રહી હતી."

"કેટલી રાત્રિ થઈ છે એ જાણે છે?"

"ના."

"મધ્યરાત્રિ વીતી ગઇ છે. હમણાં જ મધ્યરાત્રિની નહબત બંધ પડી છે. ત્હારા આવ્યા સિવાય ત્હારા પિતા કોઇ પણ પ્રકારે જમે તેમ નથી. મ્હારી સાથે ચાલ."

માતાની આજ્ઞાથી મંત્રમુગ્ધની માફક મેહેર તેની પાછળ પાછળ ચુપકીદીથી જવા લાગી.

અને સલિમા! હમણાં આપણે એની ખબર લેવાની કાંઇ જરૂર નથી યથા સમયે તે પોતાની મેળે દેખા દેશે.

## પ્રકરણ ૧૪ મું.

### ભ્રમિત હૃદય.

શાહજાદા સલિમે રંગમહાલમાં આવેલા એક ઓરડાના દ્વાર પાસે ઉપસ્થિત થઇ દ્વારપર હાથની થાપ મારી; કિન્તુ ઓરડામાંની વ્યક્તિ એક વિષાદ સંગીત ગાતી હોવાથી તેણે એ થાપનો અવાજ સાંભળ્યો નહિ. સલિમ પણ મંત્રમુગ્ધ બની જઇ એ વિષાદ સંગીત સાંભળવા લાગ્યો. જે વ્યક્તિ સંગીત ગાતી હતી તેનો કંઠસ્વર સલિમથી પરિચિત હતો.

સલિમે પુનઃ વિશેષ જોરથી દ્વારપર થાપ મારી. એ આઘાત પ્રભુત્વસૂચક હતો. દિલ્લીશ્વરના પુત્ર સિવાય તેમની પુત્રવધૂના વિશ્રામ-

ભુવનના દ્વારપર થાપ મારવાનું સાહસ કોણ કરી શકે ?

તત્કાળ દ્વાર ઉઘડયું. તે સાથે જ એક સુન્દર કાન્તિમયી મનોહારિણી રમણી સલિમની નજરે પડી. સલિમે ઝડપથી ઓરડામાં પ્રવેશ કરી દ્વારને અંદરથી બંધ કરી દીધું. ત્યાર પછી અપરાધીની માફક રૂપસુન્દરી જોધાબાઇનો હાથ પકડી તે એક વિરામાસનપર બેઠો. ઉત્તેજિત હૃદયથી તથા પ્રેમપૂર્ણ કંઠથી તેણે કહ્યું:—"પ્રિયતમે ! તું જે શોકસંગીત હમણાં ગાતી હતી એમાં વિષપાન કરવાની વાત હતી. ત્હારે શા માટે વિષપાન કરવું જોઇએ ?"

માનસિંહની ભગિની—તેજસ્વિની જોધાબાઇ સમજી ગઇ કે તે પકડાઇ ગઇ છે; આમ છતાં એ વાતને ઉડાવી દેવાના નિશ્ચયથી તેણે કહ્યું:—"સંગીતમાં જે શબ્દો હતા તેનો ઉચ્ચાર મ્હેં કર્યો હતો. મ્હારે શા દુઃખે વિષપાન કરવું પડે, શાહજાદા ? અકબરશાહની પુત્રવધૂ થઇને—ભવિષ્યની ભારતેશ્વરી થઇને જો મ્હારે વિષપાન કરવું પડે તો એ મ્હારું મહદ્ દુર્ભાગ્ય જ ગણાય."

સલિમ આવો તેજસ્વી ઉત્તર સાંભળી ચમકી ઉઠયો. તેણે વિચાર્યું હતું કે, પોતાના ઘણા વખતના વિયોગની વ્યથાથી વ્યથિતા થઇને જોધાબાઇ એવું શોકસંગીત ગાતી હશે; પરંતુ હવે તે પોતાનો ભ્રમ સમજી શકયો. રાજપૂત લલના સહજમાં પકડાતી નથી એવો તેને ઘણો અનુભવ થયો હતો. મહા પ્રતાપશાળી અકબરશાહે ચિત્તોડપર વિજય મેળવી સેંકડો રૂપવતી રજપૂતાણીઓને પોતાના રંગમહેલમાં લાવવાનો પ્રયત્ન કર્યો હતો; તેનો એ પ્રયત્ન સફળ થયો હતો કે ?

શાહજાદો એ રત્નજડિત ઓરડામાં રત્નજડિત આસનપર બેસી દેવભૂષિત એ સુપવિત્ર દેવીમૂર્તિ તરફ ઘણા સમય સુધી જોઈ રહ્યો. એ રૂપનું તે નિર્નિમેષ દૃષ્ટિથી દર્શન કરવા લાગ્યો.



"પ્રિયતમે ! તું જે શોકસંગીત હમણાં ગાતી હતી એમાં વિષપાન કરવાનો વાત હતી. ત્હારે શા માટે વિષપાન કરવું જોઇએ ?"

—પૃષ્ઠ ૯૬.

મનોરંજન પ્રેસ, મુંબઇ.

જોધાબાઇએ સલિમના ચરણ પાસે બેસી હાસ્યમુખે કહ્યું:– " શાહજાદા! એકાગ્રદષ્ટિથી શું જુઓ છો? "

" હું ત્હારાં આ કૃષ્ણ તારકામય વિશાળ નેત્રમાં પવિત્ર પ્રેમની કેટલી બધી ઉજ્વળ જ્યોતિ છે એ જોઉં છું; ત્હારા સ્વાભાવિક રક્તરાગમય પ્રફુલ્લ અધરોષ્ઠપર કેટલો સ્નેહ, કેટલો પ્રેમ તથા કેટલો નિઃસ્વાર્થ અનુરાગ છે એ જોઉં છું; ત્હારી આ રત્નખચિત મનોહર વેણી કેવી સુન્દર દેખાય છે એ જોઉં છું; મેંદીના રંગથી રંગાયલી ત્હારી આ ચંપકાંગુલિના સૌન્દર્યની મનોહરતા હું જોઉં છું. અરેરે! ખુદાએ મ્હને સેંકડો આંખો કેમ આપી નથી! તેણે તેની પવિત્ર જ્યોતિની છાયાથી મ્હારા ચિત્તને પૂર્ણ પ્રેમમય કેમ કર્યું નથી! જોધાબાઈ! કર્મના પ્રવાહમાં તૃણની માફક તણાઇને હું ક્યાં જાઉં છું એ સમજી શકતો નથી! જીવનાધિકારિણિ! એ પ્રચંડ પ્રવાહની ગતિને ત્હારા સિવાય બીજું કોઈ ફેરવી શકે તેમ નથી. "

પથભ્રષ્ટ પતિના આવા સ્નેહમય શબ્દો સાંભળવામાં આવતાં જોધાબાઇ પરમ તૃપ્તિ અનુભવી શકી. આટલો બધો આનન્દ પોતાના જીવનમાં તે પૂર્વે કદાપિ મેળવી શકી નહોતી. આવાં સ્નેહમય વચનો પૂર્વે તેણે કદાપિ પતિને મુખે સાંભળ્યાં નહોતાં. અહા! કેવી તૃપ્તિ! કેવો આનન્દ!!

જોધાબાઇએ સજળનયને કહ્યું:–" તમે મ્હારા સર્વસ્વ છો! કેવળ મ્હારું એકલીનુંજ તમે સર્વસ્વ છો એટલું જ નહિ પરંતુ તમારા પિતાનું પણ તમે સર્વસ્વ છો. તમારાં માતાજી તમારા સિવાય બીજું કાંઈ જાણે કે જાણતાં જ નથી; આમ છતાં વગર વિચારે તમે જે કાર્ય કર્યું છે તેનાથી ભીષણ અગ્નિ સળગી ઉઠ્યો છે. આ સુખ તથા ઐશ્વર્યપૂર્ણ સંસારની સકળ શાન્તિનો નાશ થવા લાગ્યો છે. શહેન-

શાહ રાજરાજેશ્વરી જોધબાઇપર વિરક્ત થયા છે તથા તમારા ઉપર પણ તેઓ નારાજ થયા છે ! ?'

સલિમે અતિ આગ્રહથી કહ્યું:–"મ્હારા ઉપર નારાજ થવાનું કાંઇ કારણ ? મ્હેં તેઓ નારાજ થાય એવું શું અનુચિત કાર્ય કર્યું છે ? આપણા સુખમય સંસારમાં આવો અશાન્તિનો અગ્નિ કોણે સળગાવ્યો ?"

"મેહેરને લીધે જ આમ થયું છે. તે દિવસે સમ્રાટ્ અને સમ્રાજ્ઞી એકાન્તમાં બેસી જે વાતચિત કરતાં હતાં તે મ્હેં સાંભળી છે. મહારાણીની ઇચ્છા હોવા છતાં મેહેરની સાથે તમારું મિલન કરવામાં મહારાજ સર્વથા નારાજ છે. તમે કદાપિ મેહેરને પત્ની તરીકે મેળવી શકશો નહિ."

શાહજાદા સલિમે આ હૃદયવિદારક વચનો સાંભળી એક ગાઢ નિશ્વાસ મૂક્યો. એ નિશ્વાસનું રહસ્ય સમજી જઇ જોધાબાઇએ કહ્યું:– "જુઓ, સમ્રાટ્ વૃદ્ધ થયા છે. તમે જ આ વિશાળ હિન્દુસ્તાનના ભવિષ્યના સમ્રાટ્ છો. તમને કયી વસ્તુની ખોટ છે ? તમને શાનું દુઃખ છે ? સામાન્ય રૂપતૃષ્ણાને લીધે મોહમાં પડી તમે જીવનની શાન્તિ શા માટે ગૂમાવો છો ?"

આ શબ્દોથી સ્વસ્થ થઇને શાહજાદાએ કહ્યું:–"હવેથી હું મ્હારા ચિત્તનું દમન કરવાનો પ્રયત્ન કરીશ. ઠીક, અત્યાર પૂર્વે મ્હેં તને એક પત્ર મોકલ્યો હતો તે મળ્યો છે કે ?"

જોધાબાઇ:–ના મ્હને એકકે પત્ર મળ્યો નથી.

આ સમયે એ સ્થળે એકાએક એક વ્યક્તિએ ઉપસ્થિત થઇ કુરનિસ બજાવીને કહ્યું:–"શાહજાદી બેગમ ! હવે તમને એ પત્ર મળી શકે તેમ નથી !"

આવનાર વ્યક્તિને ઓળખી જઇ ક્રોધસૂચક સ્વરે સલિમે કહ્યું:-" સલિમા ! ત્હેં એ પત્ર કયાં નાખી દીધો ? "

સલિમાએ નિર્ભયતાથી ઉત્તર આપ્યો:-" મ્હારી પાસેથી મહારાજ માનસિંહે એ પત્ર લઇ વાંચીને ફાડી નાખ્યો."

આ વાક્ય સાંભળી તત્કાળ સલિમે એ ઓરડાનો ત્યાગ કર્યો.

## પ્રકરણ ૧૫ મું.

### અપમાન અને સ્નેહ.

અગ્નિથી બળેલા માણુસની માફક જવાળામય દેહ તથા પ્રાણ લઇને શાહજાદા સલિમે પોતાના ઓરડામાં પ્રવેશ કર્યો. તેની નજરે સમસ્ત વિશ્વ જાણે કે અગ્નિની જ્વાળાથી પરિપૂર્ણ જણાવા લાગ્યું. એ જ્વાળાની સાથે શાની તુલના થઇ શકે તેમ હતી એ પ્રશ્નનો ઉત્તર શાહજાદો પણ આપી શકે તેમ નહોતો.

રાત્રિનો દ્વિતીય પ્રહર પસાર થઇ ગયો હતો. શિરાઝીનું પાન કરી પ્રફુલ્લ પ્રાણથી, સહજ સુખ મેળવવાની આશાથી, જ્વાળામય પ્રાણને સહજ શીતળ કરવા માટે સલિમ પત્ની પાસે ગયો હતો પરંતુ ત્યાંથી શાન્તિ મેળવવાને બદલે ભયંકર પ્રબળ જ્વાળા લઇને પુનઃ તે પોતાના ઓરડામાં આવ્યો. તેણે ઓરડામાં પ્રવેશ કરી સંકેતધ્વનિ કર્યો. બ્હાર છજામાં ત્રણ બળવાન ખોજા અર્ધનિદ્રિત સ્થિતિમાં ઝોકાં ખાતા હતા. સંકેતધ્વનિ સ્વરૂપ ઘંટનો અવાજ થતાં એ ત્રણે જણા ચમકી ઉઠયા અને શાહજાદાના ઓરડામાં દોડયા.

સર્વથી પ્રથમ જે ખોજાએ શાહજાદાના ઓરડામાં પ્રવેશ કર્યો તેનું નામ ઉસમાન હતું. તેને ખાલી હાથે ઓરડામાં આવતો જોઇ સલિમે પોતાનો રત્નજડિત જોડો બ્હાર કાઢી તેના તરફ ફેંક્યો. પછી ક્રોધાતિશયથી તેણે કહ્યું:–"હરામજાદા! મ્હેં સાકીને બોલાવેલી હોવા છતાં તું કેમ આવ્યો?"

જીવનો ભય દરેકને હોય છે. દીન દુનિયાના માલિક, અકબરશાહના પુત્ર, હિન્દુસ્તાનના ભવિષ્યના શહેનશાહ સલિમના રત્નજડિત જોડાનો પ્રહાર તો પુષ્પના સ્પર્શ કરતાં પણ વિશેષ કોમળ હતો! ખોજા ઉસમાને એ જોડો પુનઃ સલિમના પગમાં પહેરાવી દીધો.

સલિમે સહજ શાન્ત ભાવ ધારણ કરીને કહ્યું:–"સાવધાન! હવેથી કદાપિ આવી ભૂલ કરીશ નહિ. જા, હમણાં જ જઇને સલિમા બાંદીને ખબર આપ કે તે ઘણો ઠંડો શિરાજી લઇ આવે."

આ પ્રસંગે પોતાને અકાળ મૃત્યુની સજા થઇ નહિ અગર તો કૂતરાના મુખમાં પડવાનો વખત આવ્યો નહિ એથી ખુદાને ધન્યવાદ આપતો આપતો ઉસમાન સલિમની આજ્ઞા પાળવા ચાલ્યો ગયો.

સલિમ એક હાથીદાંતના, મખમલ જડેલા રત્નજડિત તેજસ્વી આસનપર બેસી અસંખ્ય વિચારો કરવા લાગ્યો. છેવટે તેનો સઘળો ક્રોધ માનાસિંહપર જઇ પડ્યો. પોતાની ધર્મપત્નીનો ખાનગી પત્ર વાંચવાને માનસિંહને શો અધિકાર હતો? વળી એણે એ પત્ર વાંચ્યો પણ તે ફાડી નાખવાનો અધિકાર એને કોણે આપ્યો? સલિમે દૃઢ પ્રતિજ્ઞાસૂચક અસ્પષ્ટ સ્વરે કહ્યું:–"માનસિંહ! એક દિવસે ત્હારે ત્હારી આ ધૃષ્ટતાનું ફળ અવશ્ય ભોગવવું પડશે."

એકાએક સલિમને આટલો બધો ક્રોધ કેમ ઉપજ્યો તે અત્રે જણાવવાની જરૂર છે. શાહજાદી જોધાબાઇએ અંબર જવાની રજા

મેળવવા માટે શાહજાદાને એક પત્ર લખી મોકલ્યો હતો. એ પત્રનો શાહજાદાએ જે ઉત્તર આપ્યો હતો તે જ માનસિંહે ફાડી નાખ્યો હતો.

એ પ્રત્યુત્તરમાં સલિમે જોધાબાઇ તરફ પુષ્કળ સ્નેહ દર્શાવી તેને અંબર જવાની ના લખી જણાવી હતી. તે ઉપરાંત તેમાં તેણે માનસિંહની ઘણી નિન્દા પણ કરી હતી.

ચિત્તોડપર વિજય મળ્યા પછી સલિમ અને માનસિંહ વચ્ચે અસંતોષનું બીજ રોપાયું હતું. મહારાણા પ્રતાપસિંહનો અભિશાપ જાણે કે ફળ્યો. રાજપૂત થઇને રાજપૂતની સ્વાધીનતાનો નાશ કરીને માનસિંહે જે મહાપાપ કર્યું હતું તેના પ્રાયશ્ચિત્તનો આરંભ થયો.

આ અસંતોષનું મુખ્ય કારણ યુદ્ધવિજયનો પુરષ્કાર હતું. અકબરશાહનો એવો વિશ્વાસ હતો કે, માનસિંહને લીધે જ ચિત્તોડપર વિજય મળ્યો છે અને પ્રતાપસિંહનું અધઃપતન કરી શકાયું છે. સલિમે એમ વિચાર્યું હતું કે, પોતે સેનાપતિ થઇને ગયેલો હોવાથી જ યુદ્ધમાં વિજય મળ્યો છે; પરંતુ આ મનોવાદનો વિચાર કરનાર અકબરશાહ પોતે જ હતા.

જે દિવસે દિલ્લીશ્વર અકબરશાહે દરબારે આમ (જાહિર દરબાર)માં સર્વથી પ્રથમ માનસિંહને ચિત્તોડજયના પુરષ્કાર રૂપે એક બહુમૂલ્ય રત્નહારદ્વારા સંમાનિત કર્યો તે દિવસથી જ સલિમના મનમાં માનસિંહ તરફ દારુણ વિરાગ ઉત્પન્ન થયો. ત્યાર પછીના સલિમના વ્યવહારપરથી માનસિંહ સમજી શક્યો કે, પોતાને સંમાન મળવાથી શાહજાદાના અંતરમાં ઇર્ષ્યાગ્નિ સળગી ઉઠ્યો છે; આમ છતાં તે સલિમનો ઘણો નિકટનો સગો–સાળો હતો. તેના પિતાએ અકબરશાહની સાથે વેવાઇનો સંબંધ સાંધી જે ગંભીર ભૂલ કરી હતી એ ભૂલ સુધારવાનો હવે એકકે ઉપાય નહોતો. તે સ્નેહમયી ભગિની જોધાબાઇ તથા તેના

કેવળ એક પુત્ર ખુશરુના મ્હોં તરફ જોઇને સલિમની ઉપેક્ષા અને અનાદરને સહન કરતો હતો. અંતરનો ભાવ દબાવી રાખીને તે ઘટના-પ્રવાહમાં તણાવા લાગ્યો હતો.

સલિમ ભારતની ભવિષ્યની સમ્રાજ્ઞી જોધાબાઇને અંતરથી ચ્હાતો હોવા છતાં માનસિંહ સમક્ષ તેણે એવો ભાવ દર્શાવ્યો કે, જાણે જોધા-બાઇનો તે તિરસ્કાર કરે છે; કારણ કે, બાદશાહના રંગમહેલમાં સુન્દરીઓનો અભાવ નહોતો. સમ્રાટ્‌નો પુત્ર, ભવિષ્યનો સમાટ્‌ એ સુન્દરીઓમાંથી જેને ચ્હાય, જેને સ્નેહથી સિંહાસનપર બેસાડે એ જ તેની મહિષી થાય તેમ હતું.

સલિમે જોધાબાઇના પત્રના ઉત્તરમાં જે કાંઈ લખ્યું હતું તેમાં તેણે જોધાબાઈ તરફ પુષ્કળ પ્રેમ દર્શાવ્યો હતો; પરંતુ એ પત્રમાં માનસિંહની તેણે ઘણી નિન્દા કરેલી હોઇ પત્નીને એવું સમજાવવાનો પ્રયત્ન કર્યો હતો કે, અંબર જઇને તેના મુખ્ય શત્રુ માનસિંહના આશ્રયમાં રહેવું એ સમ્રાટ્‌ પુત્રવધુ જોધાબાઇને માટે ઉચિત કર્ત્તવ્ય નથી.

એ સાંઘાતિક પત્ર માનસિંહના હાથમાં દૈવયોગે જઇ ચઢ્યો હતો. સલિમ અત્યાર સુધી અકબરશાહના ભયને લીધે કિંવા બીજા કોઇ કારણને લીધે બાદશાહના જમણા હાથ સ્વરૂપ માનસિંહની કોઇ પણ વખતે જાહિર રીતે નિન્દા કરતો નહોતો; પરંતુ જોધાબાઇને તેણે જે પત્ર લખ્યો હતો તેમાં તેણે પોતાના અંતરનો ભાવ ખુલ્લી રીતે દર્શાવ્યો હતો. પતિનો મનોભાવ ગમે તેવો હોય પણ તે સતી સાધ્વી પત્ની પાસે પ્રકટ કરવામાં કોઇ જાતની શંકા રહેતી નથી. વળી માનસિંહે વિના કારણ કૌતુહલને વશ થઇ, એ ગુપ્ત પ્રેમપત્ર વાંચી એક ભયંકર અપરાધ કર્યો હતો. એના એ અપરાધથી ભવિષ્યમાં ઘણો અનર્થ થયો.

જો આ પ્રસંગે સલિમે ક્રોધાતિશયથી ઉત્તેજિત નહિ બની જતાં શાન્તિ ધારણ કરીને કામ લીધું હોત તો આ પ્રકાર ગંભીર રૂપ ધારણ કરત નહિ. માનસિંહને કાંઇ કરી નહિ શકાવાથી તેનું અંતર ઘણું વ્યથિત થયું; કિન્તુ તેનો સઘળો ક્રોધ છેવટે માનસિંહપરથી જોધાબાઇપર જઇ પડયો. તેણે મનમાં ને મનમાં એવી પ્રતિજ્ઞા કરી કે, 'પુનઃ કદાપિ હું જોધાબાઇનું મ્હોં જોઇશ નહિ ! આ સમયે મેહેરના વિષયે તેના ચિત્ત ઉપર પુનઃ પોતાના અધિકારની સ્થાપના કરી. ધર્મપત્ની ઉપર વિના કારણ ક્રોધ કરી સલિમે ઘણી ગંભીર ભૂલ કરી. અરેરે ! બુદ્ધિહીન સલિમ ! ત્હેં આ શું કર્યું ? શાન્તિસરોવરનો ત્યાગ કરી ત્હેં સ્વેચ્છાથી જ્વાળામય મરૂભૂમિમાં કેમ પ્રવેશ કર્યો ?

સલિમના પશ્ચાત્તાપથી સળગતા અને નિરાશાથી ભરેલા હૃદયમાં એ સમયે ભુવનમોહિની મેહેરૂન્નિસાની રૂપજ્યોતિ સર્વાંશે પ્રકાશી નીકળી. તેણે કલ્પનાને વશ થઇ મનમાં ને મનમાં વિચાર્યું કે, તે જાણે સળગતો પ્રાણ લઇને એક શાન્ત સરોવરના તટપર આવીને ઉભો છે. એ સરોવરના મૃદુ તરંગોમાં કેવળ એક માત્ર રૂપગૌરવમયી પ્રફુલ્લ નલિની વિકસિત થયેલી છે. મૃદુ વાયુથી કંપતી, તરંગમય આસમાની જળના મૃદુ આંદોલનથી એ અપૂર્વ રૂપગૌરવમયી પ્રફુલ્લ નલિની ધીમે ધીમે કંપે છે. સલિમનાં કલ્પનાચક્ષુ એક પ્રકારના કોઇ મોહમય સંજીવની મંત્રના બળથી મંત્રમુગ્ધ બની ગયાં. સલિમ એ જળમાં કંપતી નલિનીમાં મેહેરના ત્રિભુવનને પણ મુગ્ધ બનાવી દે એવા મુખની જ્યોતિ જોઇ શકયો. કેવું આશ્ચર્ય ! સરોવરના વક્ષસ્થળપરની એ નલિનીના અવયવનું પ્રત્યેક સૌન્દર્ય જાણે કે મેહેરૂન્નિસાની ઉજ્વળ જ્યોતિની છાયા હતું.

એનાં વિકસિત દળ જાણે કે મેહેરનાં નેત્રોની છાયા હતાં. એના

ચંચળ રૂપમાં જાણે કે મેહેરના હાસ્યની જ્યોતિ હતી. એ મૃદુ વાયુ
કંપતા મૃદુ આંદોલનમાં જાણે કે મેહેરની ચંચળ ગતિ પરિસ્ફુટ થ
હતી. એ નલિનીનાં અડધાં મીંચાયલાં તથા અડધાં ખુલ્લાં દળસમૂહ
મેહેરના મુખનો લજ્જાયુક્ત ભાવ હતો ! એ જળવક્ષપર શોભ
પદ્મિની સુન્દરી ભાષાનો આશ્રય સ્વીકારીને જાણે કે કહેવા લાગી:
" શાહજાદા ! મ્હારું આ અપાર તેમ જ અસામાન્ય સૌન્દર્ય આ
જળમાં જ કાળક્રમે વિલીન થઇ જશે કે? મ્હારું આ સુન્દર રૂ
નિર્જનમાં પ્રકાશી નિર્જનમાં જ અદૃશ્ય થઈ જશે કે? આ જગત
આ રૂપને કોઇ ન્યાય નહિ આપે કે ? આ સંસારમાં પ્રેમનો બદલ
નથી કે ? સ્નેહનું આત્મસમર્પણ નથી કે? અત્રે સર્વ નિષ્ઠુર, તથા હૃદ
હીન છે કે ? ભલે સઘળાં સાધારણ માણસો નિષ્ઠુર હોય, પણ ત
બાદશાહના વંશમાં જન્મ્યા છો; તમને કાંઈ વિચાર નથી કે? ત
પણ સર્વના જેવા નિષ્ઠુર છો કે ?"

ઉત્તેજિત ચિત્તથી, ભાવી સુખની ઉન્માદિની શક્તિથી, હૃદયની જવ
ળાનું અવસાન થતાં સલિમ જ્યારે કલ્પનામય સુખસ્વપ્નમાં વિભો
બની ગયો હતો હતો એ સમયે સલિમા સુવર્ણના પાત્રમાં સુશીત
સુગંધિત શિરાજી લઈ દ્વાર નજીક આવી ઉભી રહી. પછી એક સલા
કરી મધુર કંઠે તેણે કહ્યું:-" બંદગી શાહજાદા ! "

ચિંતામાં નિમગ્ન બની ગયેલા શાહજાદાએ ચમકી ઉઠીને કહ્યું:
" કોણ છે ? મેહેર ? "

સલિમાએ મૃદુહાસ્ય કરી કહ્યું:-" ના જનાબ ! એટલું બ
સૌભાગ્ય મ્હારા કપાળમાં નથી. હું શાહજાદાની બાંદીની પણ બાં
સલિમા છું. "

સલિમે મલિન મુખે કહ્યું:—" મ્હારા પ્રાણુમાં દાવાનળ સળગે છે–હૃદય વજ્રની તીવ્ર જ્યોતિથી બળી જાય છે."

સલિમાએ પુનઃ મૃદુ હાસ્ય કરીને કહ્યું:—" જનાબ ! આપની જ્વાળા શાન્ત થઈ જશે. આ શિરાજી આપના અંતરની સઘળી વ્યથા દૂર કરશે ! જનાબની આજ્ઞાનુસાર આ બાંદી સુશીતળ સુગંધિત શિરાજી લઇ આવી છે."

સલિમ એ સુગંધિત શિરાજી પૂર્ણ સુવર્ણપાત્ર હાથમાં લઇ ઓષ્ઠાધર પાસે લઈ ગયો. એ શિરાજીની સુગંધ જાણે કે ઘણી સુન્દર હતી ! બરફના મિશ્રણથી એનો સ્પર્શ ઘણો શીતળ હતો. સલિમનો પ્રાણુ ભયંકર ચિંતાગ્નિથી સળગી જતો હતો. તે એક ક્ષણનો પણ વિલંબ નહિ કરતાં એ શિરાજી પી ગયો. પછી તેણે કહ્યું:—" સલિમા! સલિમા ! ફરી લાવ–ફરી લાવ."

સલિમાએ સહજ અગ્રેસર થઇ સુવર્ણપાત્ર પુનઃ શિરાજથી ભરી, મધુર હાસ્ય કરી, ચંચળ નયનોથી કટાક્ષ ફેંકી એ પાત્ર શાહજાદાના હાથમાં આપ્યું. શાહજાદો સલિમ કાંઇ પણ બોલ્યા સિવાય એ શિરાજી પી ગયો. સલિમાએ સહાસ્ય મુખે પૂછ્યું:—" જનાબ ! ફરી આપું કે ?"

સલિમનું ચિત્ત શિરાજી પીવામાં આવ્યાથી ઘણું ઉદાર તેમ જ પ્રસન્ન બની ગયું હતું. તેના અંતરની જ્વાળા મંત્રબળથી જાણે કે દૂર થઇ ગઇ. મરૂભૂમિના જેવો તેનો નીરસ પ્રાણુ જાણે કે એક અવ્યક્ત અજ્ઞાત માયાથી સજીવ બની ગયો. તેણે આનન્દથી ઉત્તેજિત બની જઇને કહ્યું:—" સલિમા ?"

સલિમાએ હાસ્યમુખે કહ્યું:—" શો હુકમ છે શાહજાદા ?"

સલિમઃ—સઘળી રમણીઓ નિષ્ઠુર જ હોય છે કે શું ?

સલિમાએ શંકાશીલ બની જઇ પૂછયું:-“ આપ આમ કેમ બોલો છો ? ”

સલિમ:-તું દૂર કેમ ઉભી રહી છે? મ્હારી પાસે આવ!

સલિમા:-હું તો શાહજાદાની સામાન્ય બાંદી છું.

સલિમ:-ના-ના, તું એમ ન બોલીશ; હું તને મ્હારી હૃદયેશ્વરી બનાવીશ !

સલિમા:-આટલી ઝડપથી આપ આટલી બધી કૃપા દર્શાવશો નહિ.

સલિમ:-હું હિન્દુસ્તાનના શહેનશાહ અકબરશાહનો પુત્ર છું; મ્હારી ઇચ્છા હોય તે કરવા હું શક્તિવાન્ છું.

સલિમા:-એ તો હું પણ જાણું છું જનાબ! હું કેવળ દુઃખિની બાંદી છું. બાદશાહના પુત્ર અને બાંદી વચ્ચે ઘણો તફાવત છે. મ્હને ઘણો ભય લાગે છે કે—

સલિમ:-શાનો ભય લાગે છે?

સલિમા:-એ જ કે, કદાચ આપની આવી કૃપાથી મ્હને જે અન્નપાણી મળે છે તે પણ બંધ થઇ જશે. આપનાં સહધર્મિણી-પટરાણીનો મ્હને ઘણો ભય લાગે છે!

સલિમ:—એનું નસીબ ફુટયું છે.

સલિમા:—અને મેહેરૂન્નિસા ?

સલિમ:-એ મ્હારું સુખસ્વપ્ન છે! સલિમા! સ્વપ્ન સત્ય નથી થતું કે? મ્હેં એમ સાંભળ્યું છે કે, સ્વપ્ન સત્ય થાય છે. મ્હારું સ્વપ્ન પણ અવશ્ય સફળ થશે.

સલિમા:-આપનાં બીજાં સઘળાં સ્વપ્ન સફળ થઇ શકે તેમ છે; પરંતુ આપનું આ સ્વપ્ન સફળ થવું અશક્ય છે.

સલિમ:-કારણ ?

સલિમા:-કારણ હું જાણતી નથી.

સલિમ:-હવે હું સહન કરી શકતો નથી. ત્હારું રૂપ રાજ-કન્યાના જેવું છે ! સલિમા ! સલિમા ! બાંદી થવાને તું બિલ્કુલ યોગ્ય નથી.

સલિમા:-જો શાહજાદા આમ જ કહે છે તો મ્હારે પણ કહેવું જોઇએ કે હું શાહજાદા સિવાય કોઇની બાંદી નથી.

સલિમ:-સલિમા !

સલિમા:—કેમ, જનાબ ?

સલિમ:-થોડા દિવસ પછી આ સ્વર્ગીય હિન્દુસ્તાન મ્હારું થશે ! મ્હારી આજ્ઞાથી આ વિશાળ સામ્રાજ્ય રસાતળમાં જાય તેમ છે; અગર—

સલિમા:-હું સઘળું જાણું છું ! પરંતુ આપ આ બાંદીને શી આજ્ઞા કરો છો ?

સલિમ:-સુરસુન્દરિ ! તું મ્હારી પાસે આવ ! આ રત્નજડિત સુવર્ણના આસનને શોભાવી તું મ્હને આલિંગન આપ.

સલિમા:-ના-ના, શાહજાદા ! આપ આમ ન બોલો. જો કદાચ આપના આ શબ્દો મેહેરના સાંભળવામાં આવે તો તે શું ધારે ?

સલિમ:-મેહેર ? એને જે ધારવું હોય તે ધારે. તું મ્હારી પાસે આવ. અહીં મક્ષિકાનો પ્રવેશ સુદ્ધાં થઇ શકે તેમ નથી. આપણા પ્રણયવિનોદને કોઇ સાંભળી શકશે તથા રતિકેલિના વ્યવસાયને કોઇ જોઇ શકશે નહિ.

સલિમા:-જોધાબાઇ ?

સલિમ:-જોધાબાઇ જહન્નમમાં જાઓ !

આ સમયે એ ઓરડાનું દ્વાર ઉઘાડી એક સુરસુન્દરીએ ઓરડામાં પ્રવેશ કર્યો તથા તેણે કહ્યું:–" શાહજાદા ! જોધાબાઇ જહન્નમમાં શા માટે જાય ? તે જ્યારે સ્વહસ્તે સ્વર્ગસૃષ્ટિ કરી શકે છે ત્યારે જહન્નમમાં શા માટે જવું જોઇએ, સુલતાન ? "

સલિમાએ વિસ્મિત બની જઇને જોયું કે, તેની સ્હામે એક રૂપગૌરવમયી સુવર્ણપ્રતિમા આવીને ઉભી રહી છે ! તેનાં નેત્રામાં જાણે કે વિજળી ચમકે છે. એ નયનમાં, એ હાસ્યમાં જાણે કે તિરસ્કારનો સમાવેશ થયેલો છે.

એ તેજસ્વિની સુવર્ણપ્રતિમાએ રોષ તથા ક્રોધથી સલિમા તરફ જોઇને કહ્યું:–" બાંદી, તું અહીં બેસીને શું કરતી હતી ? "

બાંદી સલિમાએ કુરનિસ બજાવીને કહ્યું:–" શાહજાદી સાહેબા ! મ્હારો જન્મ નીચ વંશમાં થયેલો નથી. ભાગ્યદોષથી જ મ્હારે બાંદી થવું પડયું છે. હું શું કરતી હતી એ સઘળું આપે જોયું તેમ જ સાંભળ્યું છે. "

જોધાબાઇએ પ્રસન્ન મુખે કહ્યું:–" હા, મ્હેં સઘળું જોયું છે તેમ જ સાંભળ્યું પણ છે ! જો મ્હેં કોઇ અનુચિત પ્રકાર જોયો હોત તો હમણાં જ ત્હારે કારાગૃહવાસી થવું પડત; પરંતુ ભવિષ્યમાં સંપૂર્ણ સાવધાનતાથી ચાલજે ! "

સલિમાઃ–આપ આમ શા માટે કહો છો ?

જોધાબાઇઃ–ત્હારા રૂપની જ્યોતિ ઘણી પ્રખર હોવાથી જ હું આમ કહું છું.

સલિમાઃ–તેથી આપને શો ભય છે ?

જોધાબાઇઃ–પુરુષનું મન આયના જેવું હોય છે. એ આયનામાં ક્યારે કોનું પ્રતિબિંબ પડે છે એનો કાંઇ નિશ્ચય નથી.

સલિમાઃ–આપનું કહેવું ખરું છે; પરંતુ જે મન આપનું છે, જે હૃદયપર આપના જેવાં શક્તિમયીનો અધિકાર છે તેમાં બીજી કોઇ વ્યક્તિ પોતાનું પંકિલ પ્રતિબિંબ પાડી શકે તેમ નથી.

જોધાબાઇઃ–સલિમા! સર્વ સ્થળે ત્હારાં આ વાક્યો સત્ય ઠરી શકે તેમ નથી.

સલિમાઃ–શા ઉપરથી આપ આમ કહો છો?

જોધાબાઇઃ–તું કાંઇ જાણતી નથી કે?

સલિમાઃ–હું સારી રીતે જાણું છું કે, સર્વનાશકારિણી મેહેરૂન્નિસા આવી શાહજાદાના હૃદયમાંથી આપના જેવાં સતી સાધ્વીની પ્રતિમા દૂર કરવાનો પ્રયત્ન કરે છે.

જોધાબાઇઃ–તેના એ પ્રયત્નમાં તેને સફળતા મળશે કે?

સલિમાઃ–સ્ત્રીજાતિ સઘળું કરી શકે છે.

આમ કહી સલિમા શાહજાદી બેગમને એક કુરનિસ બજાવી મૃદુ ગતિથી એ સ્થળનો ત્યાગ કરી ચાલી ગઇ.

સલિમ અત્યાર સુધી ચુપકીદી ધારણ કરી ઉપરોક્ત વાતચિત સાંભળતો હતો. હવે ચુપ નહિ રહી શકાવાથી તેણે કહ્યું:–"જોધાબાઇ! મ્હને ક્ષમા આપ. હું ખરું કહું છું કે, મ્હારી બુદ્ધિ શુદ્ધિ ઠેકાણે નથી."

જોધાબાઇએ એ સુવર્ણના આસનપર શાહજાદાની પાસે બેસી સ્વામીના કંઠમાં પોતાના બન્ને હાથ નાખીને કહ્યું:–"જેમ થવાનું હોય તેમ ભલે થાય. હવે મ્હને કોઇ પણ પ્રકારનો ભય નથી. સ્વામિન્! આપના સિવાય મ્હારું કોણ છે? હું સુવર્ણના સિંહાસનપર બેઠેલી હોવા છતાં આપના તિરસ્કારથી દિવસે દિવસે ભિખારિણી થતી જાઉં છું. પ્રિયતમ! તમારા તિરસ્કારનું કષ્ટ હું સહન કરી

શકતી નથી. પ્રિયતમ! શાહજાદા! ચાલો, આપણે બન્ને જણાં આ પાપમયી રાજપુરીનો ત્યાગ કરી અન્યત્ર ચાલ્યાં જઇએ. બે દિવસ માટે પણ આપના એકાન્ત સમાગમથી આ કલુષિત મૃત્યુલોકમાં હું સ્વર્ગની સ્થાપના કરીશ."

"જોધાબાઈ! આપણે ક્યાં જઇશું? આ પૃથિવીમાં ચારે તરફ જવાળા છે! મનુષ્ય માત્ર મનુષ્યનાં શત્રુ છે!"

"ભલે રહ્યાં! તેથી તમને શો ભય છે? એ એકાન્ત સ્થળે માત્ર આપણે બે જણાં જ રહીશું! તમારા આ મરૂમય હૃદયમાં, પ્રેમપ્રવાહ ઉત્પન્ન કરી, યથાર્થ પ્રેમ જાગ્રત કરી હું એક જ્યોતિર્મય નવીન સ્વર્ગની સૃષ્ટિ કરીશ. મ્હારા હૃદયના પ્રત્યેક રક્તકણાની સાથે જે પ્રેમ ઓતપ્રોત થઇ ગયેલો છે એની મોહિની શક્તિથી હું તમને હમ્મેશાં અધીર બનાવી રાખીશ. પત્નીના પવિત્ર પ્રેમ, સતીના સ્નેહ, અને પતિવ્રતાની સેવાથી પત્થર જેવું કઠિન હૃદય પણ દ્રવે છે કે કેમ તેનો અનુભવ હું તમને કરાવીશ."

"તું નવીન સ્વર્ગની સૃષ્ટિ કરી શકીશ કે?"

"હા, અવશ્ય કરી શકીશ."

"ત્યારે ચાલ. તું જ્યાં જઈશ ત્યાં હું ત્હારી સાથે આવીશ."

"ચાલો—"

સલિમ આસનપરથી ઉઠી ઉભો થયો. તેનો વિશાળ દેહ શિરાઓની પ્રબળ શક્તિથી વાયુથી કંપતા પાંદડાની માફક કંપતો હતો. તેણે આવેગથી જોધાબાઇને કંઠાલિંગન કરી કહ્યું:—"પ્રાણેશ્વરિ! આપણે ક્યાં જઇશું?"

"મ્હારા વિશ્રામગૃહમાં; પણ ત્યાં જતાં પહેલાં તમારે એક પ્રતિજ્ઞા કરવી પડશે."

"શી પ્રતિજ્ઞા ?"

"એજ કે હવે તમે કદાપિ મેહેરના વિચારોને તમારા મનમાં સ્થાન આપશો નહિ."

સલિમ ઉચ્ચ સ્વરે બોલી ઉઠયો:—"જોધાબાઇ! હું એમ ધારતો હતો કે, તું નિસ્વાર્થી દેવીમૂર્ત્તિ છે; પરંતુ મ્હારી એ ધારણા ખોટી ઠરી છે. તું દેવીપ્રતિમા નહિ પણ પિશાચિની છે. હું સઘળું છોડી શકું તેમ છું. આ રાજ્યની આશા, રાજસિંહાસન વગેરે સર્વનો ત્યાગ કરી શકું તેમ છું; પરંતુ મારા ચિત્તની સ્વાધીનતા વેચી શકું તેમ નથી. જે વિચારોમાં મ્હને સુખ છે એ વિચારોનો ત્યાગ હું કરી શકું તેમ નથી."

જોધાબાઇએ પત્થરની પુતળી માફક સ્થિર ઉભી રહીને પતિનાં આ હૃદયવિદારક વચનો સાંભળ્યાં. તે સમજી શકી કે ભાગ્યદેવીના વિધાનને કોઇ ફેરવી શકતું નથી. કર્મસૂત્ર જ્યારે મનુષ્યને ઉંધે માર્ગે ચલાવે છે ત્યારે તેની સઘળી બુદ્ધિ ગૂમ થઇ જાય છે. જોધાબાઇએ વિચાર્યું કે, ઘણે દૂર આવેલા ઇરાનથી એ મેહેરે રાહુરુપે આવી તેના સુખસૂર્યને ચિરકાળ માટે ગ્રાસ કરવા માંડયો છે.

સલિમ પણ ચિંતામગ્ન હતો. આજે અંતરની ઉત્તેજનાને વશ થઇ તે તેની ધર્મપત્ની સમક્ષ મહાપાપની વાત બોલ્યો હતો. જે તેના જીવનને સુખી કરવાને મહિષીના અધિકારનો ત્યાગ કરવા તૈયાર છે, સ્ત્રીજીવનના સકળ સુખનો ત્યાગ કરવા તૈયાર છે, જે હમ્મેશાં તિરસ્કાર પામતી હોવા છતાં ક્રોધશૂન્ય છે તેને આવાં હૃદયવિદારક વચનો સંભળાવ્યાં એ તેણે ઠીક કર્યું કે ?

જોધાબાઇ ચિંતાતુર મુખે ખુલ્લી બારી તરફ જોઇ રહી હતી. તેણે જોયું કે, એ ગંભીર રાત્રે આસમાની આકાશમાં પ્રકાશી રહેલા

તારાઓની જ્યોતિને મલિન કરી નાખી ચંદ્રદેવ સમસ્ત પ્રકૃતિને રૂપેરી સાડી પહેરાવે છે. લાલ પત્થરોથી બનેલા દુર્ગના ઉંચા મિનારાઓપર ચંદ્રકિરણો પ્રકાશી રહ્યાં છે. તરંગમયી યમુનાના હૃદયમાં એ નિષ્કલંક ચંદ્રકિરણો પડી ઘણું સુન્દર દેખાય છે. જોધાબાઇએ વિચાર્યું–ભગવાનના રાજ્યમાં આ શાન્ત, ઉજ્વળ રાત્રે સર્વે હસે છે; કેવળ બે જણાં જ એ રત્નજડિત રંગમહેલમાં પોતાની જાતે ઉત્પન્ન કરેલા નરકના અંધકારમાં ડુબીને અંતરની વ્યથાથી અધીર બની ગયાં છે.

સલિમ એક રત્નજડિત આરસ પત્થરના સ્થંભને અઢેલી મહા અપરાધીની માફક કાંઇ વિચાર્યા કરે છે. એકાએક જોધાબાઇએ મૌનનો ભંગ કરીને કહ્યું:-" શાહજાદા! મ્હારે તમને એક પ્રાર્થના કરવી છે. "

આ શબ્દો સાંભળવામાં આવતાં શાહજાદો પણ શુદ્ધિમાં આવ્યો. તેણે કંપતા કંઠે પુછ્યું:–" ત્હારે શી પ્રાર્થના કરવી છે, જોધાબાઇ? "

જોધાબાઇ:–એ જ કે કાલે પ્રભાતકાળે મ્હને અંબર જવાની રજા આપો.

સલિમ:–તું માનસિંહના આશ્રયમાં અંબર જવા ઇચ્છે છે કેમ?

જોધાબાઇ:–એક મિયાનમાં બે સમશેરનો સમાવેશ થઇ શકતો નથી. એક હૃદયમાં બે વ્યક્તિઓને સ્થાન મળી શકતું નથી. આમ હોવાથી જ હું અંબર જવાને ઇચ્છું છું.

સલિમ:–તું ભૂલે છે. બાદશાહને ઘણી પ્રિયતમાઓ હોય છે.

જોધાબાઇ:–ઘણી પ્રિયતમાઓ હોવા છતાં અધીશ્વરી એક જ હોય છે.

સલિમ:–આ વિષયમાં તું મ્હારી રજા શા માટે માગે છે. અકબરશાહનો ત્હારા ઉપર ઘણો પ્રેમ છે, તું તેમની પાસે જા.

પિતા હોય ત્યાં સુધી મ્હને કોઈ પણ પ્રકારની સ્વતંત્રતા નથી. તું બાદશાહની પાસે જા.

જોધાબાઇઃ—પણ હું આપની પત્ની છું. જ્યાં સુધી આપની રજા નહિ મળી શકે ત્યાં સુધી હું આગ્રાનો ત્યાગ કરી શકીશ નહિ.

સલિમે ઉદ્વેગપૂર્ણ ચિત્તે, સ્નેહમય ભાવથી, પ્રેમપૂર્ણ સ્વરે કહ્યું:—"ના—ના, જોધાબાઇ! હું તને રજા આપીશ નહિ. તું મ્હારૂં ઉજ્વળ સ્વર્ગ છે. નરકની અપાર જ્વાળાથી જ્યારે આ જીવ બળી ખાક થાય છે ત્યારે શાન્તિ મેળવવાની આશાથી હું ત્હારી પાસે દોડી આવું છું. જ્યારે આ નિષ્ઠુર જગતમાં સર્વના તરફથી મ્હારો તિરસ્કાર થાય છે ત્યારે તું મ્હારા તરફ પ્રેમ દર્શાવે છે. પ્રાણેશ્વરિ ! આ દુર્ભાગીનો નિષ્ઠુરતાથી ત્યાગ કરી તું કયાં જઇશ ?"

આ વચનો સાંભળી જોધાબાઈ સઘળો ક્રોધ ભૂલી ગઇ. તેનું ચિંતાતુર મુખ પુનઃ પ્રસન્ન બની ગયું. તેણે સલિમના ચરણોમાં બેસી જઇ તેના વસ્ત્રના છેડાપર ચુમ્બન કરી દ્રઢતાસૂચક સ્વરે કહ્યું:— "તમે જ્યારે નારાજ છો ત્યારે હું અંબર જઇશ નહિ; પણ જો મ્હારે અહીં રહેવું પડશે તો હું રાજેશ્વરીની માફક રહીશ. મેહેરને હું આ મહેલમાં પ્રવેશ કરવા દઇશ નહિ. તમને હું મ્હારા હૃદયમાં છુપાવી રાખીશ."

આમ કહી જોધાબાઇ વિજળીના જેવી ગતિથી ક્ષણ માત્રમાં જ એ સ્થાનનો ત્યાગ કરી ચાલી ગઇ.

સલિમે આશ્ચર્ય પામી ઉપરોક્ત વચનો સાંભળ્યાં. તે પ્રેમપૂર્ણ કંઠે બોલી ઉઠયોઃ—"જોધાબાઇ! જીવનાધિકારિણિ! મ્હારી પાસે આવ."

જોધાબાઇ પાછી આવી નહિ; શાહજાદો કેવળ પોતાના શબ્દોનો પ્રતિધ્વનિ સાંભળી શકયો.

---

## પ્રકરણ ૧૬ મું.

### મેહેર અને અલીકુલીખાન.

મ્હોટા મ્હોટા દાર્શનિકો, નવલકથાકારો, કલ્પનાકુશળ લેખકો ઘણા યુગથી તર્ક કિંવા વિચાર કરીને જગતમાં શું સુખ છે અને શું દુઃખ છે એનો કાંઇ નિર્ણય કરી શક્યા નથી.

આકાશમાં ચંદ્રનો ઉદય થતાં ગગન ઘણું શોભામય બની જાય છે. ચંદ્રનો ઉજ્વળ પ્રકાશ પૃથ્વીપર, સરિતાના હૃદયપર પડીને સ્વાભાવિક સૌન્દર્યને ઘણું વધારી દે છે. એ સૌન્દર્યનું દર્શન કરી પશુ પક્ષી પણ આનન્દમગ્ન બની જાય છે તથા તરૂલતાનું સૌન્દર્ય વધી જાય છે. જે ચંદ્રના સુધારાશીનું પાન કરી ચકોર સંપૂર્ણ સુખ અનુભવે છે, પ્રેમિક પ્રેમિકા પરસ્પરના કંઠમાં આલિંગન કરી સ્વર્ગીય સુખનો ઉપભોગ ભોગવે છે એ પ્રસંગે ચાતક ઘણું દુઃખી જણાય છે. આકાશમાં મેઘ જોવામાં નહિ આવવાથી તેની સુવિમળ મેઘજળ પીવાની આશા દૂર થઇ જાય છે તથા તે મનમાં ને મનમાં ચંદ્રદેવને અભિશાપ આપે છે.

વસ્તુસ્થિતિ આવી હોવાથી જ એમ કહેવું પડે છે કે, જેથી એક જણને સુખ થાય છે તેથી બીજાને દુઃખ થાય છે. આ જગતમાં કોઇ કોઇને રડાવીને સુખી થાય છે ત્યારે કોઇ રડીને દુઃખી થાય છે. કોઈ જુલ્મ ગુજારીને આનન્દિત થાય છે ત્યારે કોઇ જુલ્મ વેઠીને દુઃખી થાય છે.

આપણી આ નવલકથાની નાયિકા મેહેરૂઉન્નિસા પણ આવા પ્રકારના સુખ દુઃખની સમસ્યામાં પડી, વ્યાકુળ ચિત્તે પોતાનો વખત પસાર કરે છે. રાજ્યના મુખ્ય ઉમરાવ અમીર–ઉલ્–ઉમરા ગિયાસબેગની કન્યાને શી વસ્તુનો અભાવ હતો ? પિતા માતાના સ્નેહથી, આત્મીય સ્વજનોના પ્રેમથી તથા એક વીર હૃદયના દૈવી અનુરાગથી મેહેર ઘણી સુખી હોવા છતાં તેના એ સુખમાં પણ દારુણ દુઃખનો સમાવેશ થયેલો હતો..

બે પ્રતિકૂળ પ્રવાહના મુખમાં પડીને એક સામાન્ય તૃણની જેવી દુર્દશા થાય–એ તૃણ જેવી રીતે એક વખતે એક તરફ અને બીજી વખતે બીજી તરફ આંદોલિત અને સંચાલિત થાય એવી જ સ્થિતિ સલિમના હૃદયની થઇ ગઇ છે. એક તરફ ગુણવતી, પ્રતિભાશાલિની, રૂપગૌરવમયી, પ્રતિપ્રેમમયી, જીવનસહચરી મુખ્ય મહિષી જોધાબાઈ છે અને બીજી તરફ નિર્જનમાં વિકસિત થયેલી, સુગંધિત વનકુસુમની શોભાસંપદમય રૂપ પ્રભામયી મેહેરૂન્નિસા છે. જોધાબાઇ રૂપવતી હોવા છતાં મેહેરની તુલનામાં તેનું રૂપ સહજ ઓછી જ્યોતિવાળું છે. જોધાબાઇ જીવનની સાધનાની વસ્તુ છે, દેવીરૂપે પૂજાની વસ્તુ છે ત્યારે મેહેર ઉપભોગની વસ્તુ છે.

બીજી તરફથી મેહેરની સ્થિતિ પણ એવી જ છે. તે પણ પ્રેમના વિરુદ્ધ માર્ગે જતા પ્રવાહોમાં પડી ડૂબકીઓ ખાય છે. એક તરફથી એક અગાધ સ્નેહપૂર્ણ પ્રેમમય પ્રાણ તેને આરાધ્ય દેવી તરીકે ચ્હાય છે–તેની પ્રતિમાને હૃદયસિંહાસનપર બેસાડી પૂજા કરે છે. એને દંભ નથી, સામાજિક ગર્વ નથી તથા ઐશ્વર્ય નથી. એ અસિવ્રતધારી છે. એ વ્રત જ તેના જીવનનું અવલંબન છે. એ વ્રતમાં જ તેનો યશ, પ્રતિષ્ઠા અને માન છે; પરંતુ તેના નિષ્ઠુર વીર હૃદયમાં

કેટલો બધો પ્રેમ છે ! મેહેર સિવાય એ જાણે કે અન્ય કોઇને જાણતો જ નથી.

મેહેર પણ તેને દેવતા સમજી તેની પૂજા કરે છે. તેનું દર્શન થતાં મેહેરને અતુલનીય આનન્દ થાય છે. તેની સાથે પ્રણયવિનોદ કરી મેહેર સ્વર્ગસુખ અનુભવે છે.

બીજી તરફ સમગ્ર હિન્દુસ્તાનના અધિકારી, પ્રબળ પ્રતાપી અકબરશાહનો જ્યેષ્ઠ પુત્ર શાહજાદો સલિમ છે. સલિમ પણ મેહેરને ચ્હાય છે. તેના પ્રેમમાં કેટલી ગંભીરતા છે તે એ જાણતો નહિ હોવા છતાં એ પ્રેમમાં ઉન્મત્તતા છે જ એ માટે લેશ પણ સંદેહ નથી. રૂપોન્મત્ત સુલતાનના હૃદયપર અધિકાર મેળવવાને જેટલી શક્તિ જોઇએ એટલી શક્તિ મેહેરમાં હતી. મેહેર પોતે પોતાની શક્તિમાં વિશ્વાસ રાખતી હતી. જે શેર અફઘાને અપાર સાહસથી જીવતા વાઘની સાથે લઢીને તેના મસ્તકને વીંધી નાખ્યું હતું એ શેર અફઘાન જ્યારે તેના સંકેતાનુસાર રમતના પુતળા પ્રમાણે ચાલતો હતો ત્યારે પછી દુર્બળ હૃદયના સલિમનો તેની પાસે શો હિસાબ ?!

મેહેર એકલી એક સુસજ્જિત ઓરડામાં એક મૂલ્યવાન્ સુકોમળ આસનપર બેઠી બેઠી આકાશ પાતાળના વિચારો કર્યા કરતી હતી. હવે રાત્રિ દિવસ તે પોતાના સુખદુઃખની તથા વર્ત્તમાન તેમ જ ભવિષ્યની ચિંતા કરતી હતી.

એક તરફ અપાર ઐશ્વર્ય છે, ભવિષ્યના શહેનશાહનું પત્નીપદ, હિન્દુસ્તાનનું આધિપત્ય છે ત્યારે બીજી તરફ દરિદ્રતા, કષ્ટ અને જીવન પર્યંતનું દુઃખ છે. અલીકુલીનો પતિ તરીકે સ્વીકાર કરવાથી પોતાને શાહજાદા સલિમના ક્રોધનો ભોગ થવું પડે તેમ છે એમ તે જાણે છે. અકબરશાહ હવે આ દુનિયામાં કેટલા દિવસ માટે છે ?

સલિમ નિરાશ થશે તો પોતાના તથા અલીકુલીખાનના દુઃખનો પાર રહેશે નહિ. એમ થાય તો તેને હિન્દુસ્તાનનો ત્યાગ કરી પુનઃ પોતાની જન્મભૂમિ ઇરાનમાં જઇ દરિદ્રતામાં જીવન પસાર કરવું પડશે.

આ સઘળી ચિંતામાં મેહેર નિમગ્ન થઇ ગઇ છે. તેને બાહ્યજ્ઞાન રહ્યું નથી. એવામાં કોઇએ બ્હારથી પ્રેમમુગ્ધ કંઠે કહ્યું:–" મેહેર ! "

મેહેર એ કંઠસ્વર ઓળખી શકી. તે સઘળું ભૂલી ગઇ. દિલ્હીની રત્નજડિત મસનદનું સુખમય સ્વપ્ન, સલિમનો પ્રણયાનુરાગ વગેરે સર્વ તેના મનમાંથી ક્ષણ માત્રમાં જ અદશ્ય થઇ ગયું. તેણે પોતાના મનમાં ને મનમાં વિચાર્યું કે, સલિમના વિચારોને અંતરમાં સ્થાન આપી તેણે મહા પાપ કર્યું છે. એ પાપનું કઠોર પ્રાયશ્ચિત્ત કરવાની જરૂર છે. ત્વરાથી આસન પરથી ઉઠી આવનાર વ્યક્તિના બન્ને ચરણોમાં નમી પડી સજળનયને તેણે કહ્યું:–" પ્રિયતમ ! તમે પધાર્યા કે ? બહુ સારું થયું. હું નરકના પ્રચંડ અગ્નિમાં બળી જતી હતી; મ્હને બચાવો મ્હારા નાથ ! હવે હું સહન કરી શકતી નથી ! નરકના અંધકારે મ્હારા હૃદયના સુપવિત્ર ઉજ્વળ દીપકને બુઝાવી નાખ્યો છે. એ દીપકને પુનઃ સળગાવો મ્હારા પ્રિયતમ ! "

એ આવનાર વ્યક્તિ અન્ય કોઇ નહિ પણ વીરકેશરી અલીકુલીખાન ઉર્ફે શેર અફધાન હતો. તેણે મેહેરને સ્નેહાલિંગન કરી કહ્યું:–" તું મ્હારા હૃદયની આરાધ્ય દેવી છે. ત્હારું સ્થાન મ્હારા ચરણોમાં નહિ પણ હૃદયમાં છે. આવ–આ દુઃખી હૃદયને આલિંગન કરી મ્હારી સઘળી વ્યથા દૂર કર. "

મેહેરે અલીકુલીખાનના કંઠમાં વળગી પડીને કહ્યું:–" હજી કેટલા સુધી આવું દુઃખ વેઠવું પડશે પ્રિયતમ ? "

શેર અફધાને અધીરતાથી પૂછ્યું:–" શાનું દુઃખ મેહેર ? "

"શાનું દુઃખ તે હું બરાબર કહી શકતી નથી; પરંતુ એ દુઃખથી હું જાણે કે તુષાનળના અગ્નિમાં બળી ખાક થઈ જાઉં છું."

"તું સલિમના વિચાર કર્યા કરતી હતી કે?"

"હા, હું અસત્ય નહિ બોલું. પ્રિયતમ! શું થશે?"

"કોનું શું થશે?"

"તમારું ને મ્હારું?"

"મ્હારું તો જે થવાનું હતું તે થઇ ગયું છે. મ્હારા હૃદયમાં ત્હારા સિવાય બીજું કોઇ નથી."

"અને તમે પણ મ્હારા હૃદયમાં પ્રેમનો પ્રકાશ કર્યો છે; પરંતુ સલિમની ચિંતા કોઇ કોઇ વખતે એ પ્રકાશને દૂર કરી દે છે!"

"હું તને એક વાત પૂછું કે?"

"બેલાશક પૂછો."

"હું તને ખુદાના કસમ આપું છું. જગતમાં ખુદાજ શ્રેષ્ઠ છે. સાચું કહે જોઇએ સલિમને તું ચ્હાય છે કે?"

"જો કદાચ હું એમ કહું કે, ચ્હાઉં છું—"

"તો હું ત્હારા માર્ગમાં કંટક થઇશ નહિ. ત્હારા પ્રાણના સુખનો હું નાશ કરીશ નહિ. ત્હારા ભવિષ્યને હું અંધકારમય કરીશ નહિ. તું ત્હારી ઇચ્છા હોય તો પટરાણી થઇ શકે તેમ છે. હિન્દુસ્તાનની અધીશ્વરી થઇ તું દિલ્હીની મસનદપર બેસીશ એટલે એક પ્રજાજન તરીકે ત્હારી આજ્ઞા પાળીને હું કૃતાર્થ થઇશ."

મેહેર હવે સ્થિરતા ધારણ કરી શકી નહિ. અશ્રુપૂર્ણ નયને તેણે કહ્યું:—તમે મનુષ્ય નહિ પણ દેવતા છો. તમારા અમૂલ્ય સ્નેહનું પ્રતિદાન આપી શકે એવી સૌભાગ્યવતી રમણી આ દુનિયામાં નથી. હું મહા પાપિણી છું! તમારા અંતરનો ભાવ જાણવા માટે હું એક

અસત્ય વાત બોલી છું. પાપ ઉપર હું પાપ કરું છું. દેવતા! મ્હને ક્ષમા આપો. હું સમજી શકી છું કે તમે દેવતા છો અને સલિમ પિશાચ છે. તમે મહત્વની ઉજ્વળ પ્રતિમા છો અને સલિમ નીચતાની પ્રતિમૂર્ત્તિ છે. તમે સ્વર્ગ છો સલિમ નરક છે. પ્રિયતમ! સ્વર્ગનો ત્યાગ કરી નરકમાં જવાની ઇચ્છા કોને થાય? મોગલ સામ્રાજ્ય અતલ જળમાં નિમગ્ન થાઓ, રત્નજડિત મસનદ રસાતળમાં જાઓ, મ્હારા ભવિષ્યનું ઐશ્વર્ય જહન્નમમાં જાઓ તેથી મ્હને હરકત નથી. હું કેવળ તમને જ ઇચ્છું છું. તમે મ્હારું સર્વસ્વ છો. ચાલો, આપણે બન્ને આગ્રામાંથી પલાયન કરી જઇએ. જીર્ણ ઝુંપડીમાં આપણે સ્નેહનું નવીન સામ્રાજ્ય સ્થાપીશું."

આ સમયે એક વ્યક્તિ દ્વારની પાછળ છુપાઇ રહી આ સર્વ પ્રકારનું દર્શન કરતી હતી. ઉપરોક્ત વાતચિત સાંભળવામાં આવતાં તેનું હૃદય આનન્દિત થયું. તેણે પોતાના મનમાં ને મનમાં કહ્યું:— "મેહેર! ત્હારી આ આશા પૂર્ણ થાઓ." સ્વગત આમ કહી એ વ્યક્તિ ત્યાંથી ચુપકીદીથી અન્ય સ્થળે ચાલી ગઈ.

પાઠક! તમે એ વ્યક્તિને ઓળખી શક્યા છો કે? એ ગિયાસબેગ હતો. આવી રીતે છુપાઈ રહી પુત્રીના અંતરનો ભાવ જાણી લઇ તે આનન્દિત થયો. પુત્રી તથા પોતાના ભાવિ જમાઇનો ગુપ્ત પ્રેમાલાપ સાંભળી તેણે જે અન્યાય કર્યો હતો એ માટે પોતાના ઓરડામાં જઇને ઇશ્વરની ક્ષમા માગી. તેણે અસ્પષ્ટ સ્વરે કહ્યું:—"હે મહિમામય ખુદા! મ્હારી કન્યા શેર અફઘાન જેવા બહાદુર નરને અંતઃકરણપૂર્વક ચ્હાય છે અને સલિમનો તિરસ્કાર કરે છે તેથી મ્હારા મનની ચિંતા કાંઇક અંશે દૂર થઇ છે. હું બની શકે તેટલી ઉતાવળથી તેમનું બન્નેનું લગ્ન કરી નાખીશ. એમ કરવાથી જો મ્હારે ભિક્ષુક

થવું પડશે—આ હિન્દુસ્તાનનો ત્યાગ કરવો પડશે તો તેની પણ મ્હને ચિંતા નથી !"

બીજી તરફથી મેહેરનો જીવ હવે ઘણો શાન્ત થયો હતો. તેણે એક વીણા લઇ મધુર કંઠથી સંગીત ગાવા માંડયું. સુર, રાગ અને મુર્ચ્છનાના સંમિશ્રિત, વસંતકોકિલના પૂર્ણ પંચમથી એ ઓરડો પરિપૂર્ણ થઇ ગયો. અલીકુલીખાન મેહેરના અતુલનીય રૂપસૌન્દર્યનું એકાગ્રદૃષ્ટિથી દર્શન કરવા લાગ્યો. એ રૂપનું દર્શન કરતાં તેને જાણે કે તૃપ્તિ થતી જ નહોતી. મેહેર જે સંગીત ગાતી હતી એ આશયનું ગુર્જર સંગીત અત્રે ઉતારવામાં આવે છે:—

" વ્હાલમ સ્નેહની આ કળિઓ ખીલી ના કદિ સુકાય;
જીવનવાટિકાની સુગંધ આ ફેલાય. વ્હાલમ૦
પ્રાણદાન આપી પિયુ, હૃદયતણું દાન દીધું;
ત્યાગીને મોહવૃત્તિ, સ્મરણ મધુર લીધું. વ્હાલમ૦
પ્રીતિવાક્ય બોલી પ્યારા, વર્ષાવી સુધાધારા;
નયનના તારા તમે, થતા ન નાથ ન્યારા. વ્હાલમ૦
દેહભોગ ભોગવી, મનુસૃષ્ટિ આ હરખાય;
ક્યમ કરી કહો નાથ પ્રભુ પ્રેમને પરખાય ? વ્હાલમ૦
હૃદય મૂર્ત્તિ સ્થાપી પિયુ, કેમ તે ભુલાય ?
દાસીના આ દિવસ સકળ રટણ માંહી જાય. વ્હાલમ૦

## પ્રકરણ ૧૭ મું.

### પ્રણયપત્ર.

શાહજાદો સલિમ એક મૂલ્યવાન્ આસનપર બેસી સ્વગત કાંઇ વિચારો કર્યા કરતો હતો. તેનાં નેત્રો અડધાં મીંચાયલાં હતાં. તેની પાસે જ સુગંધિત શિરાજીથી ભરેલું સુવર્ણપાત્ર પડી રહ્યું હતું.

શાહજાદા સલિમની સ્હામે જ લાલ રંગનો એક પત્ર પડેલો હતો તથા એ પત્ર પાસે લેખનસામગ્રી પણ તૈયાર હતી. એ લાલ રંગના પત્રમાં થોડી હકીકત લખીને સલિમ પોતાના મન સાથે કાંઇ વિચારતો હતો. થોડા સમય સુધી કાંઇ વિચાર કર્યા પછી તેણે એ લાલ રંગના કાગળપર બીજી પણ કેટલીક હકીકત લખી.

લેખનકાર્યની સમાપ્તિ થયા પછી તેણે પાત્રમાંના શિરાજીનું પાન કર્યું. તેના સુન્દર ઓષ્ઠાધરપર હાસ્યની રેખા ફુટી નીકળી. એવામાં સુન્દર બાંધાના એક પુરુષે એ સ્થળે ઉપસ્થિત થઇને કહ્યું:–
" બંદગી શાહજાદા ! આમ એકાગ્રચિત્તે આપ શું લખો છો ? "

સુલતાન સલિમે આવનાર યુવક તરફ પ્રસન્ન ભાવથી જોઇને કહ્યું:–" મિરજા ! તું બરાબર વખતે જ આવ્યો છે એ સારું થયું છે. "

આવનારનું નામ મિરજા મહમ્મદ હતું. મિરજા મહમ્મદ સુલતાન સલિમનો વિશ્વાસપાત્ર અનુચર હતો. એને અનુચરને બદલે જો સલિમનો બંધુ અર્થાત્ મિત્ર કહેવામાં આવે તો તેમાં પણ કાંઇ પ્રત્યવાય જેવું નથી. યુવાવસ્થાનો આરંભ થયા પછી સુલતાન સલિમે જે

સારાં ખોટાં કાર્યો કર્યાં હતાં તેમાં તેણે પોતાના આ જીવજાન મિત્રની સલાહ લીધી હતી. હજી પણ તે પ્રત્યેક કાર્ય તેની સલાહ લઇને જ કરતો હતો. વસ્તુસ્થિતિ આવી હોવાથી મહમ્મદ મેહેર સંબંધીની સઘળી હકીકત જાણતો હતો. સલિમ તેનાથી કોઇ પણ વાત છુપાવતો નહિ. મિરજા મહમ્મદે આસનપર બેસી હાસ્યમુખે કહ્યું:-"જનાબ! આ શો પ્રકાર છે? આપ મેહેરૂઉન્નિસાને પ્રણયપત્ર લખો છો કે?"

સલિમે પણ સહાસ્યમુખે ઉત્તરમાં કહ્યું:-"બરાબર છે; પરંતુ મ્હેં જે કાંઇ લખ્યું છે તેની અસર તેના મનપર થશે કે? કવિતાદ્વારા હું મ્હારા મનનો ભાવ બરાબર પ્રકાશિત કરી શકીશ કે? તું આ પત્રમાંની કવિતા વાંચી જો જોઇએ."

મહમ્મદે પત્ર હાથમાં લઇ એ કવિતા વાંચવા માંડી. અત્રે અમે એ સંગીતનો સકળ આશય દર્શાવે એવી એક ગુર્જર કવિતા લખવી પ્રાસંગિક ધારીએ છીએ:—

"હું ઇશ્ક આતશથી બળું દિલબર બન્યો છું બ્હાવરો;
શાન્તિ ગઇ ને સુખ ગયું ર્‌હાવા તણો છે મ્હાવરો.
પોકારી પ્યારી કહું તને ક્યમ સ્નેહીને તું દુઃખી કરે?
આ સ્નેહના છે વિષમ રસ્તા, સ્નેહીઓ અથડાઇ મરે.
સૌન્દર્ય ત્હારું દેવને દુર્લભ ગણું હું અંતરે;
ભોક્તા વિનાની ભોજ્ય વસ્તુ વ્યર્થ વિશ્વે છે ઠરે.
મ્નમોહિની માશુક ઓ, મીઠી નજર તું કંઇક કર;
દુઃખથી બનેલા બ્હાવરાપર, અંતરે તું રહમ ધર.
સુન્દર સુરત બતલાવીને સૌન્દર્યનો તું જામ ભર;
આપી મ્હને એ જામ ને બસ રોજ તું ઉન્મત્ત કર.

સૌન્દર્ય જોવામાં સદા પ્યારી કહે શું પાપ છે?
આ વિશ્વનાં સહુ માનવીની નજરમાં ભુલથાપ છે.
સુન્દર સુરજ ને ચંદ્ર તારાનું સહુ દર્શન કરે;
તું જ ભુવનમોહન રૂપનું બસ ધ્યાન આ આશક ધરે.
ભોગી ભ્રમર પીતા મધુ જઇ પુષ્પ કળિયોનું પ્રિયા!
શાને હવે શર્માય છે આલિંગવા મુજને પ્રિયા?"

અસ્તુ. સલિમે લખેલી કવિતા વાંચી રહ્યા પછી તેની પુષ્કળ પ્રશંસા કરીને મિરજા મહમ્મદે કહ્યું:–"જનાબ! આપે આ કાવ્યમાં ઉત્તમ પ્રકારની કવિત્વશક્તિનો પરિચય કરાવ્યો છે. હું ધારું છું કે, ગદ્યમાં આપ આપના અંતરના ભાવ આવી સરસ રીતે કદાચ ન દર્શાવી શકત. કવિતા રચવામાં આપ આવા સિદ્ધહસ્ત હશો એમ પૂર્વે હું જાણતો નહોતો."

યુવરાજ સલિમે મહમ્મદનાં આ વચનો સાંભળી સંતુષ્ટ થઇને કહ્યું:–"મિરજા! આ કવિતાથી મેહેરનું ચિત્ત પ્રસન્ન થશે કે?"

મિરજાએ કહ્યું:–"જો આ કવિતાથી એનું ચિત્ત પ્રસન્ન ન થાય, આ પ્રેમપૂર્ણ પ્રાણની કથાથી જો તેનો પ્રાણ નમ્ર ન થઇ જાય તો હું એમ જ સમજીશ કે, એ રમણી થઇને વૃથા જન્મી છે. જનાબ! વિલંબ કરવાની શી જરૂર છે? પત્ર સત્વર મોકલી દો."

સલિમે સહજ ચિંતાતુર બની જઇને કહ્યું:–"ઠીક, પછી શું કરવું?"

મિરજા સમજી શક્યો કે, શાહજાદો ઘણો અસ્થિર બની ગયો છે; તેથી તેણે પ્રસંગ વિચારીને કહ્યું:–"જનાબ! એક સારી ખબર હું લઇ આવ્યો છું."

સલિમ:–એવી તે શી ખબર તું લઇ આવ્યો છે?

મિરજા:–આજે મ્હેં અમીરઉદ્દૌલાની મુલાકાત કરી હતી.

સલિમ:–વારું, તેમની સાથે ત્હારી કાંઇ વાતચિત થઇ હતી કે?

મિરજા:–હા, વાતચિત કરવા માટે તો હું તેમને ત્યાં ગયો હતો?

સલિમ:–ત્હેં મ્હારી સઘળી હકીકત તેમને કહી દીધી કે? એ ત્હેં સારું કર્યું નથી.

મિરજા:–જનાબ મ્હને એટલો બધો મૂર્ખ સમજે છે એ આશ્ચર્યનો વિષય છે. હુજૂર જ્યારે દિલ્લીના તખ્તપર બિરાજશે ત્યારે આ બંદાને વજીરી કરવાની છે! ભવિષ્યમાં થનાર વજીરને આપ મૂર્ખ સમજો છો કે? મ્હેં આપની કાંઇ હકીકત કહ્યા સિવાય અમીરઉદ્દૌલાના અંતરનો વિચાર જાણવાનો પ્રયત્ન કર્યો હતો.

સલિમ:–ઠીક, ગિયાસબેગે તને શું કહ્યું?

મિરજા:–તેમને એ વિષયમાં કાંઇ હરકત નથી; છતાં તેમણે એમ કહ્યું કે, 'કયો પિતા કન્યાને સુખી થયેલી જોવાની ઇચ્છા ન કરે? પરંતુ બાદશાહની ઇચ્છા સિવાય—'

સલિમ:–બાદશાહ અવશ્ય ઇચ્છા દર્શાવશે. હું એમ ધારું છું કે, આ વિશાળ સામ્રાજ્યની પટરાણી, મ્હારાં ગર્ભધારિણી જોધબાઇ તેમને આ વિષયમાં સંમત કરશે. વળી જો કદાચ દૈવયોગે તેમ નહિ બને તો બીજા ગમે તે ઉપાયથી મેહેરને હું મ્હારી પ્રિયતમા બનાવીશ. મ્હને સિંહાસન જોઇતું નથી.

મિરજા:–જનાબ! એકદમ ઇશ્કના સાગરમાં આટલા બધા ડુબી જવું જોઇએ નહિ. આપને કોનો ભય છે? આપ મ્હારી વાત સાંભળો. મેહેર અવશ્ય આપની થશે. પેલા જંગલી અલીકુલીખાનને જોઇ હું બળી જાઉં છું. મેહેર કોમળ હૃદયની રમણી છે. મ્હને એમ

લાગે છે કે, અમીરઉદ્દૌલા તરફથી ઉત્તેજન મળતું હોવાથી જ એ જંગલી મેહેરને ત્યાં આવ જા કરે છે.

સલિમઃ—ભલે આવ જા કરે; પણ મિરજા મહમ્મદ! તું એટલું ચોક્કસ યાદ રાખજે કે, એ અલીકુલીખાન મ્હારા સુખના માર્ગમાં અંતરાય રૂપ થશે તો ક્ષણ માત્રમાં જ તેના જીવનનો અંત આવી જશે.

આ વખતે દુર્ગના નહબતખાનામાં બીજા પ્રહરની નહબત વાગી. એ નહબતનો અવાજ સાંભળી સલિમે કહ્યું:—"મિરજા! આટલી બાધી રાત્રિ થવા છતાં આપણે કાંઇ જાણી શકયા નહિં."

મિરજા મહમ્મદ ઉઠી ઉભો થયો તથા શાહજાદાને સલામ કરી ત્યાંથી ચાલ્યો ગયો. હવે એ અસંખ્ય ઉજ્વળ દીપકોથી પ્રકાશી રહેલા, રત્નજડિત, મખમલમંડિત તથા સુગંધિત ઓરડામાં એકલો યુવરાજ સલિમ રહ્યો. એવામાં એક યુવતીએ મૃદુગતિથી એ ઓરડામાં પ્રવેશ કરી શાહજાદાને કુરનિસ બજાવીને કહ્યું:—"જહાંપનાહ! ખુદા આપનું કલ્યાણ કરો."

સલિમે તેને જોઇ સહજ શાન્ત થઇને કહ્યું:—"સલિમા! તું મ્હારાપર એક ઉપકાર કરીશ કે?"

સલિમાઃ—હું જનાબની બાંદી—હુકમની દાસી છું!

સલિમઃ—આ પત્ર ઘણી છુપી રીતે ગિયાસબેગને ત્યાં જઇ તેમની પુત્રી મેહેરના હાથમાં આપી આવવાનો છે.

સલિમાઃ—હમણાં જ કે?

સલિમઃ—હમણાં આપી આવે તો બહુ સારું. ત્હારી સાથે હું એક બળવાન્ ખોજાને મોકલું છું.

સલિમાઃ—પરંતુ આવી મધ્યરાત્રે અમીરઉદ્દૌલાના ઘરનાં માણસો જાગતાં હશે કે?

સલિમઃ—ઠીક, તું કાલે રાત્રે જજે. પ્રથમ પ્રહર વીતિ જાય એટલે મ્હારી પાસે આવીને તું આ પત્ર લઈ જજે. સંધ્યા સમયે ત્યાં જવું મ્હને ઠીક લાગતું નથી.

સલિમાઃ—હું આપ કહો છો તેમ જ કરીશ. કોઇ પણ રીતે જનાબને ખુશી રાખવાની જ મ્હારી ઇચ્છા છે. હવે મ્હને બીજી કાંઇ આજ્ઞા છે ?

સલિમઃ—ના, હમણાં હું ઘણો થાકી ગયેલો છું. કાલે સંધ્યાકાળે તું મ્હને એક વખત મળી જજે.

સલિમા કુરનિસ બજાવી અત્યંત મૃદુગતિથી એ સ્થળેથી ચાલી ગઇ. તેના ગુલેગુલાબી ઓષ્ઠાધર પર હાસ્યે દર્શન દીધું. એ હાસ્યનો અર્થ તે પોતે જ જાણતી હતી.

---

## પ્રકરણ ૧૮ મું.

---

### સલિમા અને સમ્રાટ્ અકબર.

આગ્રાના દુર્ગની દિવાલપર ચંદ્રનો પ્રકાશ ફેલાઇ રહેલો છે. દુર્ગના સઘળા દરવાજાઓ બંધ થઇ ગયા છે. મધ્યરાત્રિની નહબત બંધ પડી ગઇ છે. એ ગંભીર રાત્રે દુર્ગનાં ભિન્ન ભિન્ન સ્થળોએ બળવાન્ મોગલ અને રાજપૂત પહેરેગીરો નગ્ન તલ્વાર હાથમાં રાખી પહેરો ભર્યા કરે છે. અકબરશાહ નેપોલિયન કરતાં પણ વિશેષ ચતુર અને કર્ત્તવ્યપરાયણ હતો. પહેરેગીરો ઘણી જ સાવધાનતાથી પહેરો ભરતા હતા.

આગ્રા દુર્ગમાં રાજમહાલયની પાસે જ મોતી મસ્જીદ આવેલી હતી. તેની સાથે ક્રમાન્વયે દીવાને ખાસ, આમ દરબાર વગેરે મહેલો આવેલા હોઇ તેના ગગનસ્પર્શી મિનારાઓ એ ગંભીર રાત્રે ચંદ્રના પ્રકાશથી પ્રકાશિત બની જઇ સ્વર્ગિય સૌન્દર્યને વિકાસ કરતા હતા.

ભિન્ન ભિન્ન પ્રકારનાં સુગંધિત પુષ્પો પ્રસ્ફુટિત થયાં છે. એ પુષ્પોની સુગંધથી ચારે દિશાઓ સુગંધિત બની ગઇ છે. દુર્ગમાં આવેલા ખુશબાગે અલૌકિક સૌન્દર્ય ધારણ કર્યું છે. ખુશબાગ બાદશાહનું નન્દન કાનન છે. એ બાગમાં કોઇ પણ પ્રકારની સુગંધિનો અભાવ નથી. વેલા, મલ્લિકા, નાગકેસર, ચંપક, ગંધરાજ, ચમેલી, ગંધસાર વગેરે અનેક પ્રકારની પુષ્પલતાઓ તથા પુષ્પવૃક્ષો એ બાગમાં આવેલાં છે.

મલયનો ચોરી કરવાનો સ્વભાવ જ છે. પુષ્પોની સુવાસ ચોરી લેવી એ તેનો સ્વાભાવિક ધર્મ છે. એ ચોરી લીધેલી સુવાસથી વિર-હિણીની વ્યથાને વધારવી એ જાણે કે તેનું કર્ત્તવ્ય છે, તે જ પ્રમાણે મિલનના સુખ સંભોગથી વિલાસના આનન્દમાં વિભોર બની ગયેલાં પ્રેમિક પ્રેમિકાના પ્રાણમાં વિમળ આનન્દ આપવો એ પણ તેનું કર્ત્તવ્ય છે! ભિન્ન ભિન્ન પ્રકારનાં પુષ્પોમાંથી ક્યાં પુષ્પોની સુગંધ શ્રેષ્ઠ છે એનો નિર્ણય નહિ થઇ શકવાથી સઘળી મિશ્ર સુગંધિ હરી લઇને તે ઘણી ચંચળતાથી ચારે તરફ વિહરે છે.

એ ખુશબાગમાં અનેક સ્થળે કૃત્રિમ ફુવ્વારાઓ આવેલા હોઇ તેમાંથી અહર્નિશ સુશીતળ સુગંધિત ગુલાબજળ ઉડયા કરે છે. ખુશબાગની એ ચિત્તરંજક અને મનમોહક શોભા અવર્ણનીય છે; પરંતુ રંગમહેલના અંદરના ભાગમાં એનો સંપૂર્ણ અભાવ જોવામાં આવે છે. અંદરના ભાગમાં આવેલી ન્હાની ન્હાની ગલી-

ઓમાં બળવાન્ તાતારી પ્રહરિણીઓ નગ્ન હથિયાર હાથમાં રાખી સંપૂર્ણ સાવધાનતાથી પહેરો ભર્યા કરે છે. એ સ્થાન એટલું બધું સુરક્ષિત છે કે ત્યાં મક્ષિકા સુદ્ધાં જઇ શકે એવો સંભવ નથી. સમ્રાટ્ અકબર ગંભીર રાત્રે ગુપ્ત વેશમાં રંગમહેલની બ્હાર નીકળી પહેરેગીરો પોતાનું કર્ત્તવ્ય બરાબર બજાવે છે કે નહિ એ વિષયની તપાસ રાખતો હોઇ પહેરેગીરો પણ એ વિષયથી પરિચિત હતા.

અકબરે પોતાની શક્તિ, બાહુબળ અને બુદ્ધિથી આ વિશાળ હિન્દુસ્તાનનું આધિપત્ય મેળવ્યું હતું. અમરકોટની મરૂભૂમિમાં તેના પિતાની જ્યારે ઘણી શોચનીય સ્થિતિ હતી ત્યારે તેનો જન્મ થયો હતો. એ પ્રસંગે હુમાયુન બાદશાહ શત્રુઓના ભયથી નાશી છૂટેલો હતો. એની સ્થિતિ એ વખતે એટલી બધી ખરાબ હતી કે, પુત્રના જન્મોત્સવની સ્મૃતિનું રક્ષણ કરવા માટે તેણે પોતાની પાસે જે મૃગનાભિ હતી તે પોતાના સંકટના સાથી, વિશ્વાસપાત્ર અમીર અને સેનાપતિઓને વહેંચી દીધી હતી. એ ભાગ્યચક્રના પંઝામાં ફસાઇ પડેલા સમ્રાટ્ની એ સમયે એવી હીન સ્થિતિ હતી કે, તેની પ્રિય-તમા મહિષી–અકબરની જનની સુલતાના હમિદાબાનુ બેગમે પૂર્ણ ગર્ભાવસ્થામાં થોડા હરિણમાંસની માગણી કરેલી હોવા છતાં તે તેની એ સામાન્ય માગણી પણ પૂર્ણ કરી શક્યો નહોતો. એ ભાગ્યવિતાડિત, સામ્રાજ્યચ્યુત, શત્રુઓના ભયથી મરૂક્ષેત્રમાં પલાયન કરી ગયેલા હુમાયુન બાદશાહનો મરૂભૂમિમાં જન્મેલો સુકુમાર પુત્ર હવે 'દિલ્લીશ્વરો વા જગદીશ્વરો વા' નામથી સમગ્ર ભારતમાં વિખ્યાત થયો છે.

પંદર વર્ષની ઉમ્મરે પિતૃહીન થઇને અકબર કેવી રીતે કુટિલ-કળાબાજ બહેરામખાનની આધીનતામાંથી વિમુક્ત થયો હતો તથા

શું કરીને તેણે રાજ્યભાર સ્વીકાર્યો હતો એ હકીકત ઇતિહાસપ્રિય પાઠકોથી અજ્ઞાત નથી. એ સઘળી ભૂતકાળની ઘટનાઓનો પુનરુલ્લેખ આ સ્થળે અપ્રાસંગિક અને અનાવશ્યક છે.

આટલી હકીકત કહેવાનું તાત્પર્ય એ છે કે, અકબર પોતાની બાલ્યાવસ્થાથી વૃદ્ધાવસ્થા સુધી રાજ્યનાં સકળ કાર્યોમાં પોતાની નજર રાખતો હતો. તે હિન્દુઓપર ઘણો વિશ્વાસ રાખતો હતો. સ્વજાતિપર તેનો સહજ ઓછો વિશ્વાસ હતો. તેણે અનેક હિન્દુઓને સામ્રાજ્યનાં સર્વોચ્ચ પદ આપ્યાં હતાં. રાજસ્વસચિવ રાજા ટોડરમલ્લ અને મુખ્ય સેનાપતિ માનસિંહ અમારા આ કથનના ઉદાહરણરૂપ છે.

જેવી રીતે અકબરશાહ રાજ્યનાં સકળ કાર્યોમાં નજર રાખતો હતો તેવી જ રીતે અંતઃપુરમાં બનતા સઘળા બનાવો પણ તે જોઇ શકતો હતો. અંતઃપુરની અનેક સ્ત્રીઓ ગુપ્તદૂત તરીકે રંગમહેલના સઘળા સમાચાર તેના કાને પહોંચાડતી હતી.

ઘણી વખતે સમ્રાટ્ ગુપ્ત વેશમાં સાધારણ પોષાક પહેરી ગંભીર રાત્રે નિદ્રાસુખનો ત્યાગ કરી રંગમહેલની ચોતરફ ફર્યા કરતો હતો. ક્વચિત્ સામાન્ય મુસાફરના વેશમાં પ્રજાની ખરી સ્થિતિ જાણવા માટે તે પોતાના વિશ્વાસપાત્ર અમાત્ય બીરબલને સાથે લઇ રાજધાનીનાં ઘણાં ખરાં સ્થળોએ ગુપ્ત વેશમાં ફરતો હતો. કયા સમયે, કયા વેશમાં, કયા વિચારથી તે કામ કરતો હતો તેની કાંઇ સ્થિરતા નહોતી.

રાત્રિનો બીજો પ્રહર પસાર થઇ ગયો છે. રંગમહેલમાં સળગતા દીપકો બુઝાઇ ગયા છે; માત્ર બે ત્રણ દીપકો જ સળગતા નજરે પડે છે. હજી પણ ઉલ્લાસમયી રાત્રિમાં થાકી ગયેલાં વિલાસી જનોના આનન્દ ચિહ્ન સ્વરૂપ, એક બે ઓરડામાંથી સંગિત ધ્વનિ નીકળી વાયુને કંપાવી રાત્રિની નિસ્તબ્ધતાનો ભંગ કરે છે. કોઇ રૂપસુન્દરી

બાદશાહના આગમનની ઘણી રાત્રિ થતાં સુધી અધીરચિત્તે રાહ જોઇ અંતે વિરહવ્યથાથી વ્યથિત થઇને નિરાશ પ્રાણુથી મૃદુ સ્વરે વિરહ સંગીત ગાતી હતી.

ખુશબાગની ઉત્તર તરફ બાદશાહને રંગમહેલ આવેલો હતો. અને પૂર્વ દિશા તરફ શાહજાદાનો રંગમહેલ આવેલો હતો. એ રંગમહેલોના શોભાસૌન્દર્યનું વર્ણન અમારી દુર્બળ લેખિનીથી થઇ શકે તેમ નથી.

એ ગંભીર રાત્રે અભાગિની સલિમાને નિદ્રા આવતી નહોતી. તે એક કાળા વસ્ત્રમાં પોતાનું સર્વાંગ છુપાવી શાહજાદાના મહેલ નજીક આવીને ઉભી રહી. તેનું હૃદય ભયથી કંપતું હતું. ચોતરફ નજર ફેરવી મૃદુગતિથી તે આગળ વધવા લાગી. યુવરાજ સલિમે આપેલો પ્રણયપત્ર પોતે પહેરેલા વસ્ત્રમાં છુપાવી રાખી તે આ ગંભીર રાત્રે તેની પ્રેમલીલાની ગુપ્તદૂતીનું કામ કરવા જતી હતી.

શાહજાદાનો મહેલ વટાવી સલિમા બાદશાહી મહેલની સીમામાં જઇ પહોંચી. એવામાં પહેરેગીરે કઠોર કંઠે કહ્યું:-" કોણુ જાય છે ? "

" હું સલિમા બાંદી. "

" આટલી રાત્રે ક્યાં જાય છે ? "

" હું શાહજાદાના જરૂરી કામે જાઉં છું. "

" ત્હારી પાસે પંઝો છે કે ? "

" હા—છે. "

આ પ્રશ્ને પૂછનાર એક તાતારી પ્રહરિણી હતી. તેણે તદ્દન પાસે આવી સલિમા પાસેનો પંઝો ઘણા જ ધ્યાનથી જેયો. પછી તેણે પૂછ્યું:-" તું પાછી ક્યારે આવીશ ? "

" એક કલાકમાં જ હું પાછી આવીશ. "

" તું એકલી રાજમાર્ગપર કેવી રીતે જઇ શકીશ ? "

"શાહજાદાનો હુકમ હોવાથી દેવડીનો પહેરેગીર મ્હારી સાથે આવશે."

"ઠીક, જા." આમ કહી એ બળશાલિની પ્રહરિણી બીજી દિશા તરફ ચાલી ગઈ.

સલિમાએ શ્વાસ લીધો. શાહજાદાની બાંદી તરીકે રહ્યા પછી આજ સુધીમાં કદાપિ તે આવી ગંભીર રાત્રે મહેલની બ્હાર નીકળી નહોતી. વળી એ સ્થળે આટલો બધો કઠોર પહેરો હશે એમ પણ તે જાણતી નહોતી.

સલિમા ખુશબાગની પાસે આવેલો પત્થરોથી બનેલો માર્ગ વટાવી રંગ મહેલના બ્હારના દરવાજા નજીક ગઇ; પરંતુ એ દરવાજા પાસે તે કોઇ પહેરેગીરને જોઇ શકી નહિ. તેણે એ સ્થળે પહેરેગીરને બદલે એક બીજી વ્યક્તિને ફરતી જોઇ. એ વ્યક્તિના શરીરનો બાંધો સુન્દર હોઈ તેણે સફેદ વસ્ત્રો પહેર્યાં હતાં. એની સ્થિતિ જોતાં તે કોઇના આગમનની રાહ જોતી હોય એમ લાગતું હતું.

બાંદી સલિમા એ વ્યક્તિને જોઇ ભયથી બુમ પાડી ઉઠી. એ વ્યક્તિએ બાંદીની બૂમ સાંભળી સ્થિરતાથી ઉભા રહી રુષ્ટ કંઠે પુછ્યું:—"કોણ છે તું?"

પ્રફુલ્લ ચાંદનીમાં સલિમા એ વ્યક્તિને તત્કાળ ઓળખી શકી. એ દિલ્લીશ્વર અકબર હતો. તેને શું કહેવું એ સલિમા વિચારી શકી નહિ. તેનું સર્વાંગ થરથર કંપી ઉઠ્યું. બાદશાહે ગંભીર સ્વરે કહ્યું:—"તું કોણ છે? આવી ગંભીર રાત્રે કાળા કપડામાં શરીર છુપાવી તું ક્યાં જાય છે?"

સાલમાએ કંપતાં કંપતાં બાદશાહના ચરણોમાં બેસી પડી તેના વસ્ત્રના છેડાને ચુંબન કર્યું. ત્યાર પછી તેણે કહ્યું:—"શહેનશાહ!

આ બાંદી હજરત શાહજાદાની દાસી છે.”

“બાદશાહે પૂછ્યું:-“ ત્હારું નામ શું છે ?”

“સલિમા બાંદી.”

“આટલી રાત્રે આવા વેશમાં તુ ક્યાં જાય છે ?”

“શહેરમાં જરૂરી કામ છે.”

“તું રંગમહેલથી અહીં સૂધી કેવી રીતે આવી શકી ?”

“શાહજાદા સાહેબે મ્હને પંઝો આપ્યો છે.”

“એ પંઝો ક્યાં છે ?”

સલિમાએ શંકાશીલ હૃદયે, ધ્રુજતા હાથે એ પંઝો બાદશાહના હાથમાં આપ્યો. બાદશાહે એ પંઝો પાછો સલિમાને આપીને કહ્યું:- “આટલી રાત્રે તું શા કારણથી બ્હાર જાય છે ?”

“એ કારણ જણાવવાની મ્હને રજા મળેલી નથી. જહાંપનાહ! હું કેવળ હુકમની બાંદી છું.”

“કોના હુકમની બાંદી છે?”

“શાહજાદાના-ભવિષ્યના ભારતસમ્રાટ્‌ના-સુલતાન સલિમના.”

“ઠીક છે; પણ જ્યાં સૂધી તુ કારણ જણાવીશ નહિ ત્યાં સૂધી તને બ્હાર નહિ જવા દેવામાં આવે.”

“મ્હારાથી વિશ્વાસઘાતકતા થઇ શકે તેમ નથી. શહેનશાહ ! ગરીબપરવર ! આ બાંદીની બાંદીના અપરાધની આપ ઉદારતાથી ક્ષમા આપો.”

આ સમયે બાદશાહે એક ન્હાની બંસી બ્હાર કાઢી એક પ્રકારનો સંકેતસૂચક અવાજ કર્યો. ક્ષણ કાળમાં જ ચાર હથિયારબંધ બળવતી તાતારી પ્રહરિણીઓ તેની પાસે આવી પહોંચી, કુરનિસ બજાવી હુકમની રાહ જોતી ઉભી રહી. બાદશાહે મુખ્ય પ્રહરિણીને

સંબોધીને કહ્યું:—"જુમિયા! આ બાંદી ઘણી બેઅદબ છે. તેનામાં એટલું બધું સાહસ છે કે, એ મ્હારી આજ્ઞાને પણ અમાન્ય કરે છે! તમે એને પેલા વૃક્ષની પાછળ લઇ જાઓ તથા તપાસ કરી તેની પાસેથી જો કોઇ પત્ર મળે તો જલ્દી એ પત્ર મ્હારી પાસે લઇ આવો."

તાતારી પ્રહરિણીઓ તરત જ સલિમાનો હાથ પકડી તેને બાદશાહે બતાવેલા વૃક્ષ પાછળ લઈ ગઇ. તેમના કઠિન હાથોમાં પોતાનો હાથ દબાવાથી સલિમાને ઘણું દુઃખ થયું. તે સહેલાઇથી સમજી શકી કે, જો આ પ્રસંગે તે તેમના કાર્યમાં હરકત કરશે તો તેનું અકાળે મૃત્યુ નિપજશે. તેણે પોતાના મનમાં ને મનમાં કહ્યું:—"અરેરે! એ વખતે જ મ્હેં સઘળી હકીકત કેમ ન કહી દીધી?! આ પ્રહરિણીઓ મ્હારાં વસ્ત્રોમાં તપાસ કરી શાહજાદાનો પત્ર જરૂર મેળવશે."

પુનઃ અલ્પકાળ સુધી તેણે પોતાના મન સાથે કાંઇ વિચાર કર્યો. તેના મનનો ભાવ બદલાઇ ગયો. જે મ્હોં થોડા વખત પૂર્વે ચિંતાતુર જણાતું હતું તે હવે આનન્દથી પ્રફુલ્લ બની ગયું.

સલિમા ઉન્માદિની છે કે! પોતાના શિરપર સંકટ આવી પડેલું છે એમ તે સમજી શકતી નથી કે! તેને ભવિષ્યનું કાંઈ જ્ઞાન નથી કે? સલિમા સારી રીતે સમજી શકી છે કે, બાદશાહ પુષ્કળ ક્રોધે ન ભરાયા હોત તો તે કદાપિ આવી આજ્ઞા કરત નહિ. બાદશાહની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાથી શું પરિણામ આવે છે એ પણ તે જાણે છે; છતાં હમણાં તેના મનમાં એક પ્રકારની નવીન કલ્પના ઉપજી છે. તેણે સલિમપર વૈર વાળવાના હેતુથી જ તેનું દાસત્વ સ્વીકાર્યું છે. આટલા દિવસ સુધી એ વૈર વાળવાનો સુયોગ તેને મળ્યો નહોતો. આજે એકાએક એવો સુયોગ ઉપસ્થિત થવાથી પ્રસન્ન ચિત્તે તે પેલી પ્રહરિણીઓ સાથે જવા લાગી.

સલિમાએ પહેરેલાં વસ્ત્રોમાં તપાસ કરી જુમિયાએ રેશમી વસ્ત્રમાં વીંટાળેલો એક પત્ર મેળવ્યો. પછી તેણે સલિમાને ઉદ્દેશીને કહ્યું:–"બાંદી, તને મૃત્યુનો બિલ્કુલ ભય નથી કે ? ત્હારી પાસે બીજું જે કાંઇ હોય તો મ્હને આપી દે."

આ વખતે સલિમાએ પોતાની પાસેથી એક અપૂર્વ જ્યોતિર્મય 'મુક્તાહાર બહાર કાઢ્યો. એ મુક્તાહારના હીરાઓ ચંદ્રના પ્રકાશમાં ઘણા પ્રકાશવા લાગ્યા. તાતારી જુમિયાએ કર્કશ કંઠે પૂછ્યું:–"બાંદી, હવે ત્હારી પાસે બીજું કાંઇ નથી કે ?"

સલિમા:–હું ખુદાના કસમ ખાઇને કહું છું કે, હવે મ્હારી પાસે બીજું કાંઇ નથી. જો હવે મ્હારી પાસે કાંઈ હોય તો તે કેવળ મ્હારું આ તુચ્છ જીવન છે અને તેનો જહાંપનાહની આજ્ઞાથી અલ્પ કાળમાં જ અંત આવશે.

જુમિયાના શરીરનો રંગ કાળા કોલસા જેવો હતો. તેના મુખ ઉપર પુષ્કળ નિષ્ઠુરતા જણાતી હતી. તેનાં બન્ને નેત્રો વાઘિણીનાં નેત્રો જેવાં ભયંકર ભાસતાં હતાં. એની ભાષા એટલી બધી નીરસ હતી કે એમાં રમણીકંઠની સહજ પણ મધુરતા નહોતી.

જુમિયાએ બાદશાહ પાસે જઇ કુરનિસ બજાવીને કહ્યું:–"જહાંપનાહ ! એ બાંદી પાસેથી કેવળ આ બે વસ્તુઓ મળી છે."

બાદશાહે ક્રોધમિશ્રિત સ્વરે સલિમાને સંબોધીને કહ્યું:–"એક સામાન્ય બાંદી થઇને મ્હારા સમક્ષ ત્હેં જે અશિષ્ટતા દર્શાવી છે તેથી ત્હારો શિરચ્છેદ કરવો ઉચિત છે; પરંતુ મ્હેં એ સંકલ્પનો ત્યાગ કર્યો છે. જો તું મ્હારા પ્રશ્નોના સત્ય ઉત્તરો આપીશ તો હું ત્હારા અપરાધની તને ક્ષમા આપી શકીશ. કહે જોઇએ કે, આ પત્ર કોનો છે ?"

" શાહજાદા સુલતાન સલિમનો. "

" શાહજાદાનો આ પત્ર લઇ આટલી ગંભીર રાત્રે તું એકલી ક્યાં જતી હતી ? "

" હું આત્માદઉદ્દૌલા ગિયાસબેગને ત્યાં જતી હતી. "

" આટલી રાત્રે ત્હારે માટે તેઓ જાગતાં બેસી રહ્યાં હશે કે ? "

" હા, એ વિષયની પ્રથમથી ખાત્રી કર્યા પછી જ હું ત્યાં જવા નીકળી હતી. "

" એવી ખાત્રી ત્હેં કેવી રીતે કરી ? "

" મધ્યાન્હકાળે એક બાંદીને મોકલી શાહજાદાએ એવી ખબર મેળવી હતી કે, તેમને ત્યાં આજે એક પ્રકારનો ઉત્સવ છે. "

" આ પત્ર કોણે લખ્યો છે ? "

" શાહજાદાએ. "

" આત્માદઉદ્દૌલાની કન્યા મેહેરુન્નિસાપર આ પત્ર લખવામાં આવ્યો હોય એમ લાગે છે ! ઠીક, આ મુક્તાહાર કોનો છે ? "

" શાહજાદાનો. "

" તું આ હાર ક્યાં લઇ જતી હતી. ? "

" શાહજાદાએ આ હાર તથા પત્ર મેહેરુન્નિસાને........ "

" શા સાહસથી તું આવું કાર્ય કરવા તૈયાર થઇ હતી ? "

" જહાંપનાહ ! જેઓ મ્હને અન્ત વસ્ત્ર પૂરાં પાડે છે, જેમના આશ્રયમાં હું ઉછરું છું તેમની આજ્ઞા હું કેવી રીતે અમાન્ય કરી શકું ? "

" હું સઘળું સમજ્યો છું ! ત્હારા આ અપરાધનો વિચાર હું પછી કરીશ. આ વિષયમાં મ્હારો પુત્ર સુલતાન સલિમ પહેલો ગુન્હેગાર છે. જ્યાં સુધી તેણે કરેલા ગુન્હાની તપાસ પૂર્ણ થાય નહિ ત્યાં

સુધી તને કાંઇ કરવામાં આવશે નહિ. છતાં ત્યાં સુધી તું શાહજાદાના મહેલમાં જઇ શકીશ નહિ. હું તને એક અઠવાડીઆ માટે કેદ કરૂં છું. ”

સલિમાએ બાદશાહના ચરણોમાં બેસી અશ્રુપૂર્ણ નયને કહ્યું:– “ શહેનશાહ ! આ વિષયમાં મ્હારો બિલ્કુલ દોષ નથી. હું તો કેવળ હુકમની દાસી છું. જેનું નિમક ખાઉં છું તેનો હુકમ ન પાળું તો મ્હારી નોકરી જતી રહે. સમ્રાટ્ ! દીન દુનિયાના માલિક ! આપના સુવિચારનું ગૌરવ હમ્મેશાં જયયુકત થાઓ. ”

અકબરશાહે ગંભીર મુખે કહ્યું:–“ મ્હારો હુકમ ફરી શકે તેમ નથી. ત્હારા દોષને લીધે નહિ પરંતુ અમુક બીજા કારણને લીધે તું હમણાં સલિમ પાસે જઇ શકીશ નહિ. ત્હારા ઉપર કોઇ પણ પ્રકારનો જુલ્મ ન થાય એવો બંદોબસ્ત હું જરૂર કરીશ. હમણાં હું જો તને સુલતાન સલિમના મહેલમાં જવા દઉં તો મ્હારો એક ગંભીર સંકલ્પ વિફળ થાય તેમ છે. ”

આ વાકયો સાંભળી સલિમા ઘણી શાન્ત થઇ. તેણે બાદશાહના વસ્ત્રના છેડાને ચુંબન કરી કહ્યું:–“ શહેનશાહ ! ખુદાના પ્રતિનિધિ ! ખુદા હમ્મેશાં આપનું કલ્યાણ કરો. ”

અકબરશાહે તાતારી પ્રહરિણીઓને સંકેત કર્યો. તેમણે સલિમાને પોતાની સાથે લઇ જઇ એક અંધકારમય ઓરડામાં કેદ કરી. અકબરશાહ છાયામૂર્ત્તિની માફક તત્કાળ એ સ્થળેથી ચાલ્યો ગયો.

સલિમા કેદમાં પડી. આજ સુધીમાં ભાગ્યદેવીના કોપથી તેણે ઘણું દુઃખ ભોગવ્યું છે. તેના જીવનમાં જે કદાપિ બન્યું નહોતું તે આજે બન્યું. એ રાજકન્યા હોવા છતાં એક સામાન્ય ગુન્હેગારની માફક આજે કેદમા પડી છે. આ અપરાધનો અકબરશાહ કેવો ન્યાય

કરશે એ વિચારથી તે ઘણી વ્યાકુળ બની ગઇ છે. તેણે પોતાના મનમાં ને મનમાં વિચાર્યું:–"હુ એક અનાથિનીની માફક જયાં ત્યાં ભટકું છું. બાદશાહના જનાનખાનામાં બાંદીગિરી કરું છું–મ્હારી આવી દુર્દશા કોણે કરી છે ?" એના મનમાંથી સત્વર એવો ઉત્તર નીકળ્યો કે, "શાહજાદા સલિમે."

સલિમાએ વિચાર્યું, "સલિમ ! ત્હેંજ મ્હને આવી ભયંકર દુર્દશાનું દર્શન કરાવ્યું છે. ત્હારા હૃદયના લોહીથી મ્હારા વૈરની વસુલાત લઇ શકાય તેમ નથી. હું ત્હારી ચોતરફ એવી ભયંકર જ્વાળા સળગાવીશ કે એ જ્વાળાથી સળગી જઇ તું ત્હારા અંતરની સઘળી શાન્તિ અને સુખ ગૂમાવીશ."

આમ સ્વગત કહી સલિમા રડી. તેણે કેટલાક ગાઢ નિશ્વાસ મૂકયા. પછી અસ્પષ્ટ સ્વરે તેણે કહ્યું:–" હે મ્હારા મેહેરબાન ખુદા ! તમારા પ્રમાણિક ઇન્સાફ પાસે બાંદી તથા શાહજાદા વચ્ચે કાંઇ ભેદ નથી. સલિમના દારુણ અત્યાચારનો બદલો લેવા માટે સ્વેચ્છાથી દૂતીગિરી સ્વીકારી હું આવી ગંભીર રાત્રે પુરીની બ્હાર નીકળી હતી. મ્હેં જાણી જોઇને જ સહેલાઇથી તેનો પત્ર બાદશાહના હાથમાં જવા દીધો છે. ખુદા ! તમારી પાસે ન્હાના મ્હોટાનો ભેદ નથી. ત્હમે મ્હારી વાસના પૂર્ણ કરો. મ્હારા પિતાને ભિખારી કરીને, મ્હારી માતાને કંગાલિની બનાવી દઇને, રાજરાણીને ભિખારિણી કરીને શાહજાદા સલિમે જે પાપ કર્યું છે તેનું પ્રાયશ્ચિત્ત થવા દો, પ્રભુ!"

સલિમાના અંતરનાં આ અભિશાપ વચનો એ અંધકારમય ઓરડામાં ઘણા મૃદુ સ્વરે પ્રતિધ્વનિત થતાં હતાં. વળી તેની કરુણ પ્રાર્થના સર્વાંતર્યામી ઇશ્વરના કાન સુધી પહોંચી હતી એમાં સંદેહ જેવું કાંઇ નહોતું. અમે શા માટે આમ લખીએ છીએ તેનો ઉલ્લેખ હવે પછીના પ્રકરણમાં કરવામાં આવશે.

# પ્રકરણ ૧૯ મું.

## તિજિયા મહોત્સવ.

ગયા પ્રકરણમાં વર્ણવેલો બનાવ બન્યો તેને બીજે દિવસે, મધ્યાન્હકાળ વીતિ ગયા પછી એક મખમલમંડિત સુન્દર પાલખી રંગમહેલના પ્રવેશદ્વાર નજીક આવી પહોંચી. આ દ્વારની હકીકત વાંચકો જાણતા જ હશે એમ અમે ધારીએ છીએ. ગઈ રાત્રે એ સ્થળે જ સલિમાનું અને બાદશાહનું આકસ્મિક મિલન થયું હતું. આઠ વાહકો એ પાલખીને પ્રવેશદ્વાર સુધી ઉંચકી લાવ્યા. તેમનો સર્વનો પોષાક લાલ રંગનો હતો. વાહકોનાં મુખ પસીનાથી ભીંજાઇ ગયેલાં હોઇ તેઓ થાકી ગયેલા જણાતા હતા. તેમની ગતિ રંગમહેલના પ્રવેશ દ્વાર પાસે જ બંધ પડી ગઇ. રાજવ્યવસ્થા અનુસાર રંગમહેલના આ પ્રવેશ દ્વાર સુધી જ પુરુષ વાહકથી આવી શકાતું હતું. અંદર જવાનો બંદોબસ્ત ભિન્ન પ્રકારનો હતો. વાહકો પાલખી ઉતારી દૂર ઉભા રહ્યા.

એ પ્રવેશદ્વાર નજીક પાલખી આવી પહોંચી એટલે ક્ષણ માત્રમાં જ બાર તાતારી સ્ત્રીઓએ એ સ્થળે દર્શન દીધું. કાંઇ પણ બોલ્યા સિવાય તેમણે એ પાલખી ઉંચકી લીધી. એ મજબુત પ્રવેશદ્વારની એક બાજૂએ એક ગોળાકાર કાણું હતું. તાતારી રમણીએ અગ્રેસર થઇ એ કાણા પાસે મુખ રાખી અસ્પષ્ટ સ્વરે કાંઇ કહ્યું. ક્ષણ માત્રમાં એ લોખંડનું મજબુત પ્રવેશ દ્વાર અવાજ સાથે ઉઘડ્યું.

તાતારી સ્ત્રીઓએ પાલખી ઉંચકી લઇ અંદર પ્રવેશ કર્યો કે તરત જ એ દ્વાર પાછું પ્રથમની માફક બંધ થઇ ગયું. પુરુષ વાહકો

બ્હાર ચાલ્યા ગયા. તાતારી રમણીઓ પાલખી ઉંચકી રંગમહેલ તરફ જવા લાગી. સ્હામે એક ઉંચું, લાંબું લાલ પત્થરોના સ્થંભથી શોભતું હવાખાનું આવેલું હતું. એ હવાખાનાની ચારે બાજૂઓ ખુલ્લી હતી. તેના પ્રત્યેક પાષાણસ્થંભપર સુકોમળ મખમલ જડી લીધેલી હતી. એ મખમલમાં જરીનું કામ કરવામાં આવેલું હોઇ સૂર્યકિરણોના પ્રકાશમાં એ જરી હીરાઓની માફક ચમકતી હતી. સ્થંભના મથાળે સુન્દર પુષ્પમાળા હતી. એ પુષ્પમાળા પોતાની સ્નિગ્ધ સુવાસ ચારે તરફ ફેલાવતી હતી.

થોડા અંતરે આવેલા એક સ્થળેથી મધુર યંત્રસંગીતનો કોમળ પ્રતિધ્વનિ વાયુમાં ભળી જઇને ચોતરફ ફેલાઇ જતો હતો. કોઈ સ્થળે વીણા, કોઇ સ્થળે બંસી વગેરે વાદ્યયંત્રો યંત્રશિલ્પીની કૌશલમયી ક્રીડાથી મધુર ધ્વનિ ઉત્પન્ન કરતાં હતાં. કોઇ સ્થળે ત્રણ ચાર એસરાર અને સારંગ સુચતુર આંગળીઓની તાડનાથી અત્યંત મોહક સુરનો પ્રતિધ્વનિ કરતાં હતાં.

વીણા, બંસરી, સારંગ, એસરાર વગેરેની એકત્રિત સુરલહરીએ એ સ્થળને જાણે કે સંગીતસ્રોતપૂર્ણ અપ્સરાકાનન બનાવી દીધું હતું તથા વચ્ચે વચ્ચે એ યંત્રસંગીતની સાથે સાથે રમણીકંઠનું સંગીત ભળી જઇ મધુરતામાં વૃદ્ધિ કરતું હતું.

રંગમહેલની ચોતરફ આવો સંગીતવિનોદ શા માટે ચાલી રહ્યા હતો એ હવે અમે જણાવીશું. આજે ભારતની સમ્રાજ્ઞી મહારાણી જોધબાઇનો સુપ્રસિદ્ધ ' તિજિયા ' મહોત્સવ હતો. રાજપૂત કન્યાઓનો 'તિજિયા' ઉત્સવપર ઘણો પ્રેમ હતો. અકબરશાહની પટરાણી, સલિમની ગર્ભધારિણી જોધબાઇ આજે એ આનન્દમય તિજિયાનું અનુષ્ઠાન કરતી હતી. પ્રત્યેક વર્ષે અંતઃપુરની સીમામાં-તેના

પોતાના મહેલમાં જ એ ઉત્સવનું અનુષ્ઠાન થતું હતું. એ સ્થળે પુરુષથી પ્રવેશ કરી શકાતો નહોતો. શાહજાદાની વાત તો દૂર રહી પરંતુ સ્વયં દિલ્લીશ્વર સુદ્ધાં આ ઉત્સવ ક્ષેત્રમાં આવી શકતા નહોતા. એક રીતે જોવા જતાં એ નવયુવતી રૂપસુન્દરીઓના રૂપનો મેળો હતો.—પ્રીતિમય આનન્દ સંમિલન હતું. એ મિલનમાં કેવળ પ્રેમના તરંગ, સંગીતના ઉચ્છ્વાસ, સ્નેહનું આકર્ષણ અને વિરાગનું વિકર્ષણ હતું. ચોતરફ આનન્દ, ઉત્સાહ, પ્રીતિ અને પ્રફુલ્લતા વિરાજી રહી હતી.

ઇતિહાસપ્રિય પાઠકો કદાચ જાણતા જ હશે કે, અકબરશાહે તેની હિન્દુ મહિષી જોધબાઇનાં હિન્દુ અનુષ્ઠાનોમાં હરકત ન પહોંચે એટલા માટે સમ્રાજ્ઞીના મહેલને તેની ઇચ્છા પ્રમાણે તૈયાર કરાવી આપ્યો હતો. એ મહેલમાં અનેક હિન્દુ દેવદેવીઓની મૂર્ત્તિઓની પ્રતિષ્ઠા પણ થયેલી હતી. વળી વાંચકો એ જાણીને વિસ્મિત બની જશે કે, અકબરશાહ પોતે પણ હિન્દુ મહિષીના સહવાસમાં રહી ગંગાજળનું પાન કરતો હતો. પોતાના રાજ્યમાં તેણે ગૌવધનો નિષેધ કર્યો હતો. રાજ્યમાંથી તેણે જજીઆ કર કાઢી નાખ્યો હતો. આ વિષયનું વિશેષ જ્ઞાન મેળવવાની જેની ઇચ્છા હોય તેને અમે અબુલ ફજલનો રચેલો ' આઇન–ઇ–અકબરી ' નામનો મહાગ્રંથ વાંચવાની ભલામણ કરીએ છીએ.

એક વર્ષ પછી પાછો તિજિયા ઉત્સવનો દિવસ આવેલો છે. સમ્રાજ્ઞી જોધબાઇ એ ઉત્સવની અધિષ્ઠાત્રી છે. જોધબાઇની આજ્ઞાથી અંતઃપુરની રૂપસુન્દરીઓ ભિન્ન ભિન્ન સ્થળેથી ઉત્સવમાં આવતી સુન્દરીઓને યથોચિત આવકાર આપે છે. સમગ્ર રાજપ્રાસાદ અનેક વિધ ચત્વર કિંવા ચકમાં વિભક્ત થયેલો છે. પ્રત્યેક ચત્વરમાં એકેક ફુવ્વારો આવેલો હોઇ તેના રૂપેરી મુખમાંથી સુશીતળ સુગંધિત ગુલાબ-

જળની ધારાઓ ઉડયા કરે છે. દરેક ચત્વરમાં સુકોમળ મૂલ્યવાન્ ગાલિચા બિછાવેલા છે. તેના ઉપર રત્નમય પુષ્પમાળાઓ અને કલગીઓ યથાસ્થિત ગોઠવેલી છે. અત્તરની સુવાસથી એ સ્થાન સુવાસિત બની ગયું છે. વૃક્ષોની ડાળીઓ સાથે ઝૂલતાં સોનાનાં પાંજરાંમાંનાં જૂદી જૂદી જાતનાં પંખીઓ, એકઠી થયેલી સુન્દરીઓની ચંચળ ગતિ, મૃદુમધુર હાસ્ય વગેરેની ઉત્તેજિત શક્તિથી આત્મભાન ભૂલી જઈ ક્વચિત્ ક્વચિત્ મધુર અવાજથી એ સ્થળને સ્વપ્નમય સંગીતથી પરિપૂર્ણ કરે છે.

ઉપર વર્ણવેલી પાલખીમાંથી બે સુન્દરીઓ બુરખામાં મુખ ઢાંકી એ સ્થળે નીચે ઉતરી. તત્કાળ સુન્દરીઓના એક મંડળે આવી તેમને આવકાર આપ્યો તથા તેઓ તેમની આજ્ઞાની રાહ જોવા લાગી. આવેલી સુન્દરીઓએ પોતાના મુખપરના બુરખા ઉંચા કરી નાખ્યા. એ બે સુન્દરીઓમાં એક પ્રૌઢા હોવા છતાં તેનું રૂપ ઘણું ઉજ્વળ હતું. તેની સાથે બીજી એક નવયૌવનમયી સોળ વર્ષની ભુવનમોહિની હતી. એ ભુવનમોહિનીના રૂપની પ્રભાથી ત્યાં એકઠી થયેલી સઘળી સુન્દરીઓના રૂપની જ્યોતિ જાણે કે મલિન બની ગઇ.

આવેલી બે સુન્દરીઓમાંની પ્રૌઢા માતા અને ષોડશી કન્યા હતી. પ્રૌઢા ગિયાસબેગની બેગમ હતી. તે 'ગિયાસબેગમ' તરીકે જ દીલ્લીના રંગમહેલમાં ઓળખાતી હતી. બીજી ભુવનમોહિની રૂપસુન્દરી તેની પુત્રી મેહેરુન્નિસા હતી. બીજા ઉમરાવોની પત્નીઓની માફક તેઓ બન્ને પણ તિજિયા ઉત્સવમાં નિમંત્રણ થવાથી આવી હતી.

એક રૂપવતી બાંદીએ ગિયાસબેગમ અને મેહેરુન્નિસાના હાથમાં કલગીઓ આપી. બીજી એક બાંદીએ ઝડપથી તેમની પાસે અત્તરદાન ધર્યું. ત્રીજી એક દાસીએ પાન, ઇલાયચી, સોપારી, લાવંગ, જાયફળ,

જાવિંત્રી વગેરેથી ભરેલો એક સોનાનો થાળ તેમની પાસે ધર્યો. ચોથી એક દાસીએ અવસર વિચારી સોનાની પીચકારીની સહાયતાથી તેમના શરીરપર ગુલાબજળ છાંટ્યું.

આવા પ્રકારના આદર સત્કારથી અમિનાબીબી ઘણી સંતુષ્ટ થઇ. તે સમજી શકી કે અકબરની મહિષીનો બંદોબસ્ત ભારતેશ્વરીના જેવો જ છે. આ સ્થળે ઉત્સવમાં ભાગ લેવા આવતી સઘળી રૂપસુન્દરીઓનો આદર સત્કાર આવી રીતે જ કરવામાં આવતો હતો. અબીલ ગુલાલથી મનોહર બનાવેલા રસ્તેથી મૃદુ ગતિથી અમિનાબીબી અને તેની પુત્રી મેહેરુન્નિસા આગળ વધી તથા તેઓ બન્ને એક લીલી હરિયાળીથી શોભી રહેલા ચોરસ મયદાનમાં ઉપસ્થિત થઇ.

અમિનાબીબીએ એક બાંદીને ઉદ્દેશીને કહ્યું:–" બાદશાહનાં બેગમસાહેબા ક્યાં વિશ્રામ કરે છે ? "

બાંદી કાંઇ બોલ્યા સિવાય તેમને પોતાની સાથે લઇ જવા લાગી. મયદાનની નજીક આરસ પત્થરનો એક ચૉક હતો. એ ચૉક વટાવી તેની પેલી તરફ બીજું એક મનોહર મયદાન આવેલું હતું. એ મયદાનમાં એક કુંજ હોઇ તેની ચારે તરફ માલતી અને માધવીલતા પથરાઈ ગયેલી હતી. એ કુંજમાં સુવર્ણના એક કિમતી આસન પર સમ્રાજ્ઞી જોધબાઇ બેઠી હતી.

તારાઓ જેવી રીતે ચંદ્રને ઘેરી રાખે તેવી જ રીતે બીજી બેગમો મુખ્ય બેગમને ઘેરીને જૂદા જૂદા આસનપર બેઠેલી હતી. એ રૂપના બાજારમાં કોણ કોનું રૂપ જુએ ? એ સ્થળે દિલ્લીશ્વરની, ઇરાની, તુરાની, અને તુર્કી બેગમો ઉપરાંત તેની ક્રિશ્ચિયન્ મહિષી મેરી પણ હતી. નવયુવતીઓના આનન્દ વિનોદમાં વિઘ્ન નહિ કરવાના વિચારથી જ બાદશાહની પટરાણી જોધબાઇએ આ દૂર આવેલા કુંજભવનને પોતાના

વિશ્રામસ્થાન તરીકે પસંદ કર્યું હતું.

અમિનાબીબી અને મેહેરુન્નિસાએ સામ્રાજ્યેશ્વરીની પાસે જઈ તેને કુરનિસ બજાવી. જોધબાઇએ પણ આસનપરથી ઉઠી તેમને યથોચિત માન આપ્યું. સમ્રાજ્ઞીની સ્નેહ દૃષ્ટિ મેહેર ઉપર પડી. મેહેરે લજ્જાવતી લતાની માફક સંકોચ અને શર્મથી પોતાનું મુખ નીચું નમાવ્યું.

જોધબાઇએ આનન્દિત મુખે, હાસ્ય વદને પ્રેમથી મેહેરના મસ્તકપર હાથ મૂકી અમિનાબીબી તરફ જોઇને કહ્યું:–" ગિયાસબેગમ ! તે દિવસે મિનાબાજારમાં મ્હેં તમારી આ કન્યા મેહેરને જોઈ હતી. મેહેરનું સૌન્દર્ય સોળકળાપૂર્ણ થઇ ગયેલું જણાય છે.

જોધબાઇના આ શબ્દો સાંભળી અકબરશાહની ક્રિશ્ચિયન્ મહિષી મેરીએ કહ્યું:–" ખરું છે ! બાદશાહી બેગમ ! આ રૂપસૌન્દર્ય આપણા રંગમહેલને જ યોગ્ય છે."

જોધબાઇએ મૃદુહાસ્ય કરીને કહ્યું:–" મરિમય બ્હેન ! કેવળ રૂપથી ભૂલવું જોઇએ નહિ. મેહેર કેવું સુન્દર ગાઇ શકે છે એ જો તમે સાંભળ્યું હોત તો સમજી શકત કે, કેવળ રૂપમાં જ નહિ પણ ગુણમાં સુદ્ધાં કોઇ સુન્દરી તેની તુલના કરી શકે તેમ નથી."

પટરાણી જોધબાઇના આ શબ્દોથી સઘળી બેગમો વચ્ચે એક પ્રકારના અસ્ફુટ આનન્દનો કોલાહલ ઉપસ્થિત થયો. આ વખતે જોધબાઇએ એક બાંદીને પોતાનું સીતાર લઇ આવવાની આજ્ઞા કરી. સઘળી બેગમો સીતારના આગમનની અધીરતાથી રાહ જોવા લાગી.

સમ્રાજ્ઞી જોધબાઇની ઉમ્મર ચાળિશ વર્ષ ઉપર હતી; આમ છતાં પણ જાણે કે તેના સમગ્ર દેહમાં અલૌકિક સૌન્દર્ય હતું. તેનાં

તીક્ષ્ણ, ઉજ્વળ નયનો હજી પણ જાણે કે કટાક્ષો ફેંકીને અકબરશાહના હૃદયને વિદીર્ણ કરી શકે તેમ હતાં. દિલ્લીશ્વર હમ્મેશાં જોધબાઇના રૂપ ગુણ ઉપર ઘણો મુગ્ધ હતો. જોધબાઇ તેના જીવનના ધ્રુવતારા અને સંસારના શાન્તિનિકેતન સ્વરૂપ હતી. જો કદાચ અકબરશાહ જોધબાઇના મુખને મલિન બની ગયેલું જોતો તો સમસ્ત જગત્ તેને અંધકારમય લાગતું હતું.

અલ્પ કાળમાં જ બાંદી સીતાર લઇ આવી. જોધબાઇની આજ્ઞાથી મેહેરે સીતાર હાથમાં લીધું તથા તે એક સુકોમળ આસનપર બેઠી. પછી સીતાર સાથે સુર મેળવી વાયુને વિકંપિત કરી તે અત્યંત મધુર કંઠે સંગીત ગાવા લાગી.

હિન્દુ શાસ્ત્રો કહે છે કે, ' સુર–બ્રહ્મ ' છે આ. જગત્ બ્રહ્મમય હોવાથી સુરમય છે. બ્રહ્મનો વિલોપ નથી તેવી જ રીતે સુરનો પણ વિલોપ થતો નથી. બ્રહ્મ નિત્ય છે અને સુર પણ નિત્ય છે. સમગ્ર જગતનાં નરનારી બ્રહ્મની રૂપભેદથી અને આકારભેદથી ઉપાસના કરે છે. જ્યાં સુરરૂપી બ્રહ્મનો સમાદર ન હોય એવું સ્થાન કોઇ આ જગતમાં બતાવી શકે તેમ છે કે ? બાદશાહ તથા અમીરથી માંડીને અતિ દરિદ્ર ભિખારી અને ફકીર સુદ્ધાં આ સુર–બ્રહ્મની મોહિની માયાથી મુગ્ધ છે. સમગ્ર જનજગત્ એ સુરની સ્તંભન શક્તિથી મોહમુગ્ધ બની ગયેલું છે. કઠોર હૃદયનો શિકારી કેવળ સુરલયમય બંસી વગાડીને સુરમાં મુગ્ધ બનેલી હરિણીને તીક્ષ્ણ બાણથી વીંધી નાખે છે. સર્પજીવી તુમડીના મધુર અવાજથી ભયંકર વિષધરને મંત્રમુગ્ધ બનાવી દઇ આધીન કરે છે. તાત્પર્ય કે સુરની શક્તિ અપાર છે.

મેહેરના મધુર સુર બંધ પડયો. સુરનો મધુર ઝંકાર અટકી

ગયો. હૃદયસ્પર્શી મધુર કંપન બંધ થયું—રહ્યો કેવળ પ્રતિધ્વનિ રહી કેવળ બ્રહ્મમય સુરની શક્તિ એ સ્થળે બેઠેલી સઘળી સુન્દરીઓ મંત્રમુગ્ધ બની ગઇ હતી. મેહેરે ગાન બંધ કરી હાથમાંનું સિતાર એક બાજૂએ મૂકી દીધું હતું એ તરફ કોઇનું લક્ષ્ય નહોતું.

જોધબાઇએ સર્વથી પ્રથમ એ સુરના મોહમાંથી ચૈતન્ય મેળવીને કહ્યું:–“ ગિયાસ બેગમ! તમને ધન્ય છે! તમારી આ કન્યાને પણ ધન્ય છે!! રંગમહેલની ઘણી ગાયિકાઓના મુખે મ્હેં અનેક સુન્દર સંગીત અને કવિતા વગેરે સાંભળ્યું છે; પરંતુ તમારી કન્યાના સુરમાં જેટલી ઉન્માદિની શક્તિ છે તેટલી બીજા કોઇના સુરમાં નથી.

બાદશાહની પટરાણીને મુખે અમિના બીબીએ પોતાની પુત્રીની આટલી બધી પ્રશંસા સાંભળી અપાર આનન્દ અનુભવ્યો. બાદશાહની પટરાણીના વિચારને સંમત થઇ ત્યાં બેઠેલી બીજી બેગમોએ પણ કહ્યું:– “ ભારતેશ્વરિ! આપનું કહેવું યથાર્થ છે. આવું મનોમુગ્ધકર તથા ચિત્તને ઉત્તેજિત બનાવી દે એવું સંગીત અમે પણ પૂર્વે કદાપિ સાંભળ્યું નથી.”

અત્યંત પ્રશંસા થવાથી શર્માઇ જઇને મેહેરુન્નિસા એ સ્થળેથી ઉઠી મૃદુ ગતિથી પાસે આવેલા એક ઓરડામાં ચાલી ગઇ.

ભવિષ્યની ગતિને કોણ અટકાવી શકે? જે થવાનું નક્કી થએલું હોય છે તે અવશ્ય થાય છે. મેહેરે અંતરની ઉત્તેજનાને વશ થઇ, આત્મપ્રશંસાથી લજ્જિત બની જઇ જે ઓરડામાં પ્રવેશ કર્યો તે ઓરડામાં જ તેના સર્વસ્વના નાશની સૂચના થઇ. એ સૂચના કેવી રીતે થઇ તેનું વર્ણન અમે હવે પછીના પ્રકરણમાં કરીએ છીએ.



# પ્રકરણ ૨૦ મું.

## પ્રલયકાણ્ડની સૂચના.

લજ્જાની વિશેષતાથી મેહેરે જે ઓરડામાં પ્રવેશ કર્યો એ ઓરડાની સાજસજ્જા અનુપમ હતી. એ ઓરડો જાણે કે કોઇ મહા ઐશ્વર્યવાનનું વિશ્રામગૃહ હોય એવો પ્રથમ દર્શને જ ભાસ થતો હતો. ચારે તરફ મખમલથી મઢી લીધેલાં સુખાસનો સુવ્યવસ્થિત રીતે ગોઠવેલાં હતાં. આરસ પત્થરના સ્થંભો ઉપર ભિન્ન ભિન્ન પ્રકારનાં સુવાસિત પુષ્પોની માળાઓ ઝૂલી રહી હતી અને તેથી આખા ઓરડામાં સ્વર્ગીય સુવાસનો ફેલાવો થયેલો હતો.

હજી પણ સૂર્ય ભગવાન્ અસ્તાચળમાં ઉતરી પડયા નહોતા. હજી સંધ્યાના રંગબેરંગી પ્રકાશથી યમુનાનું હૃદય પ્રકાશિત થયું નહોતું. હજી રંગમહેલના અનેક ઓરડાઓમાં ઉગ્રતાવિહીન ઉજ્વળ કિરણમાળા પ્રવેશ કરી અસ્તાચળમાં ઉતરતા સૂર્યના ગૌરવની ઘોષણા કરતી હતી.

મેહેરે જે ઓરડામાં પ્રવેશ કર્યો હતો તેનો એક ભાગ સૂર્યકિરણોના પ્રકાશથી પ્રકાશી રહેલો હતો. એ પ્રકાશની સહાયતાથી ઓરડામાંની પ્રત્યેક વસ્તુ સ્પષ્ટતાથી જોવામાં આવતી હતી. એ ઓરડાનું સૌન્દર્ય જોઇ મેહેર ઘણી સંતુષ્ટ થઈ. વિશ્રામ મેળવવાની ઇચ્છાથી એક સૉફાપર બેસી અસ્પષ્ટ સ્વરે તેણે કહ્યું:—"આહ ! કેવું સુન્દર સ્થાન છે! પ્રશંસાની ઉગ્રતામય જ્વાળા સહન નહિ થઇ

શકવાથી મ્હેં યોગ્ય સ્થળે આશ્રય લીધો છે. યમુનાના પ્રવાહની શીતળતા ચોરી લઇ સ્નિગ્ધ મલય કેવા પ્રફુલ્લ ભાવથી આ ઓરડામાં પ્રવેશ કરે છે! તે કેવી ચતુરાઇથી પુષ્પોની સુગંધ ચોરી લઇ આ ઓરડામાં પ્રવેશ કરે છે!! અરેરે! આવા સુન્દર સ્થળે આવવા છતાં હું સંપૂર્ણ તૃપ્તિ કેમ મેળવી શકતી નથી?!

"આ પ્રાણની શી ઇચ્છા છે એ હું જાણતી અથવા સમજતી નથી. અનુભવથી હું કેવળ એટલું સમજી શકું છું કે, એક પ્રકારના જાણે કે કોઇ મહાન્ અભાવે મ્હારા આ શૂન્ય હૃદયને વર્ષાઋતુના મેઘની માફક ચોતરફથી ઘેરી લીધું છે; પરંતુ એ અભાવ શો છે તે હું સ્પષ્ટતાથી સમજી શકતી નથી. કોઇ કહી નહિ શકે કે શા કારણથી મ્હારા આ સુખમય શાન્તિમય પ્રાણમાં આવી અજ્ઞાત જવાળા ઉત્પન્ન થઇ છે? આ શાની જવાળા છે એ હું સમજી શકતી નથી. હું રાત્રિ દિવસ કેવળ નિરાશાનું હાહાકારમય સંગીત સાંભળ્યા કરું છું; આ અધીરા પ્રાણમાં શાન્ત થઇ શકે એવી વ્યાકુળતા અનુભવું છું. ખુદા! દીન દુનિયાના માલિક! મ્હારા આ નિરાશાથી સળગી જતા પ્રાણને શું જોઇએ છીએ એ એક વખત દયા કરીને મ્હને સમજાવો. મહામાન્ય અમીરરૂલા ગિયાસ બેગની હું પુત્રી છું. મ્હને કોઇ પણ પ્રકારનો અભાવ નથી. અન્ન, વસ્ત્ર, ધન, રત્ન, દાસી, બાંદી, ઐશ્વર્ય વગેરે સર્વ ખુદાએ મ્હને આપ્યું છે. વળી જગતમાં જે મેળવીને નારીજાતિ સ્વર્ગીય સુખ અનુભવે છે તે પ્રેમનું પ્રતિદાન સુદ્ધાં મ્હને મળ્યું છે. શેર અફઘાન પોતાના પ્રાણ કરતાં પણ મ્હને વિશેષ ચ્હાય છે. જે વીર હૃદયમાં નિષ્ઠુરતા, કઠોરતા સિવાય કાંઇ હોવું અશક્ય છે એ હૃદયમાં મ્હારે માટે અગાધ પ્રેમ ભરેલો છે. રમણીના જીવનનું જે સર્વોત્તમ સુખ છે તે મ્હને મળ્યું છે;

આમ હોવા છતાં મ્હારા પ્રાણમાં આવી નિરાશાની જ્વાળા કેમ છે ? મ્હારા પ્રાણમાં આવી વ્યાકુળતાનો કરુણ હાહાકાર કેમ છે ? એનું કારણ મ્હને કોણ કહેશે ?"

એ ગૃહના દ્વાર સાથે લટકતા સુન્દર શિલ્પકળામય રેશમી પર્દા પાછળથી આ વખતે એકાએક કોઇ બોલી ઉઠયું:—" જો રજા આપો તો હું તમારા પ્રાણની જ્વાળાનું કારણ તમને કહું ?!"

આ શબ્દો સાંભળી ચમકીને મેહેરૂન્નિસા સોફાપરથી ઉઠી ઉભી થઇ. ઉપરોકત શબ્દો કોણે ઉચ્ચાર્યા એ જાણવા માટે તે ચારે તરફ આશ્ચર્યયુકત દૃષ્ટિ ફેરવવા લાગી; પરંતુ કોઇ તેની નજરે પડયું નહિ. ભયભીત બની ગયેલી મેહેરે પોતાની સ્થિતિ સમજી જઇ ઉપરોકત દ્વારનો પર્દો ખસેડી બહાર જવાનો પ્રયત્ન કર્યો; પરંતુ ક્ષણ માત્રમાં જ એક વ્યકિતએ ઓરડામાં પ્રવેશ કરી પોતાના બન્ને હાથ પહોળા કરી મેહેરના માર્ગને રોકીને કહ્યું:—" આજે આ બંદાનો ઓરડો તમારા ચરણના સ્પર્શથી સુપવિત્ર થયો છે, દૈવયોગે આ ઓરડો તમારા સુવાસિત નિશ્વાસથી સુગંધમય બની ગયો છે; છતાં આ ઓરડાના અધિકારીની એટલી નમ્ર પ્રાર્થના છે કે, તમે બે કલાક માટે અત્રે રોકાઓ."

આવેલી વ્યકિતને જોતાંની સાથે જ મેહેર ઓળખી શકી. પર્દો સરી જતાંની સાથે જ એ ઓરડામાં ઉજ્વળ જ્યોતિનો પ્રકાશ ફેલાઇ ગયો. બાંદીઓએ અત્યાર પૂર્વે આવીને ચુપકીદીથી ઓરડામાંની બત્તીઓને સળગાવી દીધી હતી. આવનાર વ્યક્તિએ જે તરફથી એ ઓરડામાં પ્રવેશ કર્યો હતો તેની સ્હામેની બાજૂએથી સુવર્ણમય દીપાધારમાં જે સુગંધિત દીપકો સળગતા હતા તેની સઘળી જ્યોતિ આવનારના મુખપર પડી હતી. આવનારની સુન્દર કાન્તિ એથી ઘણી

ઉજ્વળ બની ગયેલી દેખાતી હતી. તેના રત્નજડિત પોષાકપર એ જ્યોતિ પડવાથી એ પોષાકનાં રત્નો ઘણાં ઝગઝગી રહ્યાં હતાં.

એકાએક પોતાની સ્હામે ભયંકર કાળો નાગ જોવામાં આવતાં પથિક જેવી રીતે ચમકી ઉઠે, સરિતાના પ્રવાહમાં માર્ગ કાપતી નૌકાનું તળીઉં ફાટી અંદર જળ ભરાતું જોવામાં આવતાં નૌકામાં બેસનાર જેવી રીતે ચમકી ઉઠે, પ્રકૃતિના પ્રચંડ તોફાનથી ડરી જઇ રાત્રે મુસાફરી કરનાર વૃક્ષની છાયા નીચે આશ્રય લીધા પછી એકાએક વજ્રપાત થતો જોઇને જેવી રીતે ચમકી ઉઠે તેવી જ રીતે ઓરડામાં આવેલી વ્યક્તિને જોઈ મેહેરૂન્નિસા ચમકી ઉઠી. શું કરવું તે તેને સૂઝયું નહિ. તેનું પ્રફુલ્લ મુખમંડળ લજ્જાની વિશેષતાથી વિશેષ લાલચોળ બની ગયું. તેનાં બન્ને નેત્રો જાણે કે ક્રોધથી સળગી ઉઠયાં. તેના કટાક્ષ જાણે કે વિશેષ તીક્ષ્ણ બની ગયા. તેનું હૃદય વિશેષ જોરથી ધબકવા લાગ્યું.

આમ છતાં તરત જ આત્મસંવરણ કરી, શુષ્ક મુખે, કંપતા પ્રાણે મેહેરે સાહસ એકઠું કરીને કહ્યું:–" શાહજાદા! હું આપની બાંદીની પણ બાંદી છું. મ્હારી ધૃષ્ટતા માટે આપ મ્હને ક્ષમા આપો. મ્હને અહીંથી ચાલી જવા દો."

એ ઓરડામાં આવેલી વ્યક્તિ બીજી કોઇ નહિ પણ શાહજાદો સલિમ હતો. સલિમે હાસ્યમુખે કહ્યું:–" મેહેર! ત્હેં શો અપરાધ કર્યો છે કે હું તને ક્ષમા આપું? હું જ ત્હારો ગુન્હેગાર છું. તું જ મ્હને ક્ષમા આપ. મેહેર! વિચારી જો કે, કેટલા દિવસ પૂર્વે મ્હેં તને જોઇ હતી! એ દિવસથી મ્હારા દુઃખના દિવસોનો આરંભ થયો છે. શા માટે એમ થયું છે એ તું સાંભળીશ કે? પહેલાં હું એમ ધારતો હતો કે, મ્હારી પત્ની જોધાબાઇના જેવી રૂપસુન્દરી આ હિન્દુ-

સ્તાનમાં બીજી નથી; પણ મેહેર ! જે દિવસથી મ્હેં ત્હારું દર્શન કર્યું છે તે દિવસથી જ જોધાબાઇનું રૂપસૌન્દર્ય મ્હારી નજરમાં મલિન બની ગયું છે. ત્હારા રૂપની તુલનામાં જોધાબાઇના રૂપનું કાંઇ જ મૂલ્ય નથી. ત્હારા રૂપની શક્તિ અપાર છે. આહાર વિહારપર હવે મ્હારી રૂચિ નથી, ઐશ્વર્ય અને આધિપત્ય મ્હને ગમતું નથી. આમોદ પ્રમોદ તથા શિકારક્રીડા મ્હને ગમતી નથી. કહે-કહે, મેહેર ! મ્હારી નજર આગળ આ શોભામયી પૃથિવી દિવસે દિવસે શોભાશૂન્ય કેમ બની જાય છે ? મ્હારા આ પ્રાણમાં રાત્રિ દિવસ દારુણ દાવાગ્નિ કેમ સળગ્યા કરે છે ? વારંવાર અંતરના ઉંડાણમાંથી ગાઢ નિશ્વાસ બ્હાર કેમ નીકળી પડે છે ? મેહેરૂન્નિસા ! આ મહા વિપ્લવનું શું કારણ છે ? ”

મંત્રમુગ્ધ મેહેરે યુવરાજ સલિમનાં આ સઘળાં ઉત્તેજનાપૂર્ણ વચનો સાંભળ્યાં ! પરંતુ તે એ વચનોથી છેતરાઇ નહિ. તે સમજી ગઇ કે તેની સ્ત્રીજાતિની મર્યાદા ઘણા સંકટમાં આવી પડી છે. તે એક તુચ્છમાં તુચ્છ રમણી છે; પરંતુ તેના કરતાં પુષ્કળ શકિતમાન ભારત-સમ્રાટ્નો શાહજાદો સુલતાન સલિમ તેનું રૂપ જોઇ ઉન્મત્ત બની ગયો છે. દૈવયોગે મેહેર આજે એ કામોન્મત્ત શાહજાદાના ઓરડામાં આવી ચઢી છે. રૂપના મોહથી સલિમ આત્મજ્ઞાન ભૂલી ગયો છે. તે ઇચ્છે તો આ એકાન્તનો લાભ લઇ સઘળું કરી શકે તેમ છે. રૂપથી ઉન્મત્ત બની ગયેલા મનુષ્યને સારા નરસાનું જ્ઞાન હોતું નથી—પ્રતિજ્ઞાનું રક્ષણ કરવાની ચિંતા તેને હોતી નથી. મેહેરે વિચાર્યું કે, અજાણતાં સુલતાન સલિમના ઓરડામાં પ્રવેશ કરી તેણે ઘણી મૂર્ખતા કરી છે. અહીં તેનું રક્ષણ કરી શકે એવું કોઇ નથી. પાશવવૃત્તિની ઉત્તેજનાને વશ થઇ, ધર્મકર્મ અને પદમર્યાદા ભૂલી જઇ સુલતાન

સલિમ જો તેના ઉપર અત્યાચાર કરે અને એ વાત બ્હાર જાહિર થાય તો એ કલંક કદાપિ ધોવાશે નહિ એમ પણ તેને લાગ્યું.

આ મહા સંકટના સમયે એકાએક મેહેરના મનમાં એક વીર પુરુષની છાયામૂર્ત્તિ જાગી ઉઠી. એ મૂર્ત્તિ જાણે કે અગ્નિમય કટાક્ષ ફેંકી વજ્રના જેવા ગંભીર સ્વરે તેને કહેવા લાગી, 'મેહેર! સાવધાન! નારીનું ગૌરવ કાચ કરતાં પણ ક્ષણભંગુર છે! એક વખત ભાંગી ગયા પછી પુનઃ તેને સાંધી શકાતું નથી. તેને એક વખત જો કલંકનો સ્પર્શ થાય છે તો એ કલંક જીવનમાં કદાપિ દૂર થતું નથી! તું મ્હારી વાગ્દત્તા ધર્મપત્ની છે. ત્હારું આવું સુન્દર મુખ જોઇને જ મ્હેં મ્હારી વીરતાને ઉચિત થઇ પડે એવું મહત્ત્વ ગૂમાવી પ્રેમપૂર્ણ પ્રાણથી તને આત્મસમર્પણ કર્યું છે. હું મ્હારા હૃદયમાં ત્હારી સૌન્દર્ય પ્રતિમાની સ્થાપના કરીને દેવીરૂપે તેની પૂજા કરું છું. જો જે, આ ભક્તની આંતરિક પૂજા વિફળ ન થાય એ સંભાળજે!"

આ વિવેકવાણી, આ અર્થમય સંકેત તદ્દન વિફળ થયો નહિ. મેહેરના પ્રાણમાં એક પ્રકારની દૈવી શક્તિ આવી. એ શક્તિના વિદ્યુત્ સ્પર્શથી તેની પ્રત્યેક નસનું લોહી ગરમ બની ગયું. તેણે તિરસ્કાર-સૂચક સ્વરે કહ્યું:-"શાહજાદા! આપ શું કહો છો? ગૌરવશાળી અકબરશાહના પુત્રને આવો વ્યવહાર ઉચિત છે કે? આજે આપનાં માતાજીના નિમંત્રણથી અતિથિ તરીકે અમે અત્રે આવ્યાં છીએ! ભૂલથી—અજાણતાં હું આપના આ વિશ્રામગૃહમાં આવી ચઢી છું. પરંતુ તેથી આપ આપની યોગ્યતા ભૂલી જઇને મ્હારી સાથે અશિષ્ટ વ્યવહાર કરશો કે?"

મેહેરનો આવો ઉત્તેજિત ભાવ જોઇ શાહજાદો સલિમ બિલ્કુલ વિચલિત થયો નહિ. તેણે પોતાના મનમાં વિચાર્યું, પંખિણી પિંજ-

રમાં સપડાઇ છે. તેના તરફ દયા દર્શાવવી કે નહિ એ પ્રકાર સર્વાંશે તેની ઇચ્છાને આધીન છે. વળી આ પ્રસંગે દયા દર્શાવવા જતાં કિંવા ક્ષમા આપતાં તેને ઘણા કષ્ટનો તથા નિરાશાનો અનુભવ થાય તેમ છે. હાથમાં આવું રૂપરત્ન આવ્યા પછી તેને સહેલાઇથી છોડી દે એવું મૂર્ખ આ જગતમાં કોણ છે ?

સુલતાન સલિમે હાસ્યમુખે કહ્યું:–" રૂપની ઉપાસના જો પાપ હોય, સર્વ પ્રકારે આત્મસમર્પણ કરવું એ જો ગુન્હો હોય–ચ્હાવાથી જો પાપ થતું હોય, પદોચિત સંમાન ભૂલીને આત્મસમર્પણ કરવાથી જો પાપ થતું હોય તો ભુવનમોહિની મેહેર! તું એમ ચોક્કસ સમજજે કે એવા પ્રકારના પાપાનુષ્ઠાનથી સુલતાન સલિમ કદાપિ વિરત થશે નહિ. મેહેરૂન્નિસા ! તું આવું અતુલનીય રૂપસૌન્દર્ય લઇ મ્હારી પાસે કેમ ઉપસ્થિત થઇ હતી ? અતુલનીય સૌન્દર્યમયી, પરમ સ્નેહમયી પત્ની, ભારતની ભવિષ્યની સમ્રાજ્ઞી જોધાબાઇના સહવાસમાં હું મ્હારા દિવસ ઘણા સુખમાં પસાર કરતો હતો. ત્હેં શા માટે આ રૂપની જ્યોતિથી મ્હને આંજી નાખી મ્હારા મનમાંથી જોધાબાઇની છબી દૂર કરી નાખી ? ' કોઇ મ્હને પેલું સુન્દર કમળ પુષ્પ નહિ લાવી આપે કે ?' એમ ત્હેં મ્હને ઉદ્દેશીને શા માટે કહ્યું હતું ? જે આસમાની કબુતર દશ હજાર સોનામહોર ખરચીને મ્હેં ઘણે દૂર આવેલા પારસ્તાનથી મંગાવ્યું હતું તથા જે કબુતર મ્હેં મ્હારા અપાર પ્રેમના ઉપહારરૂપે મ્હારી પ્રેમમયી પત્ની જોધાબાઇને આપ્યું હતું એ કબુતરને ત્હેં જાણી જોઇને શા માટે સ્વાધીનતા આપી હતી ? કહે–કહે મેહેર! ગુન્હો ત્હારો છે કે મ્હારો ?"

શાહજાદાનાં આ અદ્ભુત વાક્યોનો ઉત્તર આપી નહિ શકાવાથી મેહેર મુઝવણમાં પડી. જો શાહજાદાની જગ્યાએ બીજો કોઇ પુરુષ

હોત તો તે કદાચ તેનો તિરસ્કાર કરત અને ભય દર્શાવત, પણ હિન્દુસ્તાનના ભવિષ્યના શહેનશાહને–સમ્રાટ્ અકબરના શાહજાદાને તે કાંઇ કહી શકી નહિ.

મેહેરનું સર્વાંગ પસીનાથી ભીંજાઇ જવા લાગ્યું. ભયથી તે કંપવા લાગી. તેનું હૃદય ઘણા જોશથી ધબકવા લાગ્યું. ઓષ્ઠાધર સહજ કંપવા લાગ્યા. તેણે કરુણાજનક કંઠે કહ્યું:–" શાહજાદા! હું આપની બાંદીની પણ બાંદી છું. આપના ચિત્તને સંતુષ્ટ કરી શકે એવી મ્હારાથી પણ વિશેષ રૂપવતી રમણીઓ આપના રંગમહેલમાં અનેક છે. આપ કૃપા કરી મ્હને અહીંથી જવા દો. શાહજાદા! હું કરગરીને કહું છું કે, મ્હારો માર્ગ ન રોકો."

શાહજાદાએ હાસ્યમુખે કહ્યું:—" એમ બની શકશે નહિ. જે રૂપનું ધ્યાન ધરી હું રાત્રિ દિવસ પસાર કરું છું, જે રૂપની ચિંતાથી હું કામકાજ, વિલાસ વ્યસન, આનંદ વિનોદ વગેરે સર્વ ભૂલી ગયો છું એ રૂપનું આજે આ એકાન્ત સ્થળે હું તૃપ્તિ થતાં સુધી દર્શન કરીશ! મેહેર! ત્હારો કંઠ ઘણો મધુર છે! તું સંગીત ગાતી હતી, ત્હારા એ મોહમય સંગીતથી સર્વ વિમુગ્ધ અને સ્તબ્ધ બની ગયાં હતાં. તું શું એમ ધારે છે કે, મ્હેં એ સંગીત સુધાનું પાન કર્યું નથી? આ ઓરડામાં બેસી મ્હેં સઘળું સાંભળ્યું છે. હું ત્હારા રૂપ ગુણથી મુગ્ધ બની ગયો છું! હું ત્હારા સંગીતથી, મધુર કંઠથી અને હાવભાવથી આત્મભાન ભૂલી ગયો છું! હું એમ જ સમજું છું કે, ખુદાએ મ્હારા સુખને માટે જ તને આ દુનિયામાં મોકલી છે. મેહેર! તું મ્હારી થા."

મેહેરે જમીનપર બેસી, પોતાના બન્ને હાથ જોડી સજળનયને કહ્યું:–" શાહજાદા! હું અન્યની વાગ્દત્તા પત્ની છું એ આપ સ્મરણમાં રાખજો. સ્ત્રી ચરિત્ર ઘણું ક્ષણભંગુર છે. તેને એક વખત કલંકની રે-

ખા સ્પર્શ કરે છે એટલે પછી એ કલંક કદાપિ સાફ થતું નથી. આપ આપના નામને કલંક લાગે એવું કાર્ય ન કરો. અકબરશાહના સુયોગ્ય પુત્રે એક નિમંત્રિતા યુવતીને પોતાના એકાન્ત ઓરડામાં જોઈ તેના ઉપર કાપુરુષની માફક જુલ્મ ગુજાર્યો એવું જ્યારે લોકો બોલશે ત્યારે આપને કેટલો બધો પશ્ચાત્તાપ થશે ? હજારો રાજ્યોના વિનિમયથી પણ એ કલંક દૂર થશે નહિ. બીજા કેટલાક એવા ઉપાય છે કે તેની સહાયતાથી આપ મ્હને મેળવી શકો તેમ છો. આપ મ્હારા પિતાને મળી મ્હારી સાથે વિવાહ કરવાનો આપનો વિચાર તેમને જણાવો."

મેહેરે આવી રીતે સલિમને ઘણું સમજાવ્યો, તેને તે ઘણું કરગરી; પરંતુ સલિમના મનનો વિચાર બદલાયો નહિ. તેણે દૃઢ સ્વરે કહ્યું:–" ના–ના, મેહેર! જાનોજીગર! મ્હારા અંતરની વ્યથા હું હવે વેઠી શકતો નથી. વિશાળ સરોવરપર ઉભો રહી હું તૃષ્ણાની દારુણ જ્વાળા વેઠીશ નહિ. આવ–આવ. મેહેર! તું એક વખત મ્હારા આ જલતા જીગરને શાન્ત કર, મ્હને આલિંગન કરી મ્હારા પ્રાણની વ્યથા દૂર કર."

સલિમ ભયંકર ઉત્તેજનાને વશ થઈ મેહેરનો હાથ પકડવા ગયો! છંછેડાયલી સિંહણની માફક મેહેર તરત ઉઠી ઉભી થઇ તથા તે ઘણી ઝડપથી ઓરડાની બીજી બાજૂએ ખસી ગઇ. પછી તિરસ્કારપૂર્ણ સ્વરે તેણે કહ્યું:–" શાહજાદા! હજી પણ હું આપને શાન્ત થવાની વિનંતિ કરું છું. આપ આપની નીચતાનો ત્યાગ કરો. દિલ્લીશ્વરના પુત્રને માટે આવો વ્યવહાર સર્વથા નિન્દનીય છે. આથી આપણને બન્નેને કલંક લાગશે ! આપ મ્હારા સ્ત્રીજીવનના સર્વસ્વનો નાશ કરશો નહિ—મ્હને અગાધ જળરાશીમાં ડૂબાવી દેશો નહિ."

બરાબર આ સમયે ઓરડાના બીજા એક દ્વારમાંથી એક પ્રૌઢા

રમણી અડધું મ્હોં બુરખામાં છુપાવી વિદ્યુત્ ગતિથી અંદર આવી તથા શાહજાદા તરફ જોઇને રુષ્ટ સ્વરે તેણે કહ્યું:–" શાહજાદા ! આપના મનમાં આટલી બધી નીચતા છે કે ? દિલ્લીશ્વરના પુત્ર થઇ, અપાર શક્તિના અધિકારી થઇ એક સહાય વિનાની યુવતી ઉપર આપ આવી રીતે જુલ્મ ગુજારો છો કે ? ચાલ–ચાલ મેહેર ! આપણે હમણાં જ અત્રેથી ચાલ્યાં જઇએ છીએ. જો આ રાજ્યમાં ન્યાયનું અસ્તિત્વ હશે, આવા સબળા અનીતિપૂર્ણ અપરાધો દૂર કરવાની વ્યવસ્થા હશે તો આપણને પણ અવશ્ય ન્યાય મળશે. હું હમણાં જ આ વિષયની હકીકત બાદશાહનાં પટરાણીને કહીશ. નિમંત્રણ કરી બોલાવેલા અતિથિપર આવા પ્રકારનો અત્યાચાર થવાથી પટરાણીનું સંમાન કેટલું બધું કલંકિત થયું છે એ પણ તેમને સમજાવીશ."

આમ કહી એ રમણી મેહેરનો હાથ પકડી વિજળીના જેવી ગતિથી એ ઓરડાની બ્હાર ચાલી ગઇ. સલિમ કિંકર્ત્તવ્યવિમૂઢ બની જઈ જયાં ઉભો હતો ત્યાં જ ઉભો રહ્યો. તેનાં નેત્રોમાંથી અગ્નિકણોની વૃષ્ટિ થવા લાગી. તેના પ્રાણમાં અપમાનનો ભીષણ અગ્નિ સળગી ઉઠયો. હમ્મેશાં તે એમ જ વિચારતો હતો કે, તેની શક્તિનો પાર નથી; એ શકિતને કોઇ બાધા કરી શકે તેમ નથી; પરંતુ આજે એ સારી રીતે સમજી શક્યો કે, એક સામાન્ય રમણી પણ તેની શક્તિને બાધા કરી શકે તેમ છે.

ઉપર દર્શાવ્યા પ્રમાણે જે પ્રૌઢા રમણી પ્રલયકાણ્ડની સૂચના કરી વિદ્યુત્ વેગથી, એ ઓરડામાંથી મેહેરને સાથે લઇ બ્હાર ચાલી ગઇ તે બીજી કોઇ નહિ પણ ગિયાસબેગમ–મેહેરની જન્મદાયિની હતી.



# પ્રકરણ ૨૧ મું.

## ભયંકર સ્વપ્ન.

જે રૂપની જ્યોતિથી એ નિર્જન ઓરડો અત્યાર સુધી ઉજ્વળ જ્યોતિમય બની ગયો હતો એ જ્યોતિ એકાએક અદૃશ્ય થવાથી ઓરડો જાણે કે અંધકારમય બની ગયો. એ સુસજ્જિત ઓરડામાં અસંખ્ય દીપકો સળગતા હોવા છતાં તે જાણે કે ઘોર અંધકારમય બની ગયો હોય એવો ભાસ થવા લાગ્યો. હવે એ ઓરડામાં એકલો શાહજાદો સલિમ રહ્યો હતો. એના પ્રાણમાં દારુણ અંધકાર હતો. હૃદયમાં વિષની જ્વાળા હતી. મેહેરની આવી ધૃષ્ટતાથી, નિષ્ઠુરતાથી અને તિરસ્કારથી સલિમ મનમાં ને મનમાં ઘણા રોષે ભરાયો. તે આ વિશાળ હિન્દુસ્તાનનો ભવિષ્યનો અધીશ્વર હતો, જે ધારે તે કાર્ય કરવાને શક્તિવાન્ હતો. જેની કૃપાના કટાક્ષથી એક સામાન્ય ભિખારી અમીર અને અમીર ભિખારી થાય તેમ હતો તેની સ્હામે એક સામાન્ય યુવતીએ આવો વ્યવહાર ચલાવ્યો! સલિમ અસ્પષ્ટ સ્વરે કહેવા લાગ્યોઃ-" આટલું બધું અભિમાન શાને માટે? આવું અધિપત્ય શાને માટે? બીજું કાંઇ નહિ-રૂપ! રૂપ! મેહેર દેવદુર્લભ સૌન્દર્ય લઇ આ દુનિયામાં આવી છે. એ રૂપને લીધે જ મેહેરનું મૂલ્ય છે. અરેરે! એ ઘણે દૂર આવેલી મરૂભૂમિમાં, પ્રચંડ જ્વાળા? મુખમાં પડી એ રૂપસૌન્દર્ય બળીને ખાકસાર કેમ ન થઇ ગયું જો એમ થયું હોત તો આજે મ્હારે આવું દુઃખ, અપમાન અને તિરસ્કાર સહન કરવો પડત નહિ. જો હુ ધારું તો આ અપ-

માનનો તથા તિરસ્કારનો બરાબર બદલો લઇ શકું તેમ છું. જે ગિયાસબેગ મ્હારા પિતાની દયાદૃષ્ટિએ પડી, મ્હારા પિતાનો આઇમાદુદ્દૌલા અથવા મુખ્ય વજીર થયો છે તેને હું પિતાને કહી પાછો રસ્તે રખડતો ભિખારી કરી શકું તેમ છું; પણ તેથી મેહેરને શી શિક્ષા થશે? દરિદ્રતાના કઠિન દુઃખથી એના રૂપનો નાશ થાય તેમ નથી. મ્હને ધિક્કાર છે! મ્હારી રૂપોન્મત્તતાને ધિક્કાર છે! મેહેર! તું શા માટે મ્હારા સર્વસ્વનો નાશ કરવા આ આગ્રામાં આવી હતી?"

આવા વિચારોથી સલિમનો જ્વાળામય પ્રાણ બિલ્કુલ શાન્ત થયો નહિ. એથી તો ઉલટો એની જ્વાળામાં વધારો થયો. તેને એમ જ લાગતું હતું કે, એ દિવસે મેહેરે તેનો જેવો તિરસ્કાર કર્યો હતો એવો તિરસ્કાર પૂર્વે કદાપિ કોઇએ કર્યો નહોતો. વળી બીજી એક વિશેષ ભયાનક લજ્જાજનક વાત બની હતી. એથી મેહેરે જે અપમાન કર્યું હતું તેની ગંભીરતા વધી ગઇ હતી! ગિયાસબેગની પત્ની—મેહેરની જનની જો એ પ્રસંગે હાજર ન થઇ હોત તો સલિમનું આટલું બધું અપમાન થાત નહિ; પણ સલિમનું હૃદય કઠોર નહોતું. તેણે એ દિવસના પોતાના વ્યવહારનો વિચાર કરી જોયો એટલે તેનો જ્વાળામય જીવ સહજ શાન્ત થયો. તેણે સ્વગત વિચાર્યું:—"ખરેખર! મ્હેં ઘણું ખોટું કાર્ય કર્યું છે. જેઓ મ્હારાં માતાજીનાં નિમંત્રિત અતિથિ હતાં તેમની સાથે મ્હેં અનુચિત વર્તન ચલાવ્યું એ ઠીક કર્યું નથી. મ્હારાં સ્નેહમયી, દયામયી માતાજી મ્હને આ અપરાધની ક્ષમા આપે એ બનવા જેવું છે; પરંતુ તેથી મ્હારા જીગરની જ્વાળા શાન્ત થશે કે? વિંછીના દંશ જેવી સ્મૃતિની વેદના શાન્ત થશે કે?"

સલિમ ચિંતાતુર ચિત્તે થોડા વખત સુધી એ ઓરડામાં આમ તેમ ફરી છેવટે એક સૉફાપર બેઠો. એક હાથી દાંતના બનેલા આસ-

નપર શિરાજીનું પાત્ર હતું. સોનાના પાત્રમાં શિરાજી રેડી સલિમ ક્ષણુ માત્રમાં જ તેને પી ગયો. અરેરે! શિરાજી પીવા છતાં પણુ તેની હૃદયવિદારક વ્યથા દૂર થઇ નહિ. અભિમાની સુલતાને વિચાર્યું કે, એ ઓરડામાંની નિર્જીવ સાજસજ્જા સજીવ બની જઇ તેનો ઉપહાસ કરીને જાણે એમ કહે છે કે, 'અરેરે! કેવો તિરસ્કાર! કેવું અપમાન! તમે જ બાદશાહ પુત્ર તરીકે વૃથા ગર્વ કરો છો કે?' એ ઓરડામાંના ઉજ્વળ દીપકો વાયુથી કંપતા કંપતા જાણે એમ કહેવા લાગ્યા કે, 'કેટલી બધી શર્મની વાત! આ જ તમારા માનનું મૂલ્ય છે કે?'

સલિમે વિચાર્યું કે, નિર્જીવ જડજગત્ જાણે સજીવ બની જઇ તેનો તિરસ્કાર કરે છે. પંખી પણુ તેનું નિમક ખાઇ તેનો ઉપહાસ કરે છે! અરેરે! રૂપના મોહ! અરેરે! રમણીના રૂપ!

સલિમ જ્યારે આવી રીતે ચિંતાતુર બની ગયેલો હતો ત્યારે મૂલ્યવાન્ વસ્ત્રોથી વિભુષિતા થયેલી એક મહિમામયી રમણી તેની પાસે આવી ઉભી રહી. એ રમણીએ ઓરડામાં પ્રવેશ કરી ગંભીર સ્વરે કહ્યું:-"સલિમ!"

સલિમે આશ્ચર્ય પામી જોયું કે, તેની પાસે ભારતેશ્વરી-તેની જનની આવીને ઉભી રહી છે! સલિમે આસનપરથી ઉઠી માતા પાસે જઇ તેના હાથપર ચુંબન કરીને કહ્યું:-"કેમ, શું છે મા?"

"તું અત્રે એકલો બેસી રહીને શું વિચારે છે?"

"કાંઇ નહિ."

"માતા પાસે ત્હારે જૂઠું બોલવું જોઇએ નહિ. હું ભારતસમ્રાજ્ઞી છું એ તું ભૂલી જા. તું ભારતનો ભવિષ્યનો સમ્રાટ્ છે એ પણુ ભૂલી જા. તું એમ જ સમજ કે, હું ત્હારી દરિદ્ર માતા છું.

તથા તું આ દરિદ્ર માતાનો પુત્ર છે. રાજદરબારનો દંભ, ગર્વ વગેરે સર્વ ભૂલી જઇ તું સરળતાથી હું જે પ્રશ્ન પૂછું તેના ઉત્તર આપ."

માતાની વાતચિત કરવાની રીત જોઇને જ સલિમ સમજી શ- કયો કે, તોફાનનો આરંભ થયો છે, અગ્નિ સળગી ઉઠયો છે, આ તોફાનથી કલ્પના પણ ન કરી શકાય એવું પ્રલયકાણ્ડ થવાનો સંભવ છે.

સલિમે રુંધાઇ ગયેલા કંઠે તથા કંપતા સ્વરે કહ્યું:-"માતાજી! તમે કાંઈ કહો તે પૂર્વે જ હું તમારા અંતરની વાત સમજી શકયો છું. જીવનમાં આજના જેવો ગુન્હો પૂર્વે કદાપિ મ્હેં કર્યો નહોતો. માતાજી! ઉદારતાથી મ્હને ક્ષમા આપો."

જોધબાઇએ કઠોર સ્વરે કહ્યું:-"વત્સ! તું રાજકુળમાં જન્મ્યો છે. તું ભારતસમ્રાટ્ અકબરશાહનો પુત્ર છે. મ્હારા જેવી રાજપૂત રાજકન્યાને પેટે તું જન્મ્યો છે; આમ છતાં તું આટલી બધી નીચતા કયાંથી શિખ્યો ?"

આવા હૃદયભેદક તિરસ્કારથી સલિમે ઘણું કષ્ટ અનુભવ્યું. તેણે સહજ રોષસૂચક સ્વરે કહ્યું:-"માતાજી! મ્હેં કાંઇ એવો કોઇ મહા ભયંકર ગુન્હો કર્યો નથી કે જેથી ભારતેશ્વરનું મ્હોં નીચું થાય. વળી મોગલ રંગમહેલમાં આવા પ્રકારનો બનાવ કાંઇ નવીન નથી."

અંતરની ભીષણ ઉત્તેજનાને લીધે આ શબ્દો એકાએક સલિમના મુખમાંથી બ્હાર નીકળી પડયા. જોધબાઇનો રોષ આ શબ્દો સાંભળ- વામાં આવતાં વધી ગયો. પુત્રના પહેલા ગુન્હા માટે તે કદાચ તેને સહેલાઇથી માફી આપી શકત પરંતુ સલિમના છેવટના શબ્દોથી તેનો ગુન્હો વિશેષ ગંભીર બની ગયો. જોધબાઇએ કહ્યું:-"સલિમ! સમ્રાટ્ તથા સમ્રાટના પુત્ર વચ્ચે ઘણો તફાવત રહેલો છે. હેં પોતે

જે ગંભીર ગુન્હો કર્યો છે એ સંબંધી તું શું કહેવા માગે છે?"

સલિમે નમ્ર બની જઇને કહ્યું:-"મા! પ્રવૃત્તિ પ્રમાણે મનુષ્ય ચાલે છે. મનુષ્યમાં સારી તથા ખોટી પ્રવૃત્તિનો સમાવેશ થયેલો હોય છે. હું પણ મનુષ્ય છું. મ્હારો શો ગુન્હો છે?"

"ઇશ્વરે મનુષ્યમાં વિવેક મૂકેલો છે. મનુષ્ય કાંઇ જડબુદ્ધિનું પશુ નથી."

"માતાજી, રાજમહેલમાં જન્મ થતાં, ઘણા વિલાસ વ્યસનને લીધે વિવેકની શક્તિ શિથિલ થઇ જાય છે."

"એમ છતાં ગુન્હાની સજા છે-ઇન્સાફ છે."

"બીજાં સર્વ મનુષ્યોની માફક હું પણ શહેનશાહની પ્રજા છું! તેઓ ઇન્સાફ કરી મ્હારા ગુન્હાની મ્હને જે સજા કરશે તેને હું મસ્તક ઝુકાવી સ્વીકારીશ."

"ત્હારા આ શબ્દો સાંભળી હું સંતુષ્ટ થાઉં છું; પરંતુ ત્હારો અપરાધ શો છે એ તું સમજી શકયો છે કે? એ ગુન્હાની ગંભીરતાની કલ્પના તું કરી શકયો છે કે?"

"એવો મ્હોટો મ્હેં શો ગુન્હો કર્યો છે, મા?"

"ગિયાસબેગમ અને તેમની પુત્રી મ્હારું નિમંત્રણ સ્વીકારી અતિથિ તરીકે અત્રે આવ્યાં હતાં એ વાત તું જાણતો નહોતો કે? જો બીજા કોઇએ કદાચ તેમના ઉપર આવો જુલ્મ કર્યો હોત તો તેને ઘણી કઠોર સજા કરવામાં આવત; પરંતુ તું મ્હારો પુત્ર હોવાથી તને વિચાર કરીને જ શિક્ષા કરવામાં આવશે."

"માતાના સ્નેહને લીધે રાજ્યના ન્યાયને કદાપિ શિથિલ કરવો ઉચિત નથી. માતાજી, મ્હને જે કઠોર સજા કરવામાં આવશે તે હું મસ્તક નમાવી ભોગવીશ."

" ત્હારાથી એવી સજા ભોગવી શકાશે?"

" હા. માતાની આજ્ઞાનું ઉલ્લંઘન હું કદાપિ કરતો નથી."

" ત્યારે હું એવી આજ્ઞા કરું છું કે, મેહેરને આ જીવનમાં તું હવે કદાપિ જોઇ શકીશ નહિ."

" આપની આજ્ઞા હું શિરપર ચઢાવું છું."

" મ્હેં ત્હારે લીધે જ ગિયાસબેગની કન્યાને દિલ્લી મોકલવાનો બંદોબસ્ત કર્યો છે."

" આપે જે કાંઇ કર્યું છે તે સારું જ કર્યું છે."

" હું તને બીજી એક વાત કહેવા માગું છું."

" બેલાશક કહો."

" ત્હારે મેહેરના વિચારોનો સુદ્ધાં ત્યાગ કરવો પડશે."

" માતાજી, હું ખોટી પ્રતિજ્ઞા કરી શકીશ નહિ. તમારી પાસે હું જૂઠું બોલી શકીશ નહિ. જો શહેનશાહના શબ્દોની કાંઇ કિમ્મત હોય તો તેમના પુત્રના શબ્દોની પણ કાંઇ કિમ્મત હોવી જ જોઇએ. માતાજી, હું મેહેરના વિચારોનો ત્યાગ કરી શકીશ નહિ."

આ વાક્યો સાંભળી સલિમની માતા જોધબાઇ ઘણી ઉદ્વિગ્ન બની ગઇ. તે સારી રીતે સમજી શકી કે, સલિમના હૃદયમાં ભુવન-મોહિની મેહેરની ઉજ્વળ છબી અંકિત થઇ ગયેલી છે. જોધબાઇએ કહ્યું:—" સલિમ ! મ્હેં ગિયાસબેગમની સાથે ગુપ્ત વાતચિત કરીને જ મેહેરને દિલ્લી મોકલી દેવાની વ્યવસ્થા કરી છે. ત્હારા ગુન્હાની વાત હજી સૂધી ગિયાસબેગમ, મેહેરુન્નિસા તથા મ્હારા સિવાય બીજું કોઇ જાણતું નથી; પરંતુ જો તું મેહેરના વિચારોનો ત્યાગ નહિ કરે તો મ્હારે ત્હારા પિતાની સહાયતા લેવી પડશે. એને પરિણામે કદાચ ગિયાસબેગને આગ્રાની વજીરી છોડી પુનઃ પોતાની

મરૂભૂમિ ઇરાનમાં પાછા ચાલ્યા જવું પડશે. હજી પણ તું સાવધાન થા. સ્થિરતાથી તું સઘળો વિચાર કરી જો. "

આમ કહી સમ્રાજ્ઞી જોધબાઇ ઉદ્વેગપૂર્ણ હૃદયે એ ઓરડાનો ત્યાગ કરી ચાલી ગઇ.

શબ્દ જતો રહ્યો—સુર જતો રહ્યો—રહ્યો કેવળ ઝંકાર ! દેહ જતો રહ્યો, રૂપ જતું રહ્યું—રહી કેવળ છાયા. મેઘ ગયો, વૃષ્ટિ ગઈ, વજ્રાઘાત ગયો—રહી કેવળ વૃષ્ટિધારા. સમ્રાજ્ઞી જોધબાઇ ચાલી ગઇ, તેની તીવ્ર તિરસ્કારવાણી વાયુમાં ભળી ગઇ, રહી કેવળ જ્વાળામય સ્મૃતિ !

અકબરશાહનો પુત્ર—શાહજાદો સલિમ સ્મૃતિની વેદનાથી ઘણો અધીર બની ગયો. મેહેરના તિરસ્કારની સ્મૃતિથી ભાગ્યચક્રની અંધકારમય સ્મૃતિથી તે અતિશય અધીર બની ગયો. અંતરની વ્યથા વેઠી નહિ શકાવાથી તેણે પાછો પુષ્કળ શિરાજી પીધો. થોડા વખત સુધી એ ઓરડામાં આંટા મારી તે ઘણો ક્લાન્ત બની ગયો. શ્રમ દૂર કરવા માટે તેણે એક મખમલથી મઢી લીધેલા સુકોમળ આસનનો આશ્રય લીધો. ઉદ્વેગ અને ઉત્તેજનાથી અવસાદ તથા અવસાદને પરિણામે તંદ્રા આવી. તંદ્રાના માયારાજ્યમાં તે વિચિત્ર સ્વપ્નનું દર્શન કરવા લાગ્યો !

સલિમે સ્વપ્નમાં જોયું કે, તે એક અપૂર્વ સ્થળે ઉપસ્થિત થયો છે. એ સ્થળે કેવળ ઉજ્વળ ચંદ્રનો પ્રકાશ ફેલાઇ રહેલો છે. એ સ્થળના આસમાની આકાશમાં મેઘનું ચિહ્નન સુદ્ધાં નથી. એ અસીમ આકાશમાં એક પણ તારો નથી. એ અત્યંત ઉજ્વળ આકાશની નીચે એક મ્હોટું દુર્વાક્ષેત્ર આવેલું છે. એ દુર્વાક્ષેત્ર ઉપર કોઇએ જાણે કે, ભિન્ન ભિન્ન પ્રકારનાં પુષ્પો વેરેલાં છે. એ દુર્વા·

ક્ષેત્રમાં મલય જાણે કે ઘણી કોમળતાથી વિહરે છે તથા તે પુષ્પોની સુગંધ ચોરી લઇ ચારે તરફ સુગંધનો ફેલાવો કરે છે.

એ સુગંધિત દુર્વાક્ષેત્રમાં સલિમ જાણે કે એકલો એક આરસ પત્થરના પુષ્પમાળાઓથી સુશોભિત બની ગયેલા આસન પાસે ઉભો રહ્યો છે. સલિમ વિમુગ્ધ ચિત્તથી એ આસનપર બેઠો. એવામાં એકાએક કોઇ સ્થળેથી તીવ્ર બંસીનો અવાજ થયેલો સંભળાયો. કોણે ક્યાંથી એ એકાન્ત સ્થળે બંસીનો અવાજ કર્યો એ સલિમ સમજી શકયો નહિ. તે ઉપરોક્ત આસનપર બેસી રહી ઉત્સુકતાપૂર્ણ દૃષ્ટિથી ચો-તરફ જોવા લાગ્યો. તેણે જોયું કે, એ સ્થાને કોઇ જનમાનવ નથી; એ સ્થાન અત્યંત શાન્તિમય તેમજ નેત્રરંજક છે.

એકાએક જાણે કે માયાબળથી એ આસમાની આકાશમાં વિહરતા ઉજ્વળ ચંદ્રદેવ અદૃશ્ય થઇ ગયા. ચંદ્રદેવનો મધુરતાપૂર્ણ પ્રકાશ દૂર થઇ ગયો અને પ્રલયના ભીષણ અંધકારનો એ સ્થળે ફેલાવો થઇ ગયો. વળી એ પુષ્પોની સુવાસથી સુવાસિત બની ગયેલા દુર્વાક્ષેત્રમાં નરકની વિકટ દુર્ગંધનો ફેલાવો થયો. તે ઉપરાંત સલિમ જે આરસ પત્થરના આસનપર બેઠો હતો એ આસન જાણે કે ધીમે ધીમે જમીનને ભેદી નીચે ઉતરવા લાગ્યું તથા છેવટે એક સ્થળે એ આસન સ્થિર થઇ ગયું એ સ્થળે સહજ પણ પ્રકાશ નહોતો. એ સ્થળ દુઃખદાયક ભયંકર અંધકારથી પરિપૂર્ણ હતું. એવામાં એકાએક અગ્નિકુંડની પ્રચંડ શિખાઓના જેવો અસંખ્ય લાલ રંગનો ઉજ્વળ પ્રકાશ એ સ્થળે સળગવાથી અંધકાર દૂર થયો. દાવાનળથી સળગી જતી વનભૂમિની માફક એ સ્થળે લાલ રંગનો દેખાવ ધારણ કર્યો.

સલિમ એ જ્વાળામય પ્રકાશથી ઘણું દુઃખ પામવા લાગ્યો. આટલો બધો તીવ્ર લાલ પ્રકાશ જીવનમાં પૂર્વે તેણે કદાપિ જોયો નહોતો.

એ તીવ પ્રકાશની પ્રખર શક્તિથી અધીર બની જઇ તેણે પોતાના બન્ને હાથ નેત્રોપર ઢાંકી દીધા. પછી મ્હોટા અવાજે બૂમ મારી તે બોલી ઉઠયો:–" આટલામાં કોઇ છે કે ? જે હોય તે દયા કરી એક વખત મ્હારી પાસે આવો અને મ્હારું રક્ષણ કરો. આ તીવ્ર પ્રકાશથી મ્હારાં નેત્રોની દર્શનશક્તિ દૂર થઇ જાય છે."

એકાએક કોઇએ જાણે કે મૃદુભાવથી પાછળથી આવીને તેનો હાથ પકડીને કહ્યું:–" શાહજાદા ! આવા સામાન્ય પ્રકાશથી આપ આટલા બધા અધીર કેમ બની જાઓ છો ? "

આ ભીષણ અંધકારમાં કોણ પોતાને ઓળખી શક્યું એ શાહજાદાથી સમજાયું નહિ. એ કંઠસ્વર શાહજાદાથી ઓળખીતો હોવા છતાં એકાએક એ સ્વર કોનો છે તે એ સમજી શકયો નહિ. સલિમે ઉદ્વેગમય ચિત્તે વ્યાકુળ સ્વરે કહ્યું:–" તમે ! તમે કોણ છો ? તમારો અવાજ ઓળખીતો હોય એમ મ્હને લાગે છે ! "

" શાહજાદા ! એક વખત બરાબર વિચાર કરી જુઓ એટલે આપ મ્હને ઓળખી શકશો. એક વખત મ્હારા તરફ નજર કરો એટલે આપનો સઘળો ભ્રમ દૂર થઇ જશે. "

" આ તીવ્ર લાલ પ્રકાશની જ્વાળા ઘણી વધારે છે. એ જ્વાળાને લીધે જ બન્ને હાથથી મ્હારે મ્હારી આંખો દબાવી દેવી પડી છે. તમે જો કદાચ ઝાકળની શીતળતા હો, ચંદ્રની સ્નિગ્ધ જ્યોતિ હો તો એક વખત મ્હારી પાસે આવો. "

" આપ કહો છો એમજ હું છું. એકે વખત આંખો ઉઘાડીને જુઓ તો ખરા કે હું કોણ છું ? "

આશ્ચર્ય પામી શાહજાદાએ એકે વખત પોતાની આંખો ઉઘાડી. જે કંઠસ્વર પોતાનો ઓળખીતો હોય એમ તેણે ધાર્યું હતું એ સ્વર

તેના ઘણા ઓળખીતા જીવનો હતો. આ વખતે શાહજાદાએ જેનું દર્શન કર્યું તે અન્ય કોઇ નહિ પણ ભુવનમોહિની મેહેરૂન્નિસા હતી. સલિમે કંપતા કંઠે કહ્યું:-"તું ! તું અહીં શા માટે આવી ? તું તો થોડા વખત ઉપર મ્હારા આ દુઃખી હૃદયને વિશેષ દુઃખી કરીને ચાલી ગઇ હતી ! ઘૃણાથી, તિરસ્કારથી, દંભથી અને રૂપના ગર્વથી તું મ્હારી એક સામાન્ય પ્રાર્થનાનો અસ્વીકાર કરી ચાલી ગઇ હતી ! એમ છતાં પુનઃ તું શા માટે મ્હારી પાસે આવી છે, મેહેરૂન્નિસા ? હજી તું મ્હને વિશેષ દુઃખી કરવાને ઇચ્છે છે કે ? "

સ્વપ્નમાં ઉપસ્થિત થયેલી એ મેહેરે કહ્યું:-" આ લાલ રંગના પ્રકાશ કિંવા જ્યોતિનો અર્થ તમે સમજી શકયા છો કે ? એ લોહીની ધારા છે ! જો આવી લોહીની ધારાથી ભીંજાઇ શકો તેમ હો, જો પોતાના હૃદયનું લોહી રેડીને પ્રેમનો ઉચ્ચ આદર્શ દર્શાવી શકો તેમ હો તો જ તમે મ્હને મેળવી શકશો–નહિ તો નહિ ! "

" લોહી રેડીને રૂપની ઉપાસના કરું ? પ્રાણનું બળિદાન આપી રૂપની સાધના કરું ? કરીશ—હું એમ પણ કરીશ. ત્હારા જેવી બીજી કોઈ સુન્દરી મ્હારી નજરે પડી નથી અને મ્હારા જેવો શર્મ વગરનો રૂપોન્મત્ત પુરુષ પણ આ દુનિયામાં બીજો કોઇ ભાગ્યે જ હશે. જો હૃદયનું લોહી મળવાથી તારો આ પ્રેમયજ્ઞ પૂર્ણ થાય તેમ હોય તો હું મ્હારા હૃદયનું લોહી રેડવા આ પળે જ તૈયાર છું. આપ—તું મ્હને હથિયાર આપ. "

એ સ્વપ્નમાં ઉપસ્થિત થયેલી મેહેરે તરત જ તીક્ષ્ણ ધારવાળી એક ઉજ્વળ કટાર બ્હાર કાઢી શાહજાદાના હાથમાં આપી. એ સ્થળ હજી પણ પેલા લાલરંગના પ્રખર પ્રકાશથી પરિપૂર્ણ હતું. એ તીવ્ર ઉજ્વળ લાલરંગના પ્રકાશમાં તેજસ્વી કટારની ધાર ચમકી ઉઠી.

શાહજાદો હાથમાં એ કટાર લઈ પોતાનું હૃદય ભેદી શક્યો નહિ. કટાર હાથમાંથી દૂર ફેંકી દઈ તેણે કહ્યું:–" ના—ના, આ જીવનમાં હજી ઘણી આકાંક્ષા છે. મ્હારા ગૃહમાં સ્વર્ગસુખ છે. મ્હારે સ્નેહમયી પત્ની જોધાબાઈ છે. હું સ્વર્ગનો ત્યાગ કરી નરકમાં શા માટે મરું ? તું રાક્ષસી, શયતાની, પિશાચિની છે ! ત્હારા પ્રાણમાં સહજ પણ મમતા નથી. જે દયાના મહત્વથી નારીનું હૃદય હમ્મેશાં ઉજ્વળ રહે છે એ દયાનો ત્હારા હૃદયમાં સહજ પણ અંશ નથી. દયા–મહત્વની દાસી છે. જે પ્રાણમાં મહત્વ નથી એ પ્રાણ મ્હને જોઈતો નથી ! ખરેખર, હું તને મ્હારા ખરા જીગરથી ચ્હાતો હતો. મ્હેં ત્હારા ચરણોમાં આત્મસમર્પણ કર્યું હતું. મ્હેં એમ વિચાર્યું હતું કે, ત્હારી પ્રાપ્તિ થતાં મ્હારા જીવનની એક દુર્લભ આકાંક્ષા પૂર્ણ થશે. હવે હું બરાબર જોઇ તથા સમજી શકું છું કે એ મ્હારી ભૂલ હતી ! હું ત્હારી આશાનો ત્યાગ કરું છું. મેહેર ! અહીંના આ ધુમાડાની વિકટ દુર્ગંધથી મ્હારું ગળું રુંધાઈ જાય છે. હું ત્હારા ચરણો પકડી દીનતાથી તને પ્રાર્થના કરુ છું કે, તું મ્હને આ જ્વાળામય નરકમાંથી બ્હાર નીકળવાનો રસ્તો બતાવ. "

એ ભુવનમોહિની મેહેરે આ વચનો સાંભળી પિશાચિનીના જેવું વિકટ હાસ્ય કરીને કહ્યું:–" શાહજાદા ! તમે ક્યાં જશો ? હિન્દુસ્તાનના ભાવી શહેનશાહ ! તમે ક્યાં જશો ? મ્હારા આ ચરણો નીચે તમારે ગુલામી કરવી પડશે. તમે મ્હારા પવિત્ર જીવનનાં સુખ, શાન્તિ, આનન્દ આશા વગેરે સર્વનો વિનાશ કર્યો છે. એક દેવતાને હું મ્હારા મન, વચન અને કર્મથી ચ્હાતી હતી. તેમના ચરણોમાં મ્હેં મ્હારો આત્મા અર્પણ કર્યો હતો. આ દુખમય સંસારમાં મ્હેં ખરા સુખનો સ્વાદ મેળવ્યો હતો. ભવિષ્યના સુખસ્વપ્નમાં

વિભોર બની જઈ મ્હેં રમણી જીવનની ઇચ્છા પૂર્ણ કરવાની આશા રાખી હતી; પરંતુ તમે મ્હારી નજર આગળ તમારું ઉજ્જ્વળ રૂપ લઇ આવીને મ્હારા એ સુખ, આશા, આનન્દ અને ઉજ્જ્વળ ભવિષ્યનો નાશ કર્યો છે. મ્હારા એ ઇચ્છિત દેવતા અંતઃકરણપૂર્વક મ્હને ચ્હાતા હતા; પરંતુ એ દરિદ્ર ભિખારી છે અને તમે અતુલ ધનેશ્વર–રાજરાજેશ્વર છો! તેમણે પોતાનો સરળ પ્રાણ માગવામાં આવતાં અતિ વિશ્વાસથી મ્હારા હાથમાં અર્પણ કર્યો હતો; પરંતુ તમે તો ગંભીર વિશ્વાસથી તમારો પ્રાણ મ્હારા હાથમાં અર્પણ કરી શકયા નથી. કેવળ હીરા મોતીની ઉજ્જ્વળતાથી મોહિત કરી તમે મ્હને ભૂલાવવા આવ્યા છો! શા માટે આવી રીતે તમે મ્હારા સર્વસ્વનો નાશ કર્યો. તમારે લીધે હું સઘળું ગૂમાવી બેઠી છું. તમે કાપુરુષ તથા પ્રવૃત્તિના ગુલામ છો તેથી જ પવિત્ર પ્રેમને માટે આત્મત્યાગ કરી શકયા નથી. આ લોકને જ સર્વસ્વ સમજીને તમે પરલોકના વિષયનો બિલકુલ વિચાર કર્યો નથી. હું તમને કોઇ પણ રીતે ક્ષમા આપી શકું તેમ નથી. સુખ ભોગવવા માટે જ ઇશ્વરે રમણીને ઉત્પન્ન કરી છે. રમણી જીવનનું સુખ હું મેળવી શકી હતી; પરંતુ તમે જ નિષ્ઠુરતાથી મ્હારા સર્વસ્વનો નાશ કર્યો છે. તમારા આ અપરાધની તમને ક્ષમા મળી શકે તેમ નથી. હું વૈર ઇચ્છું છું—હું આત્મબળિદાન ઇચ્છું છું—હું તમારા હૃદયનું લોહી રેડવાને ઇચ્છું છું. હું મ્હારે હાથે આ કટારની મદદથી તમારા હૃદયનું ગરમ લોહી રેડીશ.”

આટલું બોલ્યા પછી મેહેરનાં નેત્રો જાણે કે ધક ધક કરતાં સળગી ઉઠયાં. તેણે ભીષણ ભ્રકુટી ચઢાવી, ઉન્માદિનીની માફક સલિમના હાથમાંની કટાર બળપૂર્વક પોતાના હાથમાં લીધી તથા એ કટારથી તે સલિમનું હૃદય વીંધી નાખવા તૈયાર થઇ.

કુસુમ સમાન કોમળ રમણીની આવી નિષ્ઠુરતા જોઈ શાહ- જાદો ભયભીત બની મ્હોટેથી બોલી ઉઠ્યો:—" આટલામાં કોઇ હોય તો કૃપા કરી આ પિશાચિનીના પંઝામાંથી મ્હારું રક્ષણ કરો."

આ સમયે સલિમના સુન્દર દેહને ધીમેથી કોઇએ હલાવીને કહ્યું:—" ભય શો છે? શાહજાદા! સ્વપ્ન જોઇને તમે ભય પામ્યા છો કે? પ્રાણાધિક! કહો જોઇએ કે કેવું ભયંકર સ્વપ્ન જોઇને તમે આટલા બધા ઉત્તેજિત બની ગયા છો?"

સલિમની નિદ્રાનો ભંગ થયો. ભીષણ સ્વપ્નની ભયંકરતાનો નાશ થયો. આંખો ઉઘાડી જોતાં તે પેલું સ્વપ્નનું દુર્વાક્ષેત્ર, પ્રખર લાલ રંગનો પ્રકાશ કિંવા મેહેરુન્નિસા વગેરેમાંથી કાંઈ જોઇ શક્યો નહિ. આ વખતે તે પોતાના રત્નજડિત શયનગૃહમાં એક સુકોમળ મખમલના બહુમૂલ્ય આસનપર સૂતેલો હોઈ તેની પાસે તેની પ્રાણા- ધિકા પ્રેયસી જોધાબાઇ બેઠેલી હતી! સલિમે ઉત્સાહથી આશાપૂર્ણ સ્વરે કહ્યું:–" તું? જોધાબાઇ કે? હૃદયેશ્વરિ! તું મ્હારી પાસે હોવા છતાં મ્હને આટલું બધું દુઃખ કેમ ભોગવવું પડ્યું?"

જોધાબાઇએ પોતાના કપાળપર હાથ ઠોકીને કહ્યું:–" કેમ ભોગવવું પડ્યું તેનો ઉત્તર હું કેવી રીતે આપી શકું? એ સઘળું મ્હારું કર્મફળ છે! હું અત્યાર સુધી અહીં નહોતી. તમારી બૂમ સાંભળવામાં આવતાં હું અત્રે ચાલી આવી છું."

આમ કહી જોધાબાઇએ પતિના મસ્તકપર હાથ ફેરવતાં ફેર- વતાં સ્નેહમય સ્વરે કહ્યું:–" સ્વામિન્! તમે કેવું સ્વપ્ન જોયું હતું? એવો તે શો ભયંકર દેખાવ જોવામાં આવ્યો હતો કે, જેથી તમે બૂમ પાડી ઉઠ્યા?"

આ વખતે સલિમના હૃદયમાં સ્વપ્નની સઘળી યાદ તાજી થઇ.

કેવો ભયંકર દેખાવ! કેવી હૃદયભેદક સ્મૃતિ! સલિમ મનમાં ને મનમાં કંપી ઉઠયો. તેનું મ્હોં સુકાઈ ગયું, નેત્રો ચંચળ બની ગયાં તથા દૃષ્ટિ ઉદાસ થઇ ગઇ. તેનું હૃદય જોરથી ધબકવા લાગ્યું, કંઠ સુકાઈ ગયો તથા પ્રાણ ઘણું કષ્ટ અનુભવવા લાગ્યો.

જોધાબાઇ પતિની આ સ્થિતિ સમજી ગઈ. ઝડપથી ઉઠી સુવાસિત શીતળ શરબત લઈ આવી તેણે પતિના હાથમાં આપ્યું. પછી પોતાના હાથમાં પંખો લઇ તે તેને ધીમેથી વાયુ ઢોળવા લાગી.

સલિમે શરબત પી જઇ શાન્ત ભાવ ધારણ કરીને કહ્યું:–"હા...શ! હવે શાન્તિ થઇ! મ્હારો જીવ જાણે કે બળી જતો હતો. જોધાબાઇ! જીવિતેશ્વરિ! એ પિશાચિની છે, રાક્ષસી છે. તું મ્હારી શાન્તિમયી દેવી છે! તું થોડા વખત માટે પણ મ્હારો ત્યાગ કરી જઇશ નહિ, પ્રાણાધિકે!"

સલિમના શબ્દોનો અર્થ સમજી નહિ શકાવાથી જોધાબાઇએ ગંભીર ભાવથી પૂછ્યું:–"સ્વામિન્! તમે કોની વાત કરો છો? તમે કોને રાક્ષસી કહો છો?"

"હું મેહેરને રાક્ષસી કહું છું!"

"એકાએક એ રાક્ષસી કેમ થઇ?"

"એ નિષ્ઠુર નારી કટાર લઇ સ્વપ્નમાં મ્હારું ખુન કરવા તૈયાર થઈ હતી."

"સ્વપ્ન કદાપિ સાચું નિવડે છે કે? અમારાં હિન્દુ શાસ્ત્ર કહે છે કે, જેવું સ્વપ્ન જોવામાં આવે છે તેનાથી વિરુદ્ધ ફળ નિપજે છે. ઇશ્વર તમારું સદૈવ રક્ષણ કરો. તમે રાજરાજેશ્વરના પુત્ર છો. તમારું ખૂન કરવાની શક્તિ કોનામાં છે? તમે સ્વપ્નની ચિંતાનો ત્યાગ કરો. આ પ્રવૃત્તિનો ત્યાગ કરો. જાણી જોઇને તમે

દુઃખને વધારશો નહિ. સ્વામિન્! તમે મ્હારા હૃદયના ઉજ્વાળ રત્ન છો! તમે મ્હારા પ્રાણના પણ પ્રાણ છો! તમે મ્હારા જીવનાધાર છો. તમે મ્હારી પાસે રહો–તમને બિલકુલ દુઃખ થશે નહિ. ”

સલિમે જોધાબાઇને દૃઢ આલિંગન કરી ગુન્હેગારની માફક નમ્રતાથી કહ્યું:–" જીવનાધિકે! દેવિ! તું ત્હારું મહત્વ મ્હને સમજવા દે. તું મ્હારા પ્રાણમાં શક્તિ લાવ કે જેથી હું મેહેરને હમ્મેશાંને માટે ભૂલી જાઉં. ”

## પ્રકરણ ૨૨ મું.

### પ્રેમિક પ્રેમિકાનું મિલન.

ઘણા દિવસથી આપણે અલીકુલીખાન અથવા શેર અફ્ઘાનના સમાચાર લીધા નથી. અત્યાર પૂર્વે બાદશાહની આજ્ઞાથી વીરવર શેર અફ્ઘાન માળવામાં ઉપસ્થિત થયેલો બળવો શમાવવા ગયેલો હતો. એ કાર્ય બજાવી હમણાં તે પાછો આગ્રામાં ચાલ્યો આવ્યો છે.

તે દિવસે ‘ તિજિયા ’ ઉત્સવમાં જે ભયંકર બનાવ બન્યો હતો એ સંબંધીની કાંઇ હકીકત ગિયાસબેગમે પતિને કહી નહોતી. વળી એ વાત કદાચ પિતાને કાને જાય અથવા તો કોઇ પણ રીતે તે અલીકુલીના જાણવામાં આવે તો ઘણો અનર્થ થાય એવા ભયથી મેહેર પણ ઘણી સંકુચિત અને ભયભીત બની ગઇ હતી; પરંતુ પ્રથમથી જ તેની માતાએ રસ્તામાંથી તેને સાવધાન કરતાં એમ

કહ્યું કે, "મેહેર! આજે શાહજાદાએ ત્હારી સાથે જે અયોગ્ય વર્તન ચલાવ્યું છે તે તું ભૂલી જા. એ સંબંધી હું પટરાણીને અરજી કરી આવી છું. ત્હારું ભાગ્ય હમણાં ઘણી સમસ્યામાં છે! હું આ વાત ત્હારા પિતાને કહીશ નહિ. તેમનો સ્વભાવ એવો છે કે, જો તેઓ આ વાત સાંભળે તો સર્વસ્વનો નાશ થયા સિવાય રહે નહિ. બાદશાહનો પ્રતાપ પારાવાર છે. બાદશાહના પુત્રનું પણ તેમ જ છે. આપણા જેવાં સામાન્ય માણસો શાહજાદાને શું કરી શકે તેમ છે? વળી બ્હેન! એટલું તું અવશ્ય યાદ રાખજે કે જો કોઈ પણ રીતે આ વાત અલીકુલીના જાણવામાં આવશે તો ભયંકર સર્વનાશ થશે."

પાલખીમાં માતાનો આવો ઉપદેશ મળવાથી મેહેરનું વ્યાકુળ તથા ચિંતાતુર ચિત્ત ઘણા અંશે શાન્ત થયું. તેના હૃદયપરનો ભાર જાણે કે ઘણો હલકો થઇ ગયો.

અલીકુલીએ માળવાના બંડને શમાવી આગ્રામાં આવી પહોંચી સર્વથી પ્રથમ બાદશાહ સાથે મુલાકાત કરી. અકબરશાહે પ્રસન્નમુખે કહ્યું:—"અલીકુલી, ખુદાની કૃપાથી તમારાં શૌર્યવીર્યના સંમાનનું રક્ષણ થયું છે તેથી હું તમારા ઉપર ઘણો સંતુષ્ટ થયો છું. શેર! આ ગૌરવમય વિજયના પુરષ્કાર તરીકે હું તમને સારી જાગીર અને નવી મન્સબ અર્પણ કરીશ."

શેર અફ્ગાને નીચા નમી બાદશાહના વસ્ત્રના છેડાને ચુંબન કર્યા પછી નમ્ર ભાવે અને ધીર સ્વરે કહ્યું:—"દીન દુનિયાના માલિક! ગરીબ પરવર! આ સામાન્ય વિદ્રોહમાં વિજય મળ્યો છે એમાં હું તો નિમિત્ત માત્ર છું. શહેનશાહના પ્રબળ પ્રતાપી મોગલ સૈન્યને જ એ વિજય મેળવવાનું સંપૂર્ણ માન ઘટે છે. વળી દુઃખનો વિષય એ છે કે, રાજવિદ્રોહીને હું જીવતો કેદ કરીને લાવી શક્યો નથી."

અકબરશાહે પ્રસન્નતાથી કહ્યું:—"તમારી આવી નમ્રતાથી હું ઘણો ખુશી થાઉં છું. પ્રતિનિધિને મુખે હું એવા સમાચાર જાણી શક્યો છું કે, એ નરાધમ રાજવિદ્રોહીએ ભીરુ પુરુષની માફક આત્મહત્યા કરી છે. ઠીક, હમણાં એ વાત જવા દો. તમે ઘણા થાકી પાકી ગયેલા છે તેથી જઇને વિશ્રામ લ્યો."

આમ કહી દિલ્લીશ્વરે પોતાના હાથમાંની એક બહુમૂલ્ય મુદ્રિકા બ્હાર કાઢી તે શેર અફઘાનના હાથમાં પહેરાવી દીધી.

બાદશાહ પાસેથી વિદાય લઇ શેર અફઘાન પોતાને ઘેર ગયો. સ્નાન, તથા આહાર કર્યા પછી વિશ્રામ લઇને તે સ્વસ્થ થયો. યુદ્ધશ્રમ અને પ્રવાસશ્રમ દૂર થતાં તેના મનમાં આત્મસુખના વિચારો ઉપજવા લાગ્યા. એ સામાન્ય વિદ્રોહ કે જે ધીમે ધીમે સમગ્ર માળવામાં અગ્નિશિખાની માફક ફેલાઈને મહાન્ સર્વનાશ ઉપસ્થિત કરત તેને શમાવીને અલીકુલીએ પોતાના વીરત્વગૌરવનું અને બાદશાહના સંમાનનું રક્ષણ કર્યું હતું અને તેથી જ સ્વાભાવિક રીતે તે ઘણો આનન્દિત થયો હતો.

સૂર્ય ભગવાન્ અસ્તાચળમાં ઉતરી પડતા હતા આસમાની આકાશની પશ્ચિમ દિશાની શ્વેત મેઘમાળા સૂર્યદેવનાં રક્તમય કિરણોથી સમાચ્છન્ન થઈ ગઇ હતી. પક્ષીઓ આખો દિવસ રખડી રઝળી થાકી જઇ પોતાના આવાસસ્થાન તરફ જતાં હતાં. તેમના કંઠમાંથી નીકળતા સંધ્યાસંગીતથી સર્વ દિશાઓ પ્રતિધ્વનિમય બની ગઈ હતી.

શેર અફઘાન દૌલતગંજ મહોલ્લાના જે મકાનમાં રહેતો હતો એ મકાન યમુના નદીના તીરપર આવેલું હતું. નદીના તીર તરફ એક અગાશી આવેલી હતી. પ્રભાતકાળે અને સંધ્યા સમયે પ્રકૃતિની શોભાના દર્શનથી ચિત્તને શાન્ત કરવા માટે શેર અફઘાન એ અગાશીમાં બેસી

લીલામયી યમુનાના તરંગ અને સંધ્યાના આકાશની વિચિત્ર શોભા જોતો હતો.

કલકલ અવાજ કરતી યમુના ત્વરિતગતિથી પ્રયાગસંગમ તરફ દોડી જતી હતી. એના પ્રવાહમાં પ્રત્યેક ક્ષણે અસંખ્ય તરંગ ઉત્પન્ન થતા હતા અને પાછા વિરામી જતા હતા. અનેક નૌકાઓ ભાર લઈને તેના વક્ષપર જતી આવતી જોવામાં આવતી હતી. સંસાર-કાર્યમાં નિપુણ નાગરિકાઓ માથાપર ગાગર લઇ, હાસ્યમુખે એક બીજીની સાથે વાર્તાવિનોદ કરતી કરતી યમુનાનું જળ ભરવા જતી હતી. આ સર્વ વિષય તરફ શેર અફઘાનની નજર નહોતી. તે એકાગ્ર-દૃષ્ટિથી તન્મય ચિત્તે પ્રાકૃતિક સૌન્દર્યનું દર્શન કરતો હતો અને મન-માં ને મનમાં કહેતો હતો કે, " હે સ્નેહમયી પ્રકૃતિ માતા ! કેવી અ-લૌકિક શોભાનો ભંડાર લઈને તું અમારાં નેત્ર અને ચિત્તને રંજન કરવાનો પ્રયત્ન કરે છે ! અમારો આ સંસાર દુઃખમય છે. સંસારની જવાળાથી સળગતા પ્રાણને તું ત્હારો સ્નેહમય વાયુ ઢોળી શાન્ત કરે છે! જેણે તને આવું ભુવનમોહન રૂપ આપ્યું છે, જેણે તને આવી અતુલ શોભાથી શોભામયી કરી છે તેનું મહત્વ તો અમે ત્હારામાંથી સમજી શકતા નથી. તેણે તેની શ્રેષ્ઠ દયા અમને આપી છે; પરંતુ અમે એવા નરાધમ છીએ કે, માયામોહથી ભૂલી તેનું સ્મરણ સુદ્ધાં કરતા નથી. "

સંધ્યાની પ્રથમ સ્થિતિ દૂર થઇ. પશ્ચિમ દિશાની મનોહર ઉ-જ્વળ શોભાને દૂર કરી રજની ધીમે ધીમે વસુંધરાપર પોતાનો અધિ-કાર સ્થાપવા લાગી. શેર અફઘાન એ સ્થળે બેસી રહી એકાગ્રચિત્તે પ્રકૃતિની શોભા જોતો હતો તથા રજનીનો પ્રથમ પ્રહર વીતિ જવાની અધીરતાથી રાહ જોતો હતો. તે દિવસે રાજસભામાં એ ગિયાસ-

બેગને મલી શક્યો હતો; પરંતુ હજી સુધી તે તેની હૃદયેશ્વરીનું દર્શન કરી શક્યો નહોતો. ગિયાસબેગે એ દિવસે રાત્રે તેને ભોજનનું નિમંત્રણ કર્યું હતું અને તેથી જ તે અધીરતાથી રાત્રિનો પ્રથમ પ્રહર વીતિ જવાની રાહ જોતો હતો.

અંધકારમય આસમાની આકાશમાં અનેક તારાઓ પ્રકાશી નીકળ્યા. કૃષ્ણપક્ષની ચતુર્થી હોવાથી ચંદ્રોદયને વિલંબ હતો. પૃથ્વીપર વિરલ અંધકાર ફેલાયો હતો.

રાત્રિનો પ્રથમ પ્રહર પસાર થઈ ગયા પછી એક વીરવરને શોભે એવો પોષાક પહેરી શેર અફ્ઘાન ગિયાસબેગના મહાલય તરફ જવા લાગ્યો. શેર અફ્ઘાનના ગુપ્ત શત્રુઓ ઘણા હતા; તેથી હથિયાર લીધા સિવાય રાત્રે તે એકલો ક્યાંય જતો નહિ.

આજે શેર અફ્ઘાન નદીના તીરપર આવેલા રસ્તેથી જવા લાગ્યો. સંધ્યાકાળ પછી એ રસ્તો જનશૂન્ય બની જઇ નિર્જન ભાવ ધારણ કરતો હતો. શેર અફ્ઘાન વિચારમગ્ન ચિત્તે થોડે દૂર ગયો હશે એવામાં કોઇએ પાછળથી તેને ઉદ્દેશીને કહ્યું:—" શેરસાહેબ ! જરા ઉભા રહો. "

વીરશ્રેષ્ઠ શેર અફ્ઘાન એ અવાજ સાંભળી સમજીશક્યો કે એ અવાજ રમણીના મુખનો છે. તે સ્થિર થઇ ઉભો રહ્યો. સ્હામે નજર કરી જોતાં તેણે એક છાયામૂર્તિને અંધકારમાં આગળ આવતી જોઇ, શેર અફ્ઘાને મનમાં ને મનમાં વિચાર્યું:—" આ કોણ છે? દેખાય છે તો કોઇ સ્ત્રી ! એનો શો ઉદ્દેશ હશે ? રાજમાર્ગે આવા રાત્રિના સમયે તેણે મ્હને કેમ બોલાવ્યો હશે ? "

એવામાં એ છાયામૂર્ત્તિએ તેની પાસે આવીને કહ્યું:—" શેરસાહેબ ! આ બાંદીની સલામ સ્વીકારો. "

"એક અજાણી સ્ત્રીને આવી રીતે આત્મીયતા કરતી જોઇને શેર અફઘાને કહ્યું:—"તું કોણ છે? તું મ્હને કેવી રીતે ઓળખી શકી?"

એ રમણીએ કહ્યું:—"અદ્વિતીય વીર અલીકુલીખાન ઉર્ફે શેર અફઘાન સાહેબનું નામ કોણે ન સાંભળ્યું હોય? આપને ન ઓળખી શકે એવું એક પણ મનુષ્ય આ શહેરમાં નથી.

શેર અફઘાને પ્રફુલ્લ ભાવથી કહ્યું:—"ત્હારી શી ઇચ્છા છે?"

એ રમણીએ ઉત્તરમાં કહ્યું:—"હું આપની સાથે બે ચાર વાત કરવાને ઇચ્છું છું."

"શી વાતો? ત્હારે જે કાંઇ કહેવું હોય તે હમણાં આ સ્થળે જ કહે."

"ના સાહેબ! આપ આત્માદ્દૌલા ગિયાસબેગને ત્યાં જાઓ છો. આપનો પ્રાણ મિલનની આશાથી આનન્દિત બની ગયો છે તેથી હમણાં મ્હારી અતૃપ્તિકર વાતો સાંભળવાની આપને જરૂર નથી."

"ત્યારે એ વાતો તું ક્યારે કહીશ?"

"આપ જ્યારે આ રસ્તેથી પાછા ફરશો ત્યારે."

"પાછા ફરતાં કદાચ મધ્યરાત્રિ પસાર થઇ જશે."

"ભલે થઇ જાય. હું ગંભીર રાત્રેજ પાછી તમને મળીશ."

"હું તને ક્યાં જોઇ શકીશ?"

"થોડે છેટે પેલી ન્હાની મસ્જીદ દેખાય છે તેની પાસે જ હું હોઇશ."

"ઠીક."

"છતાં એક વાત આપને હમણાં જ કહેવાની હું જરૂર ધારૂં છું."

"ભલે કહે."

" આજકાલ આપ ગંભીર રાત્રે એકલાં બ્હાર નીકળશો નહિ. એક તાંજામ અથવા એકકો લઇને જ આવવા જવાનું રાખજો; અથવા એક બે સશસ્ત્ર રક્ષકોને સાથે રાખજો. "

" તું શા માટે આમ કહે છે ? "

" આપના શત્રુ અનેક છે માટે. "

" એ તો હું પણ જાણું છું અને એટલા માટેજ સર્વદા હું મ્હારી પાસે હથિયાર રાખું છું ! કટિદેશમાં અસ્ત્ર હોય અને હાથમાં ભાલો હોય તો કોઇ મ્હારું અનિષ્ટ કરી શકે તેમ નથી. "

" પરંતુ ગુપ્ત ઘાતકોથી આપે સાવધાન રહેવાની જરૂર છે. "

" હું તેમનો ભય રાખતો નથી; તેઓ નામર્દ હોય છે."

" પરંતુ જનાબ! આપના શત્રુઓનો પક્ષ ઘણો પ્રબળ છે!"

" તું મ્હારા શત્રુપક્ષને ઓળખે છે કે ? જો તું તેમાંથી કોઈનું નામ જાણતી હોય તો મ્હને કહે ! "

" આપનો શત્રુ સુલતાન સલિમ છે! "

" સુલતાન સલિમ ? સમ્રાટનો જ્યેષ્ટ પુત્ર ? "

" હા. "

" મ્હેં તો તેનો કાંઈ ગુન્હો કર્યો નથી. "

" પરંતુ આ સંસારમાં જે સ્થળે બે જણનો સ્વાર્થ એક હોય છે એ સ્થળે કારણ સિવાય શત્રુતા થવાનો સંભવ છે, જનાબ ! "

" સમજ્યો. આટલા દિવસ સુધી એક પ્રકારનો જે સંદેહ ધુંધવાતા અગ્નિની માફક મ્હારા મનમાં સળગતો હતો એ આજે સ્પષ્ટ થયો છે; પરંતુ તું કહે છે એ વાતની સત્યતાનું કાંઈ પ્રમાણ ત્હારી પાસે છે કે ? "

" પ્રમાણુ આપના મનમાં તથા આપની ભવિષ્યની પત્ની મેહેરની પાસે છે."

" ત્હેં ખરું કહ્યું છે. મન જ ઉત્તમ વિચારક છે. મનની વાત જ પ્રમાણુ છે. પણ બીબી, કહે તો ખરી કે તું કોણુ છે? મ્હારા ઉપર તું આવી રીતે શા સ્વાર્થથી ઉપકાર કરે છે?"

" હું રસ્તાની ભિખારણુ છું. મ્હારો કાંઇ પરિચય નથી; છતાં આપ એટલું ધ્યાનમાં રાખજો કે, હું આપના વીરત્વગૌરવને પસંદ કરનાર છું. આપ પઠાણુ છો અને હું પણુ પઠાણુની કન્યા છું. પઠાણુના સંકટમાં પઠાણુના કન્યા નિઃસ્વાર્થ ભાવથી સહાયતા કરવાને ધર્મતઃ બંધાયલી છે."

" તને હું અસંખ્ય ધન્યવાદ આપું છું. આ અંધકારમાં ત્હારું મુખ જોવામાં નહિ આવતું હોવા છતાં હું ત્હારા હૃદયના મર્મને બરાબર જોઇ શકયો છું. બીબી, ત્હારે થોડું ઇનામ લેવું પડશે."

" એક નજીવા ઉપકારને આ રાજમાર્ગપર ઉભી રહીને હું વેચું?! ના—ના, એવી વાત આપ ફરીથી ઉચ્ચારશો નહિ, સાહેબ!"

શેર અફ્ઘાન આ શબ્દો સાંભળી એ અજાણી રમણીના હૃદયના મહત્વથી મુગ્ધ બની ગયો. મનમાં ને મનમાં તેણે તેની ઘણી પ્રશંસા કરી. ક્ષણુ કાળ સુધી વિચારમગ્ન રહ્યા પછી તેણે જોયું કે, એ અજાણી રમણી મૂર્ત્તિ ઘણે ધીમેથી અંધકારમાં છુપાઇ ગઇ છે. શેર અફ્ઘાન મૃદુ ગતિથી પાછો ગિયાસબેગના મહાલય તરફ જવા લાગ્યો. જીવ જ્યારે કોઇ ખોટી ચિંતાથી અધીર બની જાય છે ત્યારે માર્ગની દીર્ઘતા આપોઆપ ઓછી થાય છે. શેર અફ્ઘાને જોયું કે, ભિન્ન ભિન્ન વિચારો કરતો કરતો તે સઘળો માર્ગ વટાવી ગિયાસબેગના ઉચ્ચ પ્રાસાદ નજીક આવી પહોંચ્યો છે.

ગિયાસબેગના મહાલયના તોરણદ્વારના પહેરેગીરે શેર અફ્ઘાનને જોઈ કુરનિસ બજાવી. શેર અફ્ઘાને અધીર ચિત્તે એ પ્રાસાદમાં પ્રવેશ કર્યો.

આટલા વખત પછી બ્હાર જ્યોત્સ્ના પ્રકાશી નીકળી છે. મનોહર પ્રકૃતિ જ્યોત્સ્નાના પ્રકાશથી પ્રકાશમયી બની ગઇ છે. વસુંધરાપર આનન્દની જાણે કે વૃષ્ટિ થાય છે. પાસે આવેલા બગીચામાંનાં પુષ્પસમૂહની સુગંધિ વાયુના વિહરવાથી ચારે તરફ ફેલાઇ ગયેલી છે.

શેર અફ્ઘાને મહાલયમાં પ્રવેશ કરી પ્રથમ ગિયાસબેગ સાથે મુલાકાત કરી. ગિયાસબેગમે પણ પોતાના ભવિષ્યમાં થનાર જમાઇનો સત્કાર કર્યો. શેર અફ્ઘાન એ દિવસે તેમનો નિમંત્રિત અતિથિ હતો. ખાનપાન થઇ ગયા પછી વાતચિત ચાલવા લાગી. શેર અફ્ઘાને માળવાનો બળવાને શમાવેલો હોવાથી બાદશાહ તેનાપર સંતુષ્ટ થયો હતો તથા એ સંબંધી ગિયાસબેગ સમક્ષ તેણે પોતાના મનનો ભાવ પણ પ્રકટ કર્યો હતો. ગિયાસબેગે આનન્દિત ચિત્તે સર્વથી પ્રથમ એ હકીકત શેર અફ્ઘાનને કહી સંભળાવી.

પાઠક! આ સમયે હવે આપણે એક વખત મેહેરની સંભાળ લઇએ. શેર અફ્ઘાન માળવાથી પાછો આવ્યો છે એવા સમાચાર અત્યાર પૂર્વે જ મેહેરના જાણવામાં આવ્યા હતા અને તેથી તેની વિરહની વ્યથા કાંઈક અંશે ઓછી થઇ હતી. મેહેરના ચિંતાતુર મુખમંડળે વાદળાંઓમાંથી બ્હાર નીકળેલા ચંદ્રના જેવો ઉજ્વળ ભાવ ધારણ કર્યો.

મેહેરની સ્હામે એક પુસ્તક ખુલ્લી સ્થિતિમાં પડી રહ્યું છે. મેહેર વચ્ચે વચ્ચે એ પુસ્તક વાંચે છે અને વળી પાછી સ્થિર દૃષ્ટિથી



મેહેર વચ્ચે વચ્ચે એ પુસ્તક વાંચે છે અને વળી પાછી સ્થિર દૃષ્ટિથી અધીર ચિત્તે દ્વાર તરફ જોયા કરે છે. —પૃષ્ઠ ૧૭૮.

મનોરંજન પ્રેસ, મુંબઈ.

અધીર ચિત્તે દ્વાર તરફ જોયા કરે છે. એની દૃષ્ટિ જોતાં એમ માલૂમ પડે છે કે, જાણે તે કોઇના આવવાની રાહ જુએ છે. બાંદીઓના આમ તેમ જવા આવવાથી તેમના પગનો જે અવાજ થાય છે એ સાંભળી મેહેર આશાપૂર્ણ હૃદયે ચકિત દૃષ્ટિથી દ્વાર તરફ જુએ છે; પરંતુ પ્રિયતમ નજરે નહિ પડતાં તે પાછી પુસ્તકમાં નજર ફેરવે છે. આમ હોવા છતાં મન કાબૂમાં નહિ હોવાથી તે જે વાંચે છે તેના મર્મને સમજી શકતી નથી. તે જે પુસ્તક વાંચતી હતી તે એક કવિનો પ્રણયકાવ્યસંગ્રહ હતો. વાંચતાં વાંચતાં એક કવિતા પસંદ પડવાથી મેહેર મૃદુ મધુર સ્વરે તે ગાવા લાગી. એ કાવ્યનું અર્થસૂચક એક ગુજરાતી કાવ્ય અત્રે ઉતારવામાં આવે છેઃ—

" પ્રિયતમ મોહન મૂર્ત્તિ ધારે, રસિયો રમતો પ્રેમકિનારે;<br>
મોહ થકી માયાવિની થઇને, જીવું પિયુ તું જ આધારે.<br>
પ્રથમ દૃષ્ટિએ દર્શન દીધું, તન મન અર્પણ કીધું;<br>
આ બાળાનું હૃદય ત્યારથી, પ્રિયતમ! ત્હેં હરી લીધું.<br>
સ્નેહદૃષ્ટિથી સુધા સિંચીને, જીવન સુધારસ પાયે;<br>
હૃદય સ્નેહસાંકળ સંધાયાં, અલગ કદિ ના થાયે.<br>
લગની છે લાલાની લાગી, ચિંતા સઘળી જગની ત્યાગી;<br>
પ્રણય જ્યોત અંતરમાં જાગી, ત્હારી પિયુ અનુરાગી.<br>
સર્વેશ્વર આ સેવિકાના, મનોરથ પૂરા કરશે;<br>
લગ્નગ્રંથી સંધાતાં જીવન સ્નેહસરોવર તરશે. "

કાવ્ય ગાઇ રહ્યા પછી મેહેર ખુલ્લી બારી પાસે જઇ ઉભી રહી. ચંદ્રના પ્રકાશથી પ્રકાશિત બની ગયેલી પ્રકૃતિનું સૌન્દર્ય જોઇ તેનો પ્રાણ દ્રવીભૂત થયો. ચંદ્રની એ અમૃતમય રશ્મિધારાએ જાણે કે તેના અંધકારમય હૃદયમાં પ્રવેશ કર્યો; એથી તેનું અંધકારમય હૃદય

જાણે કે વિશેષ પ્રકાશિત થયું. પ્રકૃતિ સુન્દરી ચિંતાતુર માનવ જીવનનું કષ્ટ સત્વર દૂર કરે છે. જેઓ અંતરની શાન્તિ ગૂમાવી હાય હાય કરે છે તેઓ મનોહર ચંદ્ર પ્રકાશથી પ્રકાશી રહેલી પ્રકૃતિનું દર્શન કરી ઘણી શાન્તિ મેળવી શકે છે.

મેહેર સ્વગત વિચારવા લાગીઃ–" હું આટલી બધી ચંચળ કેમ બની જાઉં છું? તેઓ આજે આવશે એ ચોક્કસ છે. કદાચ તેઓ અત્રે આવીને માતા પિતાની સાથે વાતચિત કરતા હશે. અરેરે! મ્હેં એમનો ઘણો મહાન્ અપરાધ કર્યો છે. તે દિવસે રંગમહેલમાં જે ભયંકર બનાવ બન્યો હતો. તેની સ્મૃતિને હું ભૂલી શકતી નથી. તેમનો પ્રાણ ઘણો ઉદાર છે. તેમના સરળ મુખપર પુષ્કળ પ્રેમ તથા દયા દેખાય છે. આજ સુધીમાં મ્હેં કોઇ પણ વાત તેમનાથી છુપાવી નથી! મ્હારા સઘળા અપરાધોની ઉદાર ચિત્તે તેમણે મ્હને ક્ષમા આપી છે; આમ હોવા છતાં રંગમહેલમાં બનેલા બનાવની વાત મ્હારે તેમનાથી શા માટે છુપાવવી જોઇએ?"

વળી પાછી થોડા સમય સુધી વિચારમગ્ન રહી તે પોતાના મન સાથે કહેવા લાગીઃ–"ના–ના, એ વાત તેમને કહેવામાં કલ્યાણ નથી. માતાજીએ જ્યારે એ વાત પિતાજીથી છુપાવી છે અને મ્હને પણ એ વાત છુપાવી રાખવાની સૂચના કરી છે ત્યારે મ્હારે તેમની સૂચના વિરુદ્ધ વર્તવું જોઇએ નહિ. મ્હારા પ્રિયતમનો સ્વભાવ ઘણો ક્રોધી હોવાથી એ વાત જો તેમના જાણવામાં આવે તો તેઓ શાહજાદાનો ઘણો તિરસ્કાર કર્યા સિવાય રહે નહિ. એ તિરસ્કારને પરિણામે મહાપ્રલય જ થાય તેમ છે–ચારે તરફ ભીષણ દાવાનળ સળગી ઉઠે તેમ છે. કદાચ બન્ને પક્ષની શત્રુતા વધી જઇને કોઇના જીવનનો નાશ પણ થાય તેમ છે. હે ખુદા! મ્હારા પ્રાણમાં શક્તિ આપો

કે જેથી એ વાત હું શેરસાહેબથી છુપાવી શકું."

એવામાં દ્વાર નજીક કોઇનાં પગલાંનો અવાજ સંભળાયો. મેહેરે દ્વાર તરફ જોયું તો જેની ચિંતાથી તે અધીર બની ગઇ હતી, જેના વિરહથી તેનો પ્રાણ વ્યાકુળ બની ગયો હતો એ વ્યક્તિ તેની નજરે પડી. તેનો પ્રિયતમ એ ઓરડામાં પ્રવેશ કરી પ્રિયતમાના કોમળ આલિંગનમાં બંધાવાની રાહ જોયા કરતો હતો.

મેહેર શેર અફ્ઘાનને જોઇ ત્વરિત ગતિથી તેના તરફ અગ્રેસર થઈ તથા તેના ચરણોમાં બેસી જઇને તેણે કહ્યું:—"સ્વામિન્! તમે આવ્યા કે? હવે હું વિશેષ વિચારી શકતી નથી તથા રુદન પણ કરી શકતી નથી! હજી પણ તમે શા માટે મ્હને દુઃખી કરો છો? હું તમારી વાક્દત્તા પત્ની છું. તમે મ્હારા ઉપર આટલા બધા વિરક્ત થશો નહિ. આપણાં હૃદય તથા પ્રાણનું મિલન તો કયારનુંય થઇ ગયું છે. વિવાહની લૌકિક ક્રિયા સત્વર સંપન્ન થાય એવો તમે પ્રયત્ન કરો."

શેર અફ્ઘાને ઘણા સ્નેહથી મેહેરના બન્ને હાથ પકડી તેને આલિંગન કર્યું. પછી તેના લાલચોળ અધરોષ્ઠપર ચુંબન કરી તેણે કહ્યું:—"મેહેર! પ્રાણેશ્વરિ! તને જોઇને કેમ હું સઘળું દુઃખ ભૂલી જાઉં છું એ સમજી શકતો નથી. ત્હારા સ્પર્શથી મ્હારા જ્વાળામય જીવમાં એક પ્રકારની સ્વર્ગીય શાન્તિ હું અનુભવું છું. ત્હારી સાથેની વાતચિતથી મ્હારા પ્રાણમાં વસન્તના ઝંકાર જાગી ઉઠે છે. ત્હારી આ પ્રેમમય કરુણાપૂર્ણ દૃષ્ટિથી મ્હારા પ્રાણમાં એક કરુણ સંગીતનો મોહમય સુર, રાગ અને મુર્ચ્છના જાગ્રત થાય છે; પરંતુ મેહેર! ખુદા આપણા તરફ અનુકૂળ હોય એમ લાગતું નથી. હું ત્હારા જેવી અતુલનીય રૂપવતી મહિમામયી રમણીનો ભાગ્યનિયંતા થઇને જન્મ્યો

નથી. મેહેર ! હું સ્પષ્ટતાથી–દિવ્ય દૃષ્ટિથી જોઇ શકું છું કે, આ હિન્દુસ્તાનમાં આપણું મિલન થાય એવો સંભવ નથી. ચાલ, હું તને સાથે લઇ અફઘાનિસ્તાનના પહાડી પ્રદેશમાં જાઉં અને ત્યાં આપણે બન્ને ઝુંપડીમાં રહી પ્રણયનું સ્વર્ગીય સુખ ભોગવીએ ! ”

શેર અફઘાન વિશેષ બોલી શક્યો નહિ. આવેગને લીધે તેનો કંઠસ્વર ગંભીર થઇ ગયો. તેનાં નેત્રોમાં અશ્રુબિંદુનો આવિર્ભાવ થયો. બીજી દિશા તરફ મ્હોં ફેરવી ચિત્તના વેગને દબાવીને કહ્યું:–“ હું સમજું છું કે, ખુદાની શક્તિથી જ આ જગતનાં સકળ કાર્યો થાય છે. એ શક્તિનું ઉલ્લંઘન કોઇ કરી શકતું નથી. મેહેર ! જો ખુદાની ઇચ્છા હશે તો આપણા મિલનને કોઇ અટકાવી શકશે નહિ.

## પ્રકરણ ૨૩ મું.

### મહાત્માની મુલાકાત.

ઈશ્વરનો સનાતન નિયમ જ એવો છે કે, સુખના દિવસો હમ્મેશાં ટકી રહેતા નથી. જો ટકી રહેતા હોત તો સુખ કોઇને સારું લાગત પણ નહિ તથા ભગવાનને પણ કોઇ યાદ કરત નહિ. તેથી જ સંસારમાં સુખની પાછળ દુઃખ આવે છે.

શેર અફઘાન મેહેર પાસેથી વિદાય લઇને બ્હાર તો નીકળ્યો; પરંતુ તેના મનમાં મેહેરના જ વિચારો ચાલતા હતા. જેના સહવાસથી તે સ્વર્ગસુખ અનુભવતો હતો, જે સાહચર્યથી તે ભૈરવીનું

મધુર સંગીત સાંભળતો હતો, જે સ્નેહમય કથાથી તેનું કઠિન વીર-હૃદય દ્રવી જતું હતું એ સઘળી સુખ સામગ્રીનો ત્યાગ કરી, નિર્જન રાજમાર્ગપર જઈ તે એ સુખસ્મૃતિનો ત્યાગ કરી શક્યો નહિ.

પ્રકૃતિ સ્થિર સૌન્દર્યમયી હતી—અનંત ગંભીરતાપૂર્ણ હતી. ચંદ્ર-દેવ અસ્તાચળમાં ગયા હતા. સર્વત્ર વિરલ અંધકારનો વિસ્તાર થયો હતો. પંખીઓ વૃક્ષોની ગંભીર પલ્લવોવાળી શાખાઓપર નિદ્રાધીન થઇ ગયાં હતાં! કવચિત નિશાવિહારી એક બે જંતુના પગના મૃદુ અવાજથી પ્રકૃતિની નિસ્તબ્ધતાનો ભંગ થતો હતો.

આ જનહીન એકાન્ત રાજમાર્ગપરથી શેર અફઘાન એક પ્રકારના સુખસ્વપ્નમાં તલ્લીન બની જઇ ચાલ્યો જતો હતો. તે સ્વગત વિચારતો હતો કે, "ખુદાની આ સૃષ્ટિમાં અનેક સુન્દરીઓ છે પરંતુ મેહેરના જેવી ભુવનમોહિની બીજી એક પણ નથી. ઇરાનની રેતાળ મરૂભૂમિમાં જે મેહેરનો અંત આવી જાત એ આજે સમસ્ત જગતની જ્યોતિ રૂપે આટલું બધું સૌન્દર્ય લઇ શા માટે પ્રકાશી નીકળી? બ્હારના તથા અંતરના સૌન્દર્યથી તે સૌન્દર્યમયી છે. તેનો પ્રાણ કેવો સરળ તથા પ્રેમપૂર્ણ છે! જો તે લજ્જાનો સહજ ત્યાગ કરી સુલતાન સલિમને એમ કહેત કે, 'યુવરાજ! હું તમને ચ્હાઉં છું.' તો આ હિન્દુસ્તાન તેના ચરણોમાં આવતા મ્હારા જેવા દરિદ્રના મ્હોં તરફ જોઇ એ શા માટે અંધકારમય ભાગ્યતે રસ્તે અગ્રેસર થાય છે?"

શેર અફઘાન યમુનાના તીરપર આવેલા એ નિર્જન માર્ગેથી ઉપર પ્રમાણે વિચારો કરતો ચાલ્યો જતો હતો. તેના નિર્ભય હૃદયમાં સહજ પણ ભય નહોતો. કમરપર તલ્વાર લટકતી હોય ત્યાં સુધી તે કોઇનો બિલ્કુલ ભય રાખતો નહિ.

શેર અફઘાન સહજ આગળ ગયો હશે એવામાં એક છાયા-મૂર્તિને તેણે પોતાની પાસેથી ખસી ગયેલી જોઇ.

દુષ્ટ લોકો કારણ હોય કિંવા ન હોય તો પણ શત્રુતા કરે છે. અસુયાથી કારણ વગરની શત્રુતા થાય છે. શેર અફઘાન પોતાના વીરત્વ અને સાહસને લીધે બાદશાહ પાસે સંમાનિત હતો. હમણાં પણ માળવાનો બળવો શમાવી આવી તેણે પુષ્કળ યશ મેળવ્યો હતો. તે ઉપરાંત મુખ્ય અમીર, બાદશાહના જમણા હાથ સ્વરૂપ અમીરઉદ્દૌલા ગિયાસબેગની અત્યંત રૂપવતી કન્યા મેહેરૂન્નિસાની સાથે તેનો વિવાહ સંબંધ થતો હતો. આ સર્વ કારણથી પારકાનું સુખ જોઇ ઇર્ષ્યાગ્નિથી બળી જતા માણસો શેર અફઘાનની સાથે વિના કારણ શત્રુતા કરે એ સ્વાભાવિક હતું. એ માણસો શેર અફ-ઘાનની ઘણી નિન્દા કરવા લાગ્યા. રાજસભાના કેટલાક વિશિષ્ટ સરદારોએ તેની વિરુદ્ધ ભીષણ કારસ્થાન રચ્યું તથા તેઓ બાદશા-હના કાન ભંભેરવા લાગ્યા; પરંતુ તીક્ષ્ણ બુદ્ધિવાળા ન્યાયપરાયણ સમ્રાટ્ અકબરે એ તરફ સહજ પણ ધ્યાન આપ્યું નહિ જેથી શત્રુઓ નિરુપાય બની જઇ કોઇ પણ રીતે શેર અફઘાનનો જીવ લેવાનો સુયોગ શોધવા લાગ્યા.

શેર અફઘાન ઘણો સાહસિક પુરુષ હતો. તેની કમરપર તલ્વાર હોય તો તે સેંકડો ઘાતકોની શક્તિની ઉપેક્ષા કરતો હતો. હમણાં તે ગિયાસબેગ તેમજ પોતાના કેટલાક બંધુઓની સલાહ અનુસાર રાત્રિના સમયે એકલો ક્યાંય જતો નહિ અને અત્યંત જરૂરી કાર્ય જો કદાચ જવું પડતું તો તે આત્મરક્ષણનો સંપૂર્ણ બંદોબસ્ત કરીને જ બ્હાર નીકળતો હતો. તે દિવસે રાત્રે ગિયાસબેગને ત્યાં તે કેમ એકલો આવ્યો હતો એનું કારણ ગયા પ્રકરણમાં જ વાંચકબંધુઓ જાણી ચુક્યા છે.

મેહેર તરફના સલિમના અનુરાગ સંબંધીની સઘળી હકીકત તેણે સાંભળી હતી. એ હકીકત જાણવાનો તેને કાંઈ પ્રયત્ન કરવો પડયો નહોતો; મેહેરે સ્વેચ્છાથી જ સઘળી હકીકત નિષ્કપટ હૃદયે તેને કહી હતી; છતાં મહાપ્રાણ શેર અફઘાનના હૃદયમાં તેથી મેહેરના ચરિત્રની શુધ્ધિ માટે બિલકુલ સંદેહ ઉપજ્યો નહોતો. ઉલટો તે તો વારંવાર પોતાના મનમાં એમ વિચારતો હતો કે, " અરેરે! શા માટે એક અનાઘ્રાત, પ્રસ્ફુટિત, રૂપ–રસ–ગંધ–સ્પર્શમય પુષ્પને મ્હારે પદદલિત કરવું જોઇએ ? મ્હેં હમ્મેશાં તલ્વારની ઉપાસના કરી છે તેથી સુન્દરી રમણીના રૂપનું–પ્રેમિકાના પ્રેમનું મૂલ્ય હું ક્યાંથી સમજું! છતાં મેહેરને હું મ્હારા જીગરથી ચ્હાઉં છું. હું કેવળ તેના રૂપથી નહિ પરંતુ ગુણથી સુધ્ધાં તેના ઉપર મુગ્ધ થયો છું. તેના પિતાના અતુલ ઐશ્વર્યનો મ્હેં કદાપિ સ્વાર્થદૃષ્ટિથી વિચાર કર્યો નથી. જો કદાચ તે દરિદ્રની કન્યા હોત તો પણ હું તેને આવી રીતે જ ચ્હાત. આવા ભાવથી જ એકાગ્રતાથી હું તેની પૂજા કર્યા કરત. હું મ્હારા સુખને ઇચ્છતો નથી. જેને હું ચ્હાઉં છું એ સુખમાં રહે–એને બિલકુલ દુઃખ ન પડે એમ જ હું ઇચ્છું છું. હું જો તેના ભવિષ્યના સૌભાગ્યના માર્ગમાં ન આવ્યો હોત તો તે કદાચ રાજરાજેશ્વરી થઇ શકત; પણ એ સંભવિત છે કે? વિલાસથી પુષ્ટ થયેલા, પ્રબળ વાસનાને વશ થઇ તે પ્રમાણે વર્તનાર શાહજાદા સલિમના હૃદયમાં નિઃસ્વાર્થ પ્રેમ કયાં છે ? સુન્દર ફુલ જોવામાં આવતાં મધુલુબ્ધ ભ્રમરની માફક તે તરફ દોડી જવાનો તેનો સ્વભાવ છે. મેહેર કરતાં કોઇ વિશેષ રૂપવતી સુન્દરી તેની નજરે પડે તો તે મેહેરનો ત્યાગ કરી તેના તરફ દોડી જાય તેમ છે. હવે ખરી રીતે જોતા જતાં સલિમ કરતાં મ્હારી સ્થિતિ ભિન્ન પ્રકારની છે. મેહેર મ્હારા હૃદયની આરાધ્ય દેવી છે. મ્હારા હૃદયમાંના પવિત્ર

પ્રણયકુંજની તે સુવર્ણમયી ઉજ્વળ પ્રતિમા છે. બાદશાહના પુત્રની વિલાસવાસનાની તૃપ્તિ માટે હું કદાપિ મેહેરનો ત્યાગ કરી શકીશ નહિ. એ વાતનો વિચાર કરવામાં પણ હું પાપ સમજું છું. ”

એકાન્તમાં શેર અફ્ઘાંનના વિચારોનો પ્રવાહ આવી રીતે પ્રવાહિત થતો હતો. તેના ગુપ્ત શત્રુઓ અનેક હોઇ તેઓમાં સર્વથી મુખ્ય સુલતાન સલિમ હતો. તે શેર અફ્ઘાનના બીજા શત્રુઓને પોતાના હાથમાં લઇ તેનું ખુન કરાવવાની ખટપટ કરતો હતો. આ વાત શેર અફ્ઘાન પણ જાણતો હતો.

ઉપર દર્શાવ્યા પ્રમાણે પેલી છાયામૂર્ત્તિને પોતાની પાસે થઇ ખસી ગયેલી જોઇ, કમરપર ખોશી રાખેલી કટાર બ્હાર ખેંચી કાઢીને શેર અફ્ઘાન ઝડપથી આગળ જવા લાગ્યો. તેને વિશેષ દૂર જવું પડયું નહિ. એક મનુષ્યમૂર્ત્તિને વિરલ અંધકારમાં દેહાચ્છન્ન કરી એક વૃક્ષના થડ પાસે ઉભી રહેલી તેણે જોઇ. શેર અફ્ઘાને તેને જોઇ કર્કશ કંઠે પૂછ્યું:—“ કોણ છે તું શયતાન ? મ્હારો જીવ લેવાની ઇચ્છા રાખે છે કે ? ”

આ રૂષ્ટ પ્રશ્નનો અત્યંત મધુર ભાષામાં ઉત્તર મળ્યો કે:— “ સાહેબ ! હું શયતાન નહિ પણ શયતાની છું. હું આપનો જીવ લેવા નહિ પણ જીવ બચાવવાનો ઉપાય બતાવવા આવી છું. ”

શેર અફ્ઘાને પોતાની કટારને પાછી મિયાનમાં ખોસી દીધી. થોડા કલાક પૂર્વે તેણે ગિયાસબેગમના મહાલય તરફ જતાં એક અજાણી સુન્દરીને જોઇ હતી તથા એ સુન્દરીએ પુનઃ સુયોગ મળતાં તેને ફરી મળવાની વાત કરી હતી. આ સુન્દરી એ જ હતી. શેર અફ્ઘાને પૂછ્યું:—“ બીબી, તું કોણ છે ? ”

એ સ્ત્રીએ ઉત્તર આપ્યો:—“ સલિમા. ”

" આ ઓળખાણ પુરતી નથી."

" આ કરતાં વિશેષ ઓળખાણ હું આપી શકું તેમ નથી."

" કારણ?"

" મ્હારી બીજી કાંઇ ઓળખાણ જ નથી."

" મ્હારી સાથે ત્હારું શું પ્રયોજન છે? હું સ્ત્રીજાતિના સહ-વાસને પસંદ કરતો નથી."

" વાહ! ત્યારે એટલા માટે જ અત્યાર સુધી મેહેરના રૂપસુ-ધાનું પાન કરવા ચકોરની માફક આપ ઉન્મત્ત બની ગયા હતા કે?!"

" સુન્દરિ! તું કોનો તિરસ્કાર કરે છે એ જાણે છે કે? ત્હારે યાદ રાખવાની જરૂર છે કે, અગ્નિ લઇ રમત કરવામાં સાર નથી."

" આપ ખરા વીર પુરુષ છો. આપની પાસે મ્હારે લેશ પણ ભય રાખવાની જરૂર નથી."

" સ્પષ્ટ કહે કે ત્હારે શું જોઇએ છે?"

" જુઓ સાહેબ, હું આપનું શુભ ઇચ્છનાર એક સ્ત્રી છું. આપ જ્યોતિષપર વિશ્વાસ રાખો છો કે?"

" હું પુરુષ પ્રયત્નને મુખ્ય સમજું છું પણ ભાગ્યપર સુદ્ધાં અવિ-શ્વાસ રાખતો નથી."

" આપની સાથે તુલનામાં મ્હારી કાંઇ ગણના નથી. હું ભાગ્યને મુખ્ય સમજું છું. મ્હારા જીવનમાં મ્હેં પ્રત્યેક પગલે ભાગ્યની પ્રબળ ક્રિયાનું દર્શન કર્યું છે. આપના જીવનમાં પણ એમજ થશે! ભાગ્ય આપનાપર ઘણું વિરૂપ છે. આપનો પ્રયત્ન તેના વિરાગમાંથી આપનું રક્ષણ કરી શકશે નહિ."

"ભલે-એમ હો. તેથી મ્હને બિલ્કુલ ભય નથી; પરંતુ મ્હારા ભાગ્યમાં શું બનવાનું છે એ તું કેવી રીતે જાણી શકી?"

"આ શહેરમાં એક મૌલવી છે. તેઓ આપને ઓળખે છે. તેમની ઉમ્મર લગભગ એંશી વર્ષની છે. તેમણે આપના પિતાને પોતાના શિષ્ય કર્યા હતા. તેમણે કહ્યું છે કે—"

"તું શાહ સુફીની વાત કરે છે કે?"

"હા."

"તેઓ હજી હયાત છે કે?"

"હા, તેઓ ભૂતભવિષ્યને જાણનાર છે."

"તેઓ ક્યાં રહે છે એ તું જાણે છે?"

"હા-જાણું છું."

"તું મ્હને તેમની પાસે લઇ જઇ શકીશ?"

"હા."

"કાલે પ્રભાતકાળે આ સ્થળે જ તું મ્હારી રાહ જોજે."

"દિવસે હું કોઇને મ્હારું મ્હોં બતાવતી નથી તેથી આજે રાત્રે જ હું આપને તેમની પાસે લઈ જઇશ."

"આજે હું ઘણો થાકી ગયો છું."

"સુરસુન્દરી મેહેરુન્નિસાનો સહવાસ એટલો બધો કંટાળા ભરેલો છે કે, સાહેબ?"

"તું દુષ્ટ છે. ચાલ, હું હમણાં જ ત્હારી સાથે આવું છું."

"ભલે ચાલો."

શેર અફ્ઘાનના વીરહૃદયમાં ભયની આશંકા નહોતી. તે કોઈ પણ પ્રકારનો સંદેહ રાખ્યા સિવાય એ અજાણી રમણી સલિમાની સાથે જવા લાગ્યો તથા મનમાં ને મનમા વિચારવા લાગ્યોઃ—"આ

રમણી કોણ છે ? મ્હારી સાથે શા હેતુથી તે આવો માયાળુ વ્યવહાર કરે છે ? વળી મ્હારા ગુપ્ત ભાગ્યની તપાસ કરવાની તે શા માટે ઇચ્છા રાખે છે ? મ્હારા સ્વાર્થની સાથે એનો કાંઈ સંબંધ દેખાતો નથી. સલિમા–સલિમા ! એ નામ તો મ્હેં કદાપિ સાંભળ્યું નથી. સ્મૃતિના સમુદ્રનું મંથન કરી જોતાં એ નામની કોઈ રમણીને કદાપિ જોઇ હોય એમ લાગતું નથી. ખુદા ! તમે વળી આ કયા નવીન રહસ્યને ઉત્પન્ન કર્યું છે ? ”

પુનઃ તે વિચારવા લાગ્યોઃ–“ આ આગ્રા શહેરમાં મ્હારા શત્રુઓ અનેક છે. તેઓ સર્વ મ્હારી ઉન્નતિ જોઇ ઇર્ષ્યાથી બળી જાય છે. દિલ્લીશ્વર પોતે મ્હારા તરફ સંમાન દર્શાવી પોતાની જમણી બાજૂનું આસન મ્હને આપે છે. મ્હારા આવા સંમાનથી ઘણાને દુઃખ થાય છે. આ રમણી તેમની કોઇ ગુપ્તદૂતી તો નહિ હોય ! ના–ના, વૃથા સંદેહ કરવાની જરૂર નથી. જેઓ નામર્દ હોય છે, ભીરૂ હોય છે તેઓ જ સંદેહના દાસ બને છે. આ એક સામાન્ય સ્ત્રી મ્હારું શું અનિષ્ટ કરી શકે તેમ છે ? ”

એ નિસ્તબ્ધ રાત્રિના વિરાટ અંધકારને ભેદી વીરકેશરી અલીકુલીખાન ઉર્ફે શેર અફઘાન એ રમણીની પાછળ પાછળ જવા લાગ્યો.

શેર અફઘાન નગરના એ સ્થળની સ્થિતિ જોઇ સમજી શક્યો કે, તે શહેરના ઉપાન્ત ભાગમાં ઉપસ્થિત થયો છે.

એ રમણી અલ્પકાળ સુધી કાંઈ વિચારી એકાએક એક ન્હાના મકાનના બારણા પાસે ઉભી રહી. પછી તેણે એ બારણાપર ધીમેથી પોતાનો હાથ ઠોકયો. અંદરથી એ આઘાતનો પ્રત્યુત્તર આવ્યો તથા વિના વિલંબે એ બારણું ઉઘડયું.

સલિમાએ શેર અફઘાનને ઉદ્દેશીને કહ્યું:–“ જનાબ ! નિર્ભયતાથી મ્હારી સાથે આવો. ”

એ સ્થળ અંધકારમય હતું. શેર અફઘાન એ સ્થળથી અજાણ્યો હતો. તેથી સલિમાએ સુમધુર સ્વરે કહ્યું:–" સાહેબ ! જો આપને અડચણ ન હોય તો આપ મ્હારો હાથ ઝાલો. સુફી સાહેબ મેડા ઉપર રહે છે. આ મકાનમાં તેઓ તેમ જ એક નોકર સિવાય બીજું કોઈ રહેતું નથી. હું અહીં વારંવાર આવું છું. મકાનનું બારણું ઉઘાડાવવા માટે બારણા ઉપર મ્હેં જે સાંકેતિક આઘાત કર્યો હતો તેથી એ નોકર પરિચિત છે; તેથી જ તેણે ઝડપથી બારણું ઉઘાડયું છે. અનેક અમીર ઉમરાવના જનાનાઓ પોત પોતાનું ભાગ્યફળ જાણવા માટે રાત્રિ દિવસ સુફી સાહેબને હયરાન કરે છે ! આમ હોવાથી તેમની આજ્ઞાથી બારણું બંધ રહે છે. કેવળ મ્હને જ તેમણે ગમે તે વખતે અત્રે આવવાની રજા આપી છે."

શેર અફઘાને સલિમાનો હાથ ઝાલ્યો. એ સ્પર્શ અત્યંત કોમળ હતો. સલિમા એ અંધકારના રાશીનો ભેદ કરી એક ન્હાની સીડી પાસે ગઇ. પછી તે ઘણી સાવધાનતાથી એ સીડીપર ચઢવા લાગી.

ઉપર સીડીનો જે સ્થળે છેડો આવ્યો હતો ત્યાં એક ન્હાનો ઓરડો હતો. એનું બારણું બંધ હતું. એ બારણાપર ધીમેથી હાથ ઠોકી ભક્તિપૂર્ણ સ્વરે સલિમાએ કહ્યું:–" પિતા ! હું આવી છું."

અંદરથી કોઇએ ગંભીર સ્વરે કહ્યું:–" આટલો બધો વિલંબ કેમ કર્યો, બ્હેન ? અંદર આવ."

સલિમાએ કહ્યું:–" અલીકુલી સાહેબ મ્હારી સાથે આવ્યા છે."

અંદરથી જે વ્યક્તિ બોલતી હતી તેણે કહ્યું:–" તેમને પણ ત્હારી સાથે લાવ."

સલિમાએ બારણું ઠેલી એ ઓરડામાં પ્રવેશ કર્યો. એ ઓરડો ઘણો ન્હાનો હોઇ તેની જમીન પત્થરની હતી. એ જમીનપર એક

વેદી હોય તેના ઉપર વ્યાઘ્રચર્મ બિછાવેલું હતું. એ વેદીપર વ્યાઘ્રચર્મના આસનપર ઉજ્વળ કાન્તિવાળા એક વૃધ્ધ ફકીર બેઠા હતા. તેમની દાઢી, મસ્તક, મુછ વગેરેના સઘળા વાળ સફેદ થઇ ગયેલા હતા. એ ફકીરનું મુખ એક પ્રકારની સ્વર્ગીય જ્યોતિથી ઘણું ઉજ્વળ જણાતું હતું. ઘણું તેજ, પુષ્કળ પ્રતિભા તથા દિવ્ય કાન્તિનું એ મુખપર સ્પષ્ટતાથી દર્શન થતું હતું.

શેર અફઘાને ઘણા દિવસ પૂર્વે આ શાહ સુફીનું દર્શન કર્યું હતું. એ વખતે પણ તેમના મુખની સ્થિતિ આવી જ હતી. યોગસિદ્ધ સંન્યાસીઓ જરાવ્યાધિપૂર્ણ દેહક્ષેત્રને હમ્મેશાં આવી રીતે જ રોગશૂન્ય કરી રાખે છે.

એ ઘરમાં કેવળ એક જ દીપક સળગતો હતો. એ દીપકનું તેલ એટલું બધું સુવાસિત હતું કે તેની સુવાસનો ઓરડામાં વિસ્તાર થયેલો હતો. શેર અફઘાને જમીન સુધી નીચા નમી સંન્યાસીને નમન કર્યું. સંન્યાસીના પ્રશાન્ત મુખમંડળપર દયાનો ભાવ પ્રકાશી નીકળ્યો. તેમણે પ્રસન્નતાથી કહ્યું:—" વત્સ! આ આસનપર બેસો. "

શેર અફઘાન આસનપર બેઠો. તેની દૃષ્ટિ નીચી નમી ગઇ હતી. તે જાણે કે, સાહસ કરીને એ સંન્યાસીના ઉજ્વળ મુખમંડળ તરફ જોઇ શકતો નહોતો.

સલિમા પણ પાસે જ બેઠી. દીપકના પ્રકાશમાં પોતાની જાતને છુપાવી શકાશે નહિ એમ વિચારી તેણે પોતાનું મ્હોં બુરખામાં ઢાંકી દીધું હતું.

સુફી સાહેબે ગંભીર કંઠે કહ્યું:—" અલીકુલીખાન ! તમે માળવાનો બળવો શમાવી આવેલા હોવાથી બાદશાહે આનન્દિત બની

જઇ તમને નવીન રાજસંમાનથી સંમાનિત કર્યા છે. તમારા પિતા મ્હારા પ્રિય શિષ્ય હતા. ભાઇ! તમે એટલું યાદ રાખજો કે, હું સંસારના કોલાહલથી દૂર રહેતો હોવા છતાં આ સંસારમાં મ્હારા સ્નેહની જે વસ્તુઓ છે તેમની માયાને હું દૂર કરી શકયો નથી. તમારું વર્તમાન જીવન ગૌરવમય હોવા છતાં ભવિષ્ય ઘણું શોચનીય છે."

શેર અફધાને કહ્યું:-"મહાનુભાવ! આપ આમ કેમ કહો છો? આપે મ્હારા ભાગ્યચક્રની ગણના કરી જોઇ છે કે?"

"હા, તમારા હાથમાં જે કવચ છે તે મ્હેં જ લખેલું છે! તમારા પિતાના આગ્રહથી જ મ્હેં એક કવચ તમને લખી આપ્યું હતું. તમારા મધ્યજીવનમાં એક ઘણી મહાન્ ઘાત છે. એ ઘાતનું પરિણામ અપમૃત્યુ છે. એ અપમૃત્યુ કોઇ રમણીને લીધે જ થશે. એ વિષય જાણી મ્હેં તમારા પિતાને સાવધાન કરી દીધા હતા. તેઓ જ્યારે વ્યવસાય નિમિત્તે કાસગારથી કંદહાર આવ્યા ત્યારે તેઓ મ્હારા ઉપદેશ પ્રમાણે તમારી ઘણી સંભાળ રાખવા લાગ્યા. તમારો વિવાહ ત્રિશ વર્ષ પૂર્ણ નહિ કરવાની મ્હેં તેમને ખાસ ભલામણ કરી હતી. એટલા માટે જ તેઓ જેટલા દિવસ સુધી જીવતા હતા ત્યાં સુધી તેમણે તમારા વિવાહ સંબંધી કાંઇ પ્રયત્ન કર્યો નહોતો. કેમ, આ વાત ખરી છેને?"

અલીકુલીખાન સંન્યાસીનાં આ વચનો સાંભળી વિસ્મિત બની ગયો. બાલ્યાવસ્થાની તથા યુવાવસ્થાની સઘળી વાતો તેને યાદ આવી. તેની માતાનો ઘણો આગ્રહ હોવા છતાં તેના પિતાએ તેનો વિવાહ કરવા તરફ કેમ કાંઇ ધ્યાન આપ્યું નહોતું એ તે હવે સારી રીતે સમજી શકયો; પરતુ કાળચક્રની ગતિ અનુસાર તેનાં માતા પિતા

અત્યાર પૂર્વે જ સ્વર્ગવાસી થઇ ગયાં હતાં. અલીકુલીખાને કહ્યું:– "હું એમ ધારું છું કે એ સંકટનો સમય પસાર થઇ ગયો છે."

સંન્યાસીએ ગંભીર ભાવથી કહ્યું:–"ના, હજી એ સમય પસાર થઇ ગયો નથી. સદ્દગુરુની કૃપાથી મ્હેં શાસ્ત્રનો થોડો ઘણો અભ્યાસ કર્યો છે. વિશેષમાં જે હિન્દુ સંન્યાસીએ મ્હને જ્યોતિષ શિખવાડ્યું હતું તેઓ એ વિષયમાં પારંગત હતા. તેમની કૃપાને લીધે જ હું જે ભવિષ્યની ગણના કરું છું તે નિષ્ફળ થતી નથી. તમે જાણતા હશો કે, પ્રત્યેક શુભ કાર્ય કરતાં પૂર્વે દિલ્લીશ્વર મ્હારી સહાયતા લે છે."

અલીકુલીખાને એ વૃદ્ધનાં વચનો ઘણા જ ધ્યાનથી સાંભળ્યાં. પછી ધીમે સ્વરે તેણે કહ્યું:–"હવે આપ મ્હને શું કરવાની આજ્ઞા કરો છો ?"

"મ્હારી આજ્ઞા તમે પાળી શકશો કે ?"

"પ્રભુ ! જો અસંભવ નહિ હોય તો આપની આજ્ઞા પાળવા હું સદૈવ તૈયાર છું."

"તમે ચિત્તજયી વીરપુરુષ છો એ વાતનો હું સ્વીકાર કરું છું. તમારા દેહમાં બળ પણ વિશેષ છે; પણ ભાઇ! તમે ઉંધે માર્ગે ચાલો છો."

"આપ મ્હારા પિતૃગુરુ છો. હું સંસારથી અજ્ઞાની ભ્રમિત માનવ છું. આપ મ્હને જે આજ્ઞા કરશો તે હું અવશ્ય પાળીશ."

"તમે મ્હારી આજ્ઞા પાળી શકશો ?"

"પ્રથમ જ કહી ચુક્યો છું કે અસંભવ નહિ હોય તો પાળી શકીશ."

"સંભવ અસંભવનો આધાર તમારા ચિત્તના બળ ઉપર છે."

"જ્યારે આપની ચરણુરજને સ્પર્શ કરી પવિત્ર થયો છું ત્યારે હવે મ્હારો જીવ નવજીવનથી બળવાન્ બન્યો છે."

"તમારા આ શબ્દો સાંભળી હું આનન્દિત થાઉં છું. તમે મેહેરુન્નિસાનો પત્ની તરીકે સ્વીકાર કરી શકશો નહિ."

"પ્રભુ! આપ આવી કઠોર આજ્ઞા કેમ કરો છો?"

"તમારા કલ્યાણુ માટે–તમારા જીવનનું રક્ષણુ કરવા માટે."

"મહાનુભાવ! મેહેરુન્નિસાથી મ્હારું શું અનિષ્ટ થાય તેમ છે? એ શું પતિનું ખૂન કરશે? એ શું જાણી જોઇને વિધવા થશે?"

"ના–બરાબર એમ નથી; પણુ તેના ચક્રમાં સ્વામીઘાતક યોગ છે. એ કેવળ નિમિત્ત થઇ તમારા જીવનનો નાશ કરવામાં સહાયતા કરશે."

"પણુ ખૂન કોના હાથે થશે એ આપ જાણી શકયા છો કે?"

"અવશ્ય."

"કોણુ છે તે?"

"શાહજાદો સલિમ."

"પણુ અકબરશાહ હજી જીવતા છે."

"તેઓ કાંઇ હમ્મેશાં જીવતા રહેવાના નથી. વૃદ્ધાવસ્થાએ તેમના ઉપર આક્રમણુ કર્યું છે."

અલીકુલીખાન અત્યંત અધીર બની ગયો. તેણે આસનપરથી ઉઠી ઉભા થઇને કહ્યું:–"સુફી સાહેબ! મ્હારા ગુન્હાની આપ ઉદારતાથી મ્હને ક્ષમા આપજો. હવે હું મેહેરુન્નિસાનો ત્યાગ કરી શકું તેમ નથી. તેને મેળવવા જતાં જીવનનો નાશ થાય તેમ હોય તો પણુ તેની મ્હને ચિંતા નથી."

વિશેષ કાંઇ બોલ્યા સિવાય અલીકુલીખાન તત્કાળ સુફી સાહેબના ઓરડામાંથી બ્હાર નીકળ્યો. આ વખતે પ્રભાતકાળ થયો હતો; તેથી તે સહેલાઇથી એ મકાનની બ્હાર નીકળી પોતાના મહાલય તરફ જવા લાગ્યો.

---

## પ્રકરણ ૨૪ મું.

### સ્નાનગૃહ.

ચિતા અને ચિંતામાં ચિંતા જ વિશેષ દુઃખકર છે. ચિતા નિર્જીવને બાળે છે પરંતુ ચિંતા પ્રાણમય, ઉદ્યમમય, શક્તિમય પુરુષને ધીમે ધીમે બાળ્યા કરે છે. અંતરમાં વિષમય જ્વાળા લઇ અલીકુલીખાન શાહ સુફીના આશ્રમમાંથી બ્હાર નીકળ્યો તથા થોડા વખતમાં જ તે પોતાના મહાલયના વિશ્રામગૃહમાં ઉપસ્થિત થયો. હવે તે એ સુખશાન્તિમય વિશ્રામગૃહમાં જાણે કે દારુણ દાવાનળની જ્વાળા અનુભવવા લાગ્યો.

મેઘ વગરનું આસમાની આકાશ બાલસૂર્યનાં કિરણોથી સમાચ્છન્ન થયું હતું. એ ઉજ્વળ કિરણો યમુનાના તરંગોપર પડતાં હોવાથી યમુના ઘણી તેજોમયી દેખાતી હતી. કદાચ બીજો કોઇ દિવસ હોત તો આ સ્નિગ્ધ, મધુર સૌન્દર્ય જોઇ અલીકુલી સૃષ્ટિકર્ત્તાના સૃષ્ટિવૈચિત્ર્યની પુષ્કળ પ્રશંસા કરત, મુગ્ધ નેત્રોથી પ્રભાતના ઉજ્વળ આકાશ તરફ તે એકાગ્ર દૃષ્ટિથી જોઇ રહેત; પરંતુ આજે તેને કાંઇ ગમતું નહોતું.

પંખીઓ માળાનો તથા વૃક્ષશાખાઓનો ત્યાગ કરી આસમાની આકાશમાં ઉડતાં હતાં. પ્રભાતનો કોમળ વાયુ ન્હાના ન્હાના મેઘની સાથે ક્રીડા કરતો હતો. વિહંગો મધુર કંઠથી કિરતારની કરુણાનું કીર્તન કરતાં હતાં. એ સંગીતની ભાષા જાણે કે એવી હતી કે, "રાત્રે અમે મૃત્યુને આધીન હતાં. દિવસ ઉત્પન્ન કરીને હે પરમ-કૃપાળુ પ્રભુ! તમે અમને મૃત્યુના મુખમાંથી બચાવી નવજીવન આપ્યું છે." બીજું કોઇ પક્ષીઓના આ પ્રભાતના કુજનનો ગમે એવો અર્થ કરે તો પણ અલીકુલીખાન ઉપર દર્શાવેલો ભાવ પ્રદર્શિત કરી સુખી થતો હતો. એ દિવસે એ આસમાની આકાશમાં અનેક પંખીઓ ઉડતાં હતાં તથા ઉપરોક્ત ભાવથી મધુર કુજન કરતાં હતાં પરંતુ અલીકુલીખાનનું એ તરફ બિલ્કુલ ધ્યાન નહોતું. શોભા-સૌન્દર્યમયી પ્રકૃતિ આજે તેની નજરે જાણે કે પ્રખર જ્વાળામયી બની ગઇ હતી. એ બાલસૂર્યની ક્ષીણ જ્યોતિ જાણે કે તેના તરફ અગ્નિકણો ફેંકતી હતી.

હમ્મેશાં પ્રભાતકાળે આગ્રાના દુર્ગપરથી સુમધુર સ્વરે નહબત વાગતી હતી. દિલ્લીશ્વરની નિદ્રાના ભંગ માટે જ સમસ્ત મધુમય રાગ રાગિણીઓનો આલાપ થતો હતો. એ દિવસે પણ નહબત વાગતી હોવા છતાં એ મધુર નહબતનો સુર અલીકુલીખાનના મર્મ-સંધિસ્થાનમાં મધુવૃષ્ટિ કરતો નહોતો. આજે એ સુરથી તેની વ્યથામાં જાણે કે વધારો થતો હતો.

શેર અફઘાન માનસિક ઉત્તેજના દૂર કરવા માટે થોડા વખત સુધી વિશ્રામ લઈ સ્નાનાર્થે સાધારણ હમામ તરફ જવા લાગ્યો. શીતળ, ઉષ્ણ, સમશીતોષ્ણ વગેરે બહુ પ્રકારની વારિધારાથી આવનાર સાધારણ હમામ કિંવા સ્નાનાગારમાં સ્નાન કરતા હતા. જે

હમામનો રક્ષક અતિ સુન્દર રીતે સ્નાન કરાવી શકતો, સ્નાન પૂર્વે અંગમર્દનાદિ કરી શકતો તેના સ્નાનાગારમાં જ વિશેષ માણસો સ્નાન કરવા જતા હતા. પ્રત્યેકને માટે જૂદાં જૂદાં સ્નાનગૃહ હતાં. પ્રત્યેક સ્નાનગૃહની સાથે જ બીજું એકેક ગૃહ હોઈ એમાં ઉત્કૃષ્ટ ચમેલી, બેલા, ખસખસ, હેના વગેરેનાં સુગંધિ તેલ, કાંસકી કાંસકા, શરીર લુંછવાના મુલ્યવાન્ રૂમાલ, સુગંધિત અંગલેપ વગેરે સામગ્રી તૈયાર રાખવામાં આવતી હતી. જે માણસ જેવી રકમ આપતો તેવી તેની સંરભરા થતી હતી. દિલ્લી કરતાં આગ્રાનાં સ્નાનગૃહ વિશેષ પ્રસિદ્ધ હતાં.

અલીકુલીખાનને હમામખાનાંઓના રક્ષકો સારી રીતે ઓળખતા હતા; કેમ કે એ સમયે એના જેવો બળવાન્ પુરુષ આગ્રામાં બીજો કોઇ નહોતો. હમામના નોકરો તેને સેવાથી સંતુષ્ટ કરીને સારી બક્ષિસ મેળવતા હતા.

શેર અફઘાનને ઉપસ્થિત થયેલો જોઈ હમામના રક્ષકે કમરમાંથી નમી પડી તેને એક સલામ કરીને કહ્યું:–"આઇએ! મેહેરબાન! કદરદાન! મિજાજે શરીફ?"

શેર અફઘાને ગંભીર ભાવથી કહ્યું:–"આજે મ્હારો મિજાજ ઘણો બગડી ગયો છે. મગજ પણ સ્થિર નથી. એમ હોવાથી જ આવા પ્રભાતકાળે હું તમારા હમામમાં આવ્યો છું."

આમ કહી શેર અફઘાને હમામના રક્ષકના હાથમાં એક રૌપ્ય-મુદ્રા આપી. હમામરક્ષકે અત્યંત પ્રસન્ન થઇ શેર અફઘાનને એક સ્વતંત્ર ગૃહમાં લઇ જઇને કહ્યું:–"આપ વારંવાર જે સ્નાનગૃહમાં સ્નાન કરી જાઓ છો તે ગૃહ આ નથી. આ ગૃહ ખાં ખાનમઅલી મહકુબ સાહેબ માટે નિયુક્ત કરી રાખ્યું છે; પરંતુ તેઓ હમણાં

દિલ્લો છે. આજે આપ આ નવીન ગૃહમાં જ સ્નાન કરો."

નોકરોની સેવાથી સંતુષ્ટ થઇ શેર અફ્ઘાને પ્રથમ ગરમ જળથી સ્નાન કર્યું; ત્યાર પછી શરીર લુંછી તે ગરમ જળના ફુવ્વારા નીચે બેઠો. ગઇ કાલની આખી રાત્રિ તેણે જાગરણમાં જ પસાર કરી હતી તેથી તે ઘણો ક્લાન્ત થઈ ગયો હતો. વળી તે ઉપરાંત ઉદ્વેગ, ચિંતા અને ભયંકર ભવિષ્યના વિચારથી તેનું ચિત્ત અત્યંત અસ્વસ્થ બની ગયું હતું. સ્નાન કર્યા પછી તેને જાણે કે કાંઇક સ્ફુર્તિ આવી.

પાસેના એક ઓરડામાં અમુક માણસ વાતચિત કરતા હતા. તેમની વાતચિતમાં પોતાનું નામ સાંભળવામાં આવતાં શેર અફ્ઘાન એ વાતચિત સાંભળવાના વિચારથી દિવાલની પાસે જઇને બેઠો. એ સ્થળેથી પાસેના ઓરડામાં ચાલતી વાતચિત સ્પષ્ટતાથી સાંભળી શકાતી હતી. જે માણસો એ ઓરડામાં વાતચિત કરતા હતા તેમને શેર અફ્ઘાનની અહીંની હાજરી સંબંધીની ખબર હતી કે કેમ એ અમે જાણતા નથી; પરંતુ તેમની વાતચિતના ભાવપરથી એમ લાગ્યું કે, તેઓને શેર અફ્ઘાનની સ્નાનગૃહમાંની હાજરીની ખબર હોવી જોઇએ નહિ.

એ માણસોમાંના એકે બીજાને ઉદ્દેશીને કહ્યું:–" યાર લતિફ ! આ શિરાજી પાત્રને હવે ઇન્સાફ આપી દે."

બીજા માણસે કહ્યું:–" ભાઇ ! તું ઘણો અરસિક છે. ફિરદોસીની એક કવિતા સંભારી હું મનમાં ને મનમાં એક અલૌકિક રૂપનું ધ્યાન ધરતો હતો; પણ દોસ્ત ! મ્હારા એ સુખમય ધ્યાનનો ત્હેં ભંગ કર્યો છે. યાકુબ ! તું ઘણો બદબખ્ત છે."

યાકુબે કહ્યું:–" જવા દે ત્હારા ફિરદોસીને. આજકાલ તો શહેરમાં અદ્વિતીય રૂપસુન્દરી મેહેરુન્નિસાની જ વાત સર્વત્ર ચાલે છે."

યાર લતિફે કહ્યું:–" ખરું છે, દોસ્ત! તે દિવસે ત્હેં વાત અપૂર્ણ કેમ રાખી હતી? એ વખતે હું પણ નશામાં હતો નહિ તો સંપૂર્ણ વાત જાણ્યા સિવાય ત્હારો છુટકારો કરત નહિ."

યાકુબે કહ્યું:–" ભાઇ! રૂપવતી સ્ત્રીઓ ગરીબોને માટે ઉત્પન્ન થયેલી નથી. આપણા અલીકુલીખાન સાહેબ ઘણા બહાદુર હોવા છતાં તેઓ લક્ષ્મીસંપન્ન નથી. ગિયાસબેગ હમણાં બાદશાહના આત્માદુદ્દૌલા છે. તેમની પાસે અઢળક લક્ષ્મી છે. હવે તેમના દુ:ખના દિવસો અદૃશ્ય થઇ ગયા છે. બાદશાહની પણ તેમના ઉપર ઘણી કૃપા છે. મ્હેં એમ સાંભળ્યું છે કે, અલીકુલીખાન સાથે મેહેરનો સંબંધ થવાની જે વાત ચાલે છે તે સાચી નિવડવાની નથી."

યાર લતિફે ઉત્સુકતાથી પૂછ્યું:–" એમ થવાનું કાંઇ કારણ?"

" મ્હેં એમ સાંભળ્યું છે કે, શાહજાદા સલિમ સાથે મેહેરનો વિવાહ થશે!"

" આ તું શું કહે છે?"

" કહેવાનું શું હતું? એ સઘળી ભાગ્યની ખૂબી છે. જેનો જન્મ મરૂભૂમિમાં થયો છે તે ભાગ્યોદયના પ્રભાવથી આગ્રાના રાજસિંહાસનપર બેસશે."

" પણ ભાઇ! એ રૂપ સિંહાસનને જ યોગ્ય છે! એક વખતે નિમંત્રણ આવેલું હોવાથી મ્હારી બીબી ગિયાસબેગને ત્યાં ગઇ હતી. તેના મુખે મ્હેં એમ સાંભળ્યું છે કે, મેહેરના રૂપની જ્યોતિ પાસે બિહસ્તની હુરીના રૂપની જ્યોતિ પણ ઝાંખી પડી જાય તેમ છે!"

" દોસ્ત! એ રૂપથી જ પુરુષો મરે છે. મ્હારી બીબીના શરીરનો રંગ કાળો હોવાથી તે એવી રૂપસુન્દરીઓને જોઇ બળી જાય છે. તે કહે છે કે, ખુદાએ રૂપવતી રમણીઓને એક પ્રકારનું અંજન

બતાવેલું છે. એ અંજન પુરુષોનાં નેત્રોમાં ઘસી સુન્દરીઓ તેમને પોતાની ઇચ્છાનુસાર નચાવે છે. સદ્ભાગ્યે મ્હારી બીબી કાળી હોવાથી જ હું કમરપર તલ્વાર લટકાવી મરજી પડે ત્યાં ફરી શકું છું."

"ખરું છે; પણ જો શાહજાદાની સાથે મેહેરનો વિવાહ થશે તો બિચારા શેર અફ્ઘાન સાહેબ નિરાશ બની જઇ આત્મહત્યા કરશે."

"જો એમ બનશે તો હું એમ જ સમજીશ કે તેમના જેવો મૂર્ખ પુરુષ બીજો કોઇ નથી. એમના જેવો સાહસિક તથ બળવાન્ પુરુષ સમસ્ત આગ્રામાં કોઇ છે કે? બાદશાહની તેમના ઉપર ઘણી પ્રીતિ છે તથા શેર અફ્ઘાન સાહેબનો પ્રાણ અતિ મહત્વપૂર્ણ છે. એમના જેવો માણુસ રૂપના મોહમાં ફસાઇ પડી મૂર્ખ પશુની માફક આત્મવિક્રય કરે-પોતાનું મનુષ્યત્વ ભૂલી જાય—"

આ વખતે શેર સાહેબને પ્રેતની માફક પોતાની પાસે ઉપસ્થિત થયેલો જોઇ એ માણુસ પોતાનું વાક્ય પૂર્ણ કરી શક્યો નહિ. તે ચમકી ઉઠયો. તેણે તત્કાળ આસનપરથી ઉઠી ઉભા થઈ ઘણા નમ્ર સ્વરે કહ્યું:—"પધારો સાહેબ! હમણાં આપના વીરત્વની જ વાત ચાલતી હતી. આ શહેરમાં આપના જેવો વીરપુરુષ બીજો કોણ છે?"

શેર અફ્ઘાને સ્મિત હાસ્ય કરી કહ્યું:—"ભાઇ! હમણાં તમારી બન્નેની વચ્ચે જે વાતચિત થઇ છે તેનો પ્રત્યેક શબ્દ મ્હેં સાંભળ્યો છે. સ્નાન કર્યા પછી પાસેના ગૃહમાં હું વિચારમગ્ન સ્થિતિમાં બેઠો હતો એવામાં તમે જે વિષયપર વાત કરતા હતા તેમાં મ્હારું નામ સાંભળવામાં આવતાં ઉત્કંઠા અને કુતૂહલને વશ થઇ મ્હેં તમારી સઘળી વાતચિત સાંભળી છે. તમે ખરું જ કહ્યું છે કે, પુરુષ રૂપની ઉપાસના

કરવા જતાં ઘણો મૂર્ખ બની જાય છે. તેના ઉદાહરણ તરીકે તમે મ્હને જોઇ શકો છો. ખુદાના શાન્તિમય સંસારમાં કેવળ અસિવ્રતને જ મ્હારું ધ્રુવલક્ષ્ય સમજી હું ચાલતો હતો; પરંતુ એવામાં રૂપની મોહિની પ્રભાથી મ્હારા વીરત્વનું અભિમાન કલંકિત થયું છે. આ જગતને હું શત્રુઓથી ભરેલું જોઉં છું. મ્હારા જીવનની શાન્તિને હું ગૂમાવી બેઠો છું. જે વિષયનો પ્રારંભ જ આવો છે તેનું પરિણામ કિંવા છેવટ શું આવશે એ કોણ જાણે છે! તમારી વાતચિત સાંભળી તેમાં હું ખરો માર્ગ જોઇ શક્યો છું. રમણીના મોહનો પ્રભાવ મ્હારા ચિત્તમાંથી દૂર કરવાનો હું બની શકશે એટલો પ્રયત્ન કરીશ."

વિશેષ કાંઇ બોલ્યા કે સાંભળ્યા સિવાય શેર અફઘાન ઉત્તેજિત ભાવથી એ ઓરડાની બ્હાર નીકળી પડ્યો. યારલતિફ અને યાકુબ દિઙ્મૂઢ બની જઇ તે પોતાની દૃષ્ટિસીમામાંથી અદૃશ્ય થાય ત્યાં સુધી તેના તરફ જોઇ રહ્યા. શેર અફઘાનની સ્થિતિ જોઇ તેઓ તેને કાંઇ પૂછવાનું સાહસ કરી શક્યા નહિ.

---

## પ્રકરણ ૨૫ મું.

### આત્મહત્યાનો પ્રયત્ન.

ભીષણ અંધકારમાં અલીકુલીખાને શો ઉજ્વળ પ્રકાશ જોયો હતો એ અમે જાણતા નથી. તેનું મન પ્રસન્ન કેમ બની ગયું હતું એ સંબંધી પણ અમે કાંઇ કહી શકતા નથી. શાથી તેનો દાવાનળથી સળગી જતો પ્રાણ શાન્ત થયો હતો એ અમે સમજતા નથી; પરંતુ તેની સ્થિતિનું દર્શન કરતાં

એમ લાગતું હતું કે, તેના પ્રાણુને ચારે તરફથી ઘેરી લઇને જે કાળાં વાદળાંઓ એકઠાં થતાં હતાં તે જાણે કે આત્માની પ્રસન્નતાના વાયુથી એક તરફ ઉડી ગયાં. મૃદુ વાયુપ્રવાહથી આમતેમ ભમતાં શરદના આકાશનાં વાદળાંઓની માફક તેની ચિંતા જાણે કે ક્ષણ માત્રમાં દૂર થઇ ગઇ.

અલીકુલીખાન પ્રસન્ન મને પોતાને ઘેર ગયો. ભોજન કરી રહ્યા પછી એકાન્ત ગૃહમાં બેસી તે એકાગ્ર ચિત્તે ગુલિસ્તાન વાંચવાનો પ્રયત્ન કરતો હતો; પરંતુ એમાં તે જોઇતું ધ્યાન પરોવી શકતો નહોતો; પરંતુ એવામાં એક શ્લોક તરફ તેનું ચિત્ત આકર્ષાયું. એનો સારાંશ એવો હતો કે, “ હે નિષ્ઠુર પ્રેમિક! પ્રેમ એ ખુદાનું દાન છે. એવું પવિત્ર દાન આ જગતમાં બીજું કાંઇ નથી. ખુદા પોતે જ પ્રેમમય છે. તેણે ત્હારું લાલન પાલન કરવા માટે તને માતાપિતા આપ્યાં છે. સેવા શુશ્રુષા કરવા-ચિત્ત તથા દેહને સંતુષ્ટ કરવા વનિતા આપી છે. આકાશને વાયુ, નદીને જળ, વૃક્ષને ફળ, ખેતરને અનાજ, જમીનને સોનાની ખાણો આપી છે. તેણે શું નથી આપ્યું? એણે ઉત્પન્ન કરેલા પ્રેમનું તું અપમાન કરીશ નહિ; નહિ તો ખુદા ત્હારા ઉપર રોષે ભરાશે. ”

આ શ્લોકથી અલીકુલીખાનનું ચિત્ત જાણે કે સહજ શાન્ત થયું. પછી તેણે ઉપરોકત શ્લોકની નીચેનો એક શ્લોક વાંચી જોયો. તેમાં લખ્યું હતું કે, “ હે નિષ્ઠુર પુરુષ! ત્હારા પ્રેમને સેંકડો ધિક્કાર છે. કેવળ પોતાના જ સુખને ઇચ્છનાર સ્વાર્થી બુલબુલના જેવો ત્હારો સ્વભાવ છે. જે પુષ્પ ત્હારે માટે સૌન્દર્યમય છે, ત્હારે માટે સુવાસપૂર્ણ છે, ત્હારે માટે સરસ મધુથી ભરેલું છે તે ત્હારે માટે જ કુટ્યું છે એમ તું કેમ વિચારતો નથી. તું નિર્દયતાથી તેને પગ નીચે

દાબી દેવા તૈયાર થયો છે કે? એણે સ્વેચ્છાથી પોતાનું સર્વસ્વ તને આપ્યું છે છતાં તું તેને કાંઈ પણ આપતો નથી. અરેરે! પ્રેમના મહત્વથી અજ્ઞાની પુરુષ! જગતમાં તું ઘણો અભિશપ્ત જીવ છે!'

ત્યાર પછી બીજી એક કવિતા અલીકુલી વાંચવા લાગ્યો. એ કવિતા વિશેષ હૃદયસ્પર્શી તિરસ્કાર પૂર્ણ હતી. એમાં લખેલું હતું કે, "હે નિષ્ઠુર પ્રેમિક! જે ત્હારે માટે સતત અશ્રુજળની વૃષ્ટિ વર્ષાવે છે, જે ત્હારા ધ્યાનમાં મગ્ન થઈ ખુદાની ભક્તિને ભુલી ગઈ છે. જે કલંક, તિરસ્કાર અને ભયથી લજ્જાવતી લતાના જેવી સર્વદા સંકુચિતા છે તેનો તું તિરસ્કાર કરે છે કે? તેના ઉપર તું સંદેહ કરે છે કે? ધિક્કાર છે તને? ધિક્કાર છે ત્હારા મનુષ્યત્વને! જો તું મનુષ્ય હોય તો જા તેના પગ પકડીને ક્ષમા માગ. તેની આંખોમાંનું જળ લુંછી નાખ તથા તેના ચિંતાતુર મુખને હાસ્યથી પ્રફુલ્લ કર."

કોણ કહે છે કે, ગ્રંથના વાંચનથી ચિત્ત શાન્ત થાય છે? જે જ્વાળા અત્યાર સુધી સ્થિર હતી તે જાણે કે વખત મળતાં હવે પ્રબળ વેગથી ગર્જના કરી સળગી ઉઠી. અલીકુલીખાનને એમ લાગ્યું કે, ઘણા કાળ પૂર્વે રચાયલી આ કવિતાઓ તેનો તિરસ્કાર કરવા માટે જ રચવામાં આવી છે! એ કવિતાઓ સજીવ ભાષામય, શબ્દ ઝંકારમય તથા ભાવમય પ્રાણ લઈ સજીવ મૂર્ત્તિ ધારણ કરીને જાણે કે તેનો તિરસ્કાર કરે છે! આ જગતમાં સર્વ તેની સાથે શત્રુતા કરે છે. તેની શક્તિની વિરુદ્ધ મુખ્ય વિદ્રોહી તેની ચિત્તવૃત્તિ છે. એ ચિત્તનું દમન કર્યા સિવાય તેનું કલ્યાણ થાય તેમ નથી.

અલીકુલીખાને પુસ્તક વાંચવું બંધ કર્યું. તેણે જોયું કે, એ પુસ્તકમાંનો કોઈ પણ વિષય તેના ચિત્તને શાન્ત કરી શકે તેમ

નથી. ઉપરોક્ત કવિતાઓના વાંચનથી ઉલટી તેની શાન્ત જ્વાળા વધી ગઇ. તેણે વિચાર્યું કે, મોહના પંઝામાં નહિ ફસાતાં તેનાથી દૂર રહેવામાં જ સાર છે. આગ્રાનો–તેના અંતરની યાતનાના કેન્દ્રસ્થળનો ત્યાગ કરી દૂર આવેલા બીજા કોઇ સ્થળે જઇને રહ્યા સિવાય ઉપાય જ નથી.

અલીકુલીખાને પોતાના મનમાં ને મનમાં વિચાર્યું:–" અતુલનીય સૌન્દર્યથી વિભુષિત કરીને મેહેરુન્નિસાને ખુદાએ આ દુનિયામાં મોકલી છે. દરિદ્રના સુખ માટે એ રૂપરત્ન ઉત્પન્ન થયું નથી. એ જગતની જ્યોતિનો પ્રકાશ ઝુંપડીમાં પ્રકાશવા માટે નથી. જે રૂપજ્યોતિનો બાદશાહના રત્નજડિત પ્રાસાદમાં પ્રવેશ થતાં બાદશાહની ગૌરવજ્યોતિ મલિન થઇ જાય તેમ છે એ શું દરિદ્રની ઝુંપડીને માટે યોગ્ય છે કે? મ્હારે મેહેરુન્નિસાના સુખના માર્ગમાં અડચણકર્ત્તા શા માટે થવું જોઇએ? ખુદાએ બાદશાહના રંગમહેલની શોભામાં વધારો કરવા માટેજ તેને ઉત્પન્ન કરી હોય તો પછી ખુદાની ઇચ્છા વિરુદ્ધ વર્તી મ્હારે એ સરળ જીવના ભવિષ્યની સુખશાન્તિનો નાશ શા માટે કરવો જોઇએ? "

થોડા વખત સુધી ચુપ રહ્યા પછી તે પાછો વિચારવા લાગ્યો:– " મેહેર મ્હને ચ્હાય છે કે શું? તેણે મ્હને પોતાનું હૃદય સમર્પણ કર્યું છે કે શું? તેના હૃદયપર સુલતાન સલિમના મનોહર રૂપની સહજ પણ છાયા નથી પડી કે શું? મ્હને ચ્હાઇ પોતાના ભવિષ્યનાં સુખશાન્તિનો નાશ કરવાની તેની ઇચ્છા છે કે શું? હરેક સ્ત્રીના અંતરમાં એક ઉચ્ચ અભિલાષા હોય છે. રત્ન, ઐશ્વર્ય અને અલંકારનો તેમને ઘણો લોભ હોય છે. સઘળાં માતાપિતાની એવી જ ઇચ્છા હોય છે કે, તેમની સ્નેહમયી કન્યા રાજરાજેશ્વરી થાય. મેહેર જેથી રાજરાજેશ્વરી થાય એવી કદાચ તેનાં માતાપિતાની પણ ઇચ્છા

હશે. ભદ્રતાને લીધે તથા શીલતાને કારણે તેમણે હજી સુધી કોઇ પણ પ્રકારની મ્હને નારાજી દર્શાવી નથી. તેમણે કદાચ સલિમની સાથે મેહેરને પરણાવી મ્હારી આશાનો મૂળમાંથી જ નાશ કરવાનો વિચાર રાખ્યો હશે. જો તેમ થવાનું હોય તો ભલે થાય. હું કોઇના સુખની આશાનો નાશ કરીશ નહિ. ખુદા! મહિમામય ખુદા! મ્હને ખરો રસ્તો બતાવો, મ્હારા પ્રભુ! મ્હને કહો જોઇએ કે શું કરવાથી આવી વિકટ સ્થિતિમાંથી મ્હારો ઉદ્ધાર થશે?"

આવા પ્રકારની દારુણ ચિંતામાં દિવસ વીતિ ગયો. દિવસનું અવસાન થતાં રાત્રિ આવી. આસમાની આકાશમાં ક્રમાન્વયે તારાઓ ફુટવા લાગ્યા. ચંદ્રનો ઉદય થવાને હજી ઘણો વિલંબ હતો. કૃષ્ણ-પક્ષની સપ્તમી હતી. અલીકુલીએ જોયું કે, જાણે તેના હૃદયનો અંધ-કાર પ્રકૃતિના અંગપર ફેલાયલા અંધકારમાં ભળી જઈ તેને વિશેષ શ્યામ બનાવે છે.

અલીકુલીના એક વિશ્વાસપાત્ર નોકરે આખો દિવસ માલિકની સ્થિતિનું દર્શન કર્યું હતું. અલીકુલીખાનનો સર્વને ભય લાગતો હતો. તેના મુખ ઉપર એક પ્રકારની એવી ગંભીરતા અને કઠોર ભાવ હતો, કે કોઇ એકાએક તેની પાસે આવવાનું સાહસ કરી શકતું નહિ. અલી-કુલીના ઉપરોક્ત નોકરનું નામ ગુલામ મહમ્મદ હતું. અલીકુલીનો તેના ઉપર ઘણો પ્રેમ હોવા છતાં એ નોકર આખા દિવસમાં તેને એક પણ પ્રશ્ન પૂછવાનું સાહસ કરી શક્યો નહોતો.

સંધ્યા વીતિ ગયા પછી ગુલામ મહમ્મદ અલીકુલીનું ખાણું લઇ આવ્યો તથા ખાણાને યથાસ્થળે મુકી નમ્ર સ્વરે તેણે પૂછ્યું:— "જનાબ! ખાણું મૂકી જાઉં છું. બીજો કાંઇ હુકમ છે કે?"

અલીકુલીખાને ક્રોધપૂર્ણ સ્વરે કહ્યું:–" ના–ના, કાંઇ હુકમ નથી. શયતાન! તું જહન્નમમાં જા!"

આવાં રોષપૂર્ણ વચનો સાંભળી સંતુષ્ટ થઇ ગુલામ મહમ્મદે ચુપકીદીથી વિસ્મિત ચિત્તે એ ઓરડાનો ત્યાગ કર્યો. તેણે પોતાના મનમાં વિચાર્યું:–" સાહેબ કોઇ દારુણ ચિંતાથી ઘણા ઉત્તેજિત બની ગયેલા હોવા જોઇએ. તેમ ન હોય તો મ્હારા સરળ પ્રશ્નના ઉત્તરમાં તેઓ આમ શા માટે કહે?"

નોકર ચાલ્યો ગયો. ઓરડામાં દીવો સળગતો હતો. ખાણું જ્યાં હતું ત્યાં જ પડી રહ્યું. અલીકુલીખાન ચિંતાતુર ચિત્તે એ ઓરડામાં આંટા મારવા લાગ્યો; છતાં તેની ચિંતાનો અંત આવ્યો નહિ.

અલીકુલીખાનનો વિચાર પ્રવાહ પાછો ચાલવા લાગ્યો;–" પ્રલોભનના મ્હોં પાસેથી ચાલ્યા જવાથી મ્હારો છુટકારો થશે કે? જે મુગ્ધ ચિત્તે આવી ભીષણ ચિંતા અને અપાર અશાન્તિ ઉત્પન્ન કરી છે તેનાથી જીવન હોય ત્યાં સુધી સ્વતંત્ર થવાય એ અશક્ય છે! ત્યારે જે હૃદયમાં આ સઘળી ચિંતા ઉત્પન્ન થઇ છે એ હૃદયને ચીરી નાખવાથી મ્હારા જીવની વ્યથા જશે કે? ખુદા! મેહેરબાન! આવા ભયંકર અંધકારમાં મ્હને રસ્તો બતાવો, મ્હારા પ્રભુ!"

ચિંતાતુર ચિત્તે અલીકુલીખાન શય્યાનાં સૂતો. શય્યામાં કોઇએ જાણે કે સળગતા અંગારા નાખેલા હોય એવી વેદના તે અનુભવવા લાગ્યો; આમ છતાં નિરુપાયે આંખો મીંચી તે દૂધના જેવી સફેદ અને મખમલ જેવી સુંવાળી શય્યામાં પડી રહ્યો; પણ તેની જ્વાળા ધીમે ધીમે વધવા લાગી.

ઘણી ચિંતા કર્યા પછી અલીકુલીખાને પોતાના મનમાં એવો નિશ્ચય કર્યો કે, "જીવનનો અંત લાવ્યા સિવાય બીજો કોઇ ઉપાય જ

નથી. હું કાબૂલ, કંદહાર, ખોરાસાન અથવા પૃથ્વીના કોઇ પણ સ્થળે જઇશ તો પણ ભુવનમોહિની મેહેરની ચિંતા છાયામૂર્તિની માફક મ્હારી પાછળ પાછળ આવશે. જો તે ખરેખર મ્હને ચ્હાતી હશે તો પણ તેની સાથે વિવાહ કરીને હું તેના સર્વસ્વનો નાશ કરીશ નહિ. ખુદાએ જેને રાજરાણી થવા માટે બનાવી છે તેને હું રસ્તાની ભિખારણ કરીશ નહિ. યમુનાના સુશીતળ જળમાં ડૂબી મરવાથી મ્હારી સઘળી જવાળા શાન્ત થાય તેમ છે. ડૂબી મરવા માટે આ ઘણો ઉત્તમ વખત છે. એ પ્રકાર કોઇ જાણશે નહિ તથા જોશે પણ નહિ. યમુનાના શીતળ જળગર્ભમાં મ્હારી ચિર શીતળ સમાધિ થશે. સરિતાનો પ્રબળ પ્રવાહ મ્હને કયાં તાણી જશે એ પણ કોઇ જોઇ શકશે નાહ."

રસ્તો ભૂલેલો મુસાફર ખરો રસ્તો જોવામાં આવતાં જેવી રીતે આનન્દિત થાય તેવી જ રીતે અલીકુલીખાન આનન્દિત થયો. વીર પુરુષ માટે મૃત્યુ એ રમતની વસ્તુ છે. અલીકુલીએ એક વખત વિચાર્યું, "આત્મહત્યા એ મહાપાપ છે. જાણી જોઇને હું શા માટે એવું પાપ કરું? એ સિવાય હું બીજો માર્ગ કેમ ન સ્વીકારું? વીરને માટે યુદ્ધમાં મરવું ઉત્તમ છે. આજકાલ મહારાજ માનસિંહ બંગાળામાં મહાયુદ્ધમાં ગુંથાયા છે. હું એ યુદ્ધના સેનાપતિ તરીકે જવાની માગણી શહેનશાહ પાસે કેમ કરતો નથી? ઇચ્છાપૂર્વક એ યુદ્ધમાં જીવનનું બળિદાન આપીશ. એમ કરવાથી આત્મહત્યાના મહાપાપથી મ્હારે કલંકિત થવું પડશે નહિ."

થોડા વખત સુધી ચુપ રહ્યા પછી પાછો તે વિચારવા લાગ્યો:— "ધારો કે, કદાચ હું બંગાળામાં ગયો. અકબરશાહે મ્હને બંગાળાના યુદ્ધનો સેનાપતિ બનાવીને મોકલ્યો; પરંતુ દૂર દેશમાં જઇ હું શાન્તિ

મેળવી શકીશ કે ? કદાચ યુદ્ધમાં મ્હારું મૃત્યુ ન થાય તો ? વળી એ દૂર દેશમાં રહી જો કદાચ હું એમ સાંભળું કે, મેહેરુન્નિસા રંગમહેલની અધીશ્વરી રૂપે સલિમની અંકલક્ષ્મી થઇ છે તો ?! આહ! ભવિષ્યની એ વાતનો વિચાર કરતાં પણ મ્હારું સર્વાંગ અને મ્હારો પ્રાણ કંપી ઉઠે છે!"

અલીકુલીખાન ઉત્તેજિત ભાવથી શય્યાનો ત્યાગ કરી ઉઠી ઉભો થયો. એ શયનગૃહની સઘળી બારીઓ તેણે ઉઘાડી નાખી. બ્હારના શીતળ વાયુએ એ શયનગૃહમાં પ્રવેશ કરી તેના ઉત્તેજિત મસ્તકને ઘણા અંશે શીતળ બનાવી દીધું.

આ વખતે આકાશમાં ચંદ્રનો ઉદય થયો હતો. સઘળી જડ પ્રકૃતિ નિસ્તબ્ધ હતી. મધ્યરાત્રિનો સમય થવા આવ્યો હતો. ઉદ્યાનમાંનાં પુષ્પો વિકસિત થઇને ચારે તરફ પોતાની સુગંધિ ફેલાવતાં હતાં. અલીકુલીખાન એકાગ્રદષ્ટિથી રાત્રિના સૌન્દર્યનું દર્શન કરવા લાગ્યો. એક સમયે પ્રકૃતિના જે સૌન્દર્યથી તેનું મન સ્રષ્ટાના સૃષ્ટિવૈચિત્ર્ય અને મહાત્મ્ય તરફ આકર્ષાતું હતું એ સૌન્દર્ય હવે તેને તિક્ત જણાવા લાગ્યું. એ સૌન્દર્ય જોઇને તે ચિત્તને શાન્ત કરી શક્યો નહિ. તેના પ્રાણમાં પ્રબળ અગ્નિ સળગતો હતો. નેત્રોમાંથી જાણે કે સૌન્દર્ય અનુભવવાની શકિત ચાલી ગઇ હતી.

અલીકુલીખાને ચિંતાતુર ચિત્તે અસ્પષ્ટ સ્વરે કહ્યું:—" હે શોભાસંપદમયી પ્રકૃતિ ! આજે તું મ્હારી નજરમાં કદરૂપી કેમ દેખાય છે, મા ? હું બાલ્યાવસ્થાથી ત્હારા સ્નેહમય વક્ષપર રહી પરિપુષ્ટ થયો છું. દુઃખશોક, નિરાશા અને ચિંતા વગેરેમાંથી મુકિત મેળવી શક્યો છું છતાં આજે ત્હારું ભુવનમોહન સૌન્દર્ય નિરસ કેમ દેખાય છે ? આસમાની આકાશમાં પ્રકાશી રહેલી ચાંદની મલિન કેમ જણાય છે ?

ત્હારું વિરાટ નૈશસૌન્દર્ય આજે ગંભીરતા વગરનું કેમ લાગે છે? ત્હારા વક્ષપરથી વહી જતી યમુનાના તરંગોનો સુર આજે બેસુરો કેમ વાગે છે? અરેરે! આજે સઘળું મ્હારા તરફ વિરૂપ છે! હે પ્રકૃતિદેવિ! શાન્તિદાયિની, સ્નેહમયી માતારૂપે હમ્મેશાં ત્હેં મ્હારી પરિચર્યા કરેલી હોવા છતાં આજે તું પણ મ્હારાપર વિરક્ત કેમ થઇ છે? મ્હને એમ લાગે છે કે, હવે મરણને શરણ થવામાં જ શ્રેય છે."

સ્વગત આમ કહી એક મ્હોટા વસ્ત્રથી શરીર ઢાંકી દઇ અલીકુલીખાને ઉત્તેજિત સ્થિતિમાં જ સ્વગૃહનો ત્યાગ કર્યો. તે ક્યાં ગયો એ ગૃહમાં કોઇ જાણી શક્યું નહિ.

ઘણી ઝડપથી તે રાજમાર્ગ—સડકપરથી પસાર થવા લાગ્યો. કેટલીક ગલીઓ સુદ્ધાં વટાવી. એક બે સ્થળે પહેરેગીરોએ પૂછ્યું:—"કોણ જાય છે?"

અલીકુલીખાને ભીષણ કંઠે કહ્યું:—"શેર અફઘાન" તેને સર્વ મનુષ્યો ઓળખતાં હતાં તેથી જ તેનું નામ સાંભળવામાં આવતાં પહેરેગીરોએ તેને બીજો પ્રશ્ન પૂછ્યો નહિ.

સ્હામે જ તરંગરંગમયી યમુના પ્રબળ વેગથી વહેતી હતી. એકાએક જાણે કે યમુનાના વક્ષને ભેદી એક કાળપુરુષ ઉઠી ઉભો થયો. એ કાળપુરુષે ગંભીર કંઠે કહ્યું:—"વત્સ! ત્હારા ગુણનો વિચાર આ જગતમાં કોઇ કરી શક્યું નથી. ત્હારું મૃત્યુલોકનું જીવન અભિશપ્ત છે. તું મ્હારી સાથે આવ. મ્હારા રાજ્યમાં શાન્તિ અને સુખ છે. એમાં હિંસા કે દ્વેષ નથી, વેદના દુઃખ તથા શોકસંતાપ નથી. આવ—આવ, વીર નર! હું પોતે તને મ્હારા રાજ્યમાં લઇ જવા માટે અત્રે સશરીરે ઉપસ્થિત થયો છું."

અલીકુલીખાને ઉપરોક્ત વચનો સાંભળીને તરંગમયી યમુનાના

અગાધ જળરાશીમાં કૂદી પડવાનો દૃઢ નિશ્ચય કર્યો.

મૃત્યુ પામવાની ઇચ્છા કરવાથી મૃત્યુ પમાતું નથી. પરમાયુ હોય છે ત્યાં સુધી કાળથી આગળ આવી શકાતું નથી. મૃત્યુ નિયતિને આધીન છે. નિયતિ કિંવા ભાગ્યની દયા હોય છે તો મનુષ્ય બચી જાય છે. આમ હોવાથી જ અલીકુલીખાન ઉર્ફે શેર અફઘાન મરવાની ઇચ્છા કરીને પણ મરી શક્યો નહિ. તે જેવો એ ઉચ્ચ સ્થળેથી યમુનાના ગંભીર જળમાં કૂદી પડવાને તૈયાર થયો કે તરત જ કોઇએ એકાએક પાછળથી આવી પહોંચી તેની કમરપરના ચામડાના પટ્ટામાં હાથ નાખી જોરથી તેને પાછો ખેંચી લીધો.

એ સ્થળ અંધકારમય હતું. આવનાર માણસને ઓળખી શકવાનું કામ અશક્ય હતું. આકાશમાં ચંદ્ર મેઘથી ઢંકાયલો હોવાથી એ ગંભીર અંધકારમાં પ્રકાશની અતિ ક્ષીણ રેખા જણાતી હતી. અલીકુલીખાને પોતાને ખેંચી લેનાર વ્યક્તિને ઉદ્દેશીને પૂછ્યું:–" તમે કોણ છો ? તમે મ્હને મરણ પામતો કેમ અટકાવ્યો છે ? "

" મ્હેં તમને અટકાવ્યા નથી. જે કાંઇ બન્યું છે તે કેવળ ભાગ્યચક્રના પ્રભાવથી જ બન્યું છે. આત્મહત્યા મહાપાપ છે એ તમે જાણતા નથી કે ? "

" એ હું જાણું છું. જાણવા છતાં હું એવું મહાપાપ કરવા આવ્યો હતો; પરંતુ મ્હને રોકનાર તમે કોણ છો ? "

એ આવેલી વ્યક્તિએ તીવ્ર વિદ્રુપસહ કહ્યું:–" મ્હેં એમ સાંભળ્યું હતું કે, શેર અફઘાન એક યથાર્થ વીર નર છે; પણ હવે મ્હને એમ લાગે છે કે, તેમના જેવા નામર્દ પુરુષો ઘણા થોડા હશે."

આ વચનો સાંભળવામાં આવતાં ક્રોધે ભરાઇને અલીકુલીખાને બળપૂર્વક એ વ્યક્તિનો હાથ પકડ્યો; પરંતુ આશ્ચર્યનો વિષય એ

હતો કે, એ વ્યક્તિએ તરત જ ઘણી સહેલાઇથી પોતાનો હાથ છોડાવી લીધો. અલીકુલીખાને કહ્યું:–" મ્હને એમ લાગે છે કે, યોગ્ય વ્યક્તિ એ જ મ્હને આત્મહત્યા કરતો અટકાવ્યો છે. જો મ્હારા કરતાં તમારામાં વિશેષ શકિત ન હોત તો મ્હારો પટ્ટો–કમરબંધ પકડી તમે મ્હને રોકી શકત નહિ. વળી મ્હારા હાથમાંથી હાથ છોડાવવો એ જેવા તેવા માણસનું કામ નથી. તમારી શકિતનું દર્શન કરી હું વિસ્મિત બની ગયો છું. કહો જોઇએ કે તમે કોણ છો? તમારી શકિત તથા સાહસ માટે હું તમને ઇનામ આપીશ."

એ વ્યકિતએ અસ્પષ્ટ હાસ્ય કરી કહ્યું:–" ભાઇ! તમે ભૂલો છો. હું યુવક નહિ પણ વૃદ્ધ છું."

" તમે વૃદ્ધ છો! ના–ના, તમે મ્હને બનાવો છો!"

" ભાઇ! હું ખરું જ કહું છું. તમે મ્હારી સાથે આવશો તો મ્હારા શબ્દોની સત્યતા સમજી શકશો. સ્વચ્છ પ્રકાશ સિવાય આ વિષયની મીમાંસા થઇ શકે તેમ નથી."

" આ વળી કાંઇ નવીન રહસ્ય જણાય છે. હું તમને વિનંતિ કરીને કહું છું કે, તમે મ્હને તમારી ઓળખાણ આપો. હું તમને મ્હારા દોસ્ત તરીકે સ્વીકારું છું."

" હું કોણ છું એ હજી પણ તમે સમજી શકતા નથી કે?"

" ના."

" હું શાહ સુફી ફકીર છું."

" શાહ સુફી?"

" હા."

" અસંભવ! ખોટી વાત. તમે મ્હને છેતરો છો! તમારા મનમાં કોઈ ગંભીર ઉદ્દેશ હોવાથી જ તમે મ્હારું જીવન બચાવ્યું છે. શાહ

સુધી તો અશીતિપર વૃદ્ધ છે."

"તમે તેમને કદાપિ જોયા છે કે?"

"હા—બે વખત જોયા છે. એક વખત યૌવનની પ્રથમ સીમામાં અને પછી દશ વર્ષના અંતરે જોયા છે."

"તેઓ ક્યાં રહે છે એ તમે જાણો છો?"

"સ્થળનું નામ કહી શકતો નથી; પણ તેઓ આ નગરને છેડે કોઇ એકાન્ત સ્થળે રહેતા હોઇ ત્યાં એક વખત હું તેમને મળ્યો હતો."

"તમે કોની સાથે ત્યાં ગયા હતા? એમના રહેઠાણનું ઠેકાણું કોણે તમને બતાવ્યું હતું?"

"એક રમણીએ."

"એ રમણીનું નામ શું હતું?"

"તે હું જાણતો નથી."

"એ રમણી તમને શા માટે ત્યાં લઇ ગઇ હતી?"

"મ્હારી ભાગ્યકથા સંભળાવવા માટે."

"ભાગ્યકથામાં તમે શું સાંભળ્યું?"

"અપમૃત્યુ જ મ્હારી ભાગ્યલિપિ છે. એટલા માટે જ હું મરવા આવ્યો હતો."

"તમે જ માળવાપર વિજય મેળવી આવનાર વીર છો કે? તમે જ યુદ્ધમાં વિજય મેળવી આગ્રામાં આવીને શહેનશાહ પાસેથી મણિરત્નજડિત તલ્વાર મેળવી છે કે?"

"આ સઘળી હકીકત તમારા જાણવામાં કેવી રીતે આવી?"

"તમે અહીં આત્મહત્યા કરવા આવ્યા હતા એ હું કેવી રીતે

જાણી શક્યો હતો? તમારા જીવનને બચાવવાનું નિમિત્ત હું કેવી રીતે થયો? ભાઇ! ખુદાએ તમને વીરશિરોમણિ બનાવ્યા છે. તમને ઉત્તમ યુદ્ધ પ્રતિભા આપી છે. તમારું ભવિષ્ય અત્યંત ઉજ્વળ છે! એક સામાન્ય રમણીને માટે તમે તમારા જીવનને શા માટે પદદલિત કરો છો?"

અલીકુલીખાન ગંભીર સમસ્યામાં પડ્યો. તેણે શાહ સુફીનું યૌવનના આરંભ પ્રસંગે દર્શન કર્યું હતું. એ વખતે તેમનો ઉન્નત દેહ, વિશાળ બાહુ અને પહોળી છાતીનું દર્શન કરી તેઓ બળવાન્ હોવા જોઇએ એમ તેણે વિચાર્યું હતું. ત્યાર પછી સલિમાની સાથે તે દિવસે મધ્યરાત્રિ વીતિ ગયા પછી જ્યારે તે તેમના આશ્રમમાં ગયો હતો ત્યારે તેણે તેમના વાળ પાકી ગયેલા જોયા હતા. વળી એ વખતે તેમનું શરીર એક કામળમાં ઢંકાયલું હતું. એ અશીતિપર વૃદ્ધ સાંઇના શરીરમાં પોતાનાથી વિશેષ બળ હોય એ તેને સર્વથા અશક્ય લાગતું હતું. વળી એ વિષયની મીમાંસા કરવાનું પણ પ્રયોજન હતું. તેથી તેણે કહ્યું:–"ચાલો, હું તમારી સાથે આવું છું તમારું કહેવું સાચું છે કે નહિ એ જાણવા માટે મ્હારું મન વ્યાકુળ બની ગયું છે."

આકાશમાં અસંખ્ય ઉજ્વળ નક્ષત્ર અતિ ધીરભાવથી પ્રકાશતાં હતાં. સમગ્ર પૃથિવીપર વિરલ અંધકાર છવાઇ ગયો હતો. પ્રકૃતિ સંપૂર્ણ સ્તબ્ધ હતી. મૃદુ વાયુથી હાલતાં પાંદડાંનો અવાજ ક્વચિત્ રાત્રિની એ ગંભીર નિસ્તબ્ધતાનો ભંગ કરતો હતો.

થોડા વખત સુધી માર્ગ કાપ્યા પછી આગળ ચાલતી વ્યક્તિએ એકાએક એક ગલીમાં પ્રવેશ કર્યો. એ ગલી જનશૂન્ય જણાતી હતી. ત્યાં લોકોનો વસવાસ ઘણો થોડો હોય એમ લાગતું હતું.

શેર અફઘાનના સાથીદાર પુરુષે રસ્તાની પાસે આવેલા એક

ન્હાના મકાનના બારણાપર હાથ ઠોકયો. અને તેણે અમુક સંકેત સૂચવ્યો. વિના વિલંબે બારણું ઉઘડયું. બન્ને જણાએ મકાનમાં પ્રવેશ કર્યો. જેણે બારણું ઉઘાડયું એ માણસે શેર અફઘાન સંબંધી કાંઇ પૂછપરછ કરી નહિ.

શેર અફઘાન પોતાના સાથીસહ ઉપરને મજલે ગયો. સ્હામેના એક ન્હાના ઓરડાનું બારણું ઉઘડયું. એ ઓરડામાં દીપકના પ્રકાશનો વિસ્તાર થયેલો હતો. એ દીપકનો પ્રકાશ એકાએક અલીકુલીખાનના સાથીપર પડયો તો અલીકુલીખાને અપાર આશ્ચર્ય પામીને જોયું કે, તેના સાથી અન્ય કોઇ નહિ પણ શાહ સુરી હતા. અનેક શીત, ગ્રીષ્મ અને વર્ષાનો પ્રકોપ એ મુખપરથી અને શરીરપરથી ચાલ્યો ગયેલો હોવા છતાં તેઓ સૌમ્ય, શાન્ત, સ્થિર તથા કાલહસ્તરંજિત ચિહ્ન વગરના હતા !

અલીકુલીખાને શાહ સુરીના બન્ને ચરણોમાં નમી પડી ગદ્દગદ કંઠે કહ્યું:—" પ્રભુ ! મ્હને ક્ષમા આપો. હું નરાધમ છું ! આપના દેહમાં આટલી બધી શક્તિ હશે એવી પહેલાં મ્હને કલ્પના પણ નહોતી. મ્હેં જે અપરાધ કર્યો છે એ માટે હવે મ્હને ઘણો પશ્ચાત્તાપ થાય છે. હું અંધ-કાણ્ડજ્ઞાનહીન છું. મ્હારી સ્હામે ઘોર અંધકાર છે. એ અંધકારમાં હું માર્ગ જોઇ શકતો નથી. આપ દયા લાવી મ્હને માર્ગ બતાવો. "

શાહ સુરીએ અલીકુલીખાનનો હાથ પકડી તેને એક આસનપર બેસાડી પ્રસન્ન મુખે કહ્યું:–" તમારા જીવનના બચાવના નિમિત્તરૂપે આજે હું યમુનાતટપર ઉપસ્થિત થઇ શકયો હતો એ માટે ખુદાને ધન્યવાદ આપું છું. જો એમ ન બન્યું હોત તો તમારા જેવા એક વીર પુરુષનું અકાળે મૃત્યુ નિપજત ! મ્હારા એક પ્રિય શિષ્યને મળ્યા

પછી એ નિર્જન રસ્તેથી હું આશ્રમ તરફ પાછો ફરતો હતો. રસ્તામાં તમને જતા જોઇને મ્હેં તમારું અનુસરણ કર્યું. પછી તમારો અસ્પષ્ટ કંઠ સ્વર સાંભળી હું તમને ઓળખી શક્યો તે સાથે હું સમજી શક્યો કે, અતિ પ્રિય ધ્યાન ધારણાની વસ્તુ નહિ મળવાથી તમે સર્વાંશે નિરાશ બની ગયા છો. વીર પુરુષની નસોમાં વહેતા ગરમ લોહીએ તમારા મનને ક્ષણ કાળ માટે ઉન્મત્ત બનાવી દીધું હતું; તેથીજ બીજો કોઇ ઉપાય નહિ હોવાથી ખુદાને યાદ કરી મ્હેં તમારો કમરબંધ પકડી લીધો હતો. એમ કરવાથી તમારું રક્ષણ થયું છે."

પોતાના જીવનને બચાવનાર, આ ઉદાર હૃદય સંન્યાસીને રૂઢ શબ્દો સંભળાવેલા હોવાથી એ માટે હવે અલીકુલીખાનને ઘણો પશ્ચાત્તાપ થતો હતો. ફરીથી તેણે સંન્યાસીના ચરણોને સ્પર્શ કરી કહ્યું:–" પ્રભુ ! આ નરાધમે જે મહા પાપ કર્યું છે એનું પ્રાયશ્ચિત્ત શું છે ? આપને મ્હેં ઘણા અયોગ્ય શબ્દો સંભળાવ્યા છે. મ્હેં આપના તરફ કૃતજ્ઞતા દર્શાવવાને બદલે કૃતઘ્નતા દર્શાવી છે."

આ શબ્દો સાંભળી શાહ સુરી સઘળું ભુલી ગયા. તેમના મનમાં તો કોઇ પણ પ્રકારનો ભેદ નહોતો. રાગ, રોષ, અપમાન, અભિમાન વગેરેથી તેઓ દૂર હતા. જીવ માત્રપર દયા રાખવી, આર્ત્ત તરફ દયા દર્શાવવી, રોગીની સેવા કરવી એ જ તેમનો હમ્મેશાંનો ધર્મ હતો. તેમણે હાસ્ય કરી કહ્યું:–" જે કાંઇ બની ગયું છે એને માટે પશ્ચાત્તાપ કરવાની જરૂર નથી. તમે મ્હારા સંતાન બરાબર છો. તમે મ્હારો કાંઇ ગુન્હો કર્યો નથી; માત્ર મેહેરનો તમે ગુન્હો કર્યો છે. એ તમારા સિવાય બીજા કોઇને જાણતી નથી; છતાં તમે શોક પ્રકારની કલ્પિત નિરાશાથી ઉત્તેજિત બની જઇ મહા પાપ કરવા ગયા હતા; ભવિષ્યમાં કદાપિ એવું કાંઇ કરશો નહિ. સુન્દરી હમ્મેશાં વીરભોગ્યા હોય છે. મેહેર તમારી જ સહધર્મિણી થશે.

ભાગ્યના લેખ પ્રમાણે તમે જ તેના પતિ થશો–પરંતુ ત્યાર પછી તમારું ભવિષ્ય ઘણું અંધકારમય છે! મ્હારો એવો દૃઢ વિશ્વાસ છે કે, અકબર બાદશાહના સુયોગ્ય શાસનથી તથા યોગ્ય ન્યાયપ્રિયતાના ગુણથી રાજમાર્ગપર જતો મુસાફર ખુલ્લા આકાશ નીચે પોતાની દ્રવ્ય સંપત્તિ રાખી નિશ્ચિંતતાથી નિદ્રા લઇ શકે છે–તસ્કર એ દ્રવ્ય સંપત્તિને સ્પર્શ કરવાનું સાહસ કરી શકતા નથી. જ્યાં સુધી અકબરશાહ જીવતા હશે ત્યાં સૂધી તમને કોઇ પણ પ્રકારનો ભય નથી."

આ શબ્દો સાંભળવામાં આવતાં અલીકુલીખાનનો જીવ ઘણો શાન્ત થયો. તે સમજી શક્યો કે, ક્ષણિક નિરાશાની ઉત્તેજનાથી તે જે કાર્ય કરવા તૈયાર થયો હતો એ મહા ભ્રમ હતો. પ્રાણમાં નવીન શક્તિ મેળવી શાહ સુફીના ચરણોમાં વંદન કરી શાન્તિપૂર્ણ પ્રાણથી તે પોતાને ઘેર ચાલ્યો ગયો.

એ સમયે પ્રભાત થયું હતું. આસમાની આકાશ બાલસૂર્યનાં સુવર્ણમય કિરણોથી સુરંજિત બની ગયું હતું. સુશીતળ સુગંધિત વાયુ વિહરતો હતો. પંખીઓ આનન્દથી. ગાન ગાતાં ગાતાં આકાશમાં ઉડતાં હતાં. અલીકુલીખાનને એવો ભાસ થયો કે જાણે સમસ્ત જગતમાં મેહેરનું અલૌકિક રૂપસૌન્દર્ય પ્રકાશી નીકળ્યું છે. યમુનાના સંગીતના તરંગોમાં જાણે કે તેના કોમળ સુરનો પ્રતિધ્વનિ થાય છે. પ્રભાત કુસુમોપર જાણે કે તેના મુખની પવિત્રતા અને વિમળ જ્યોતિ પ્રકાશી નાંખી છે.

શાન્ત હૃદયે અલીકુલીખાને પોતાના વિશ્રામગૃહમાં પ્રવેશ કર્યો. આખી રાત્રિ તે ગેરહાજર રહેલો હોવાથી ઘરનાં માણસો વિચારમાં પડી ગયાં હતાં. એવામા પ્રભાતકાળે તેને ઘેર આવેલો જોઇ સર્વે આનન્દિત થયાં.

---

# પ્રકરણ ૨૬ મું.

## સલિમ અને મિરજામહમ્મદ.

પાઠક! ઘણા સમયથી આપણે અભાગિની સલિમાની કાંઇ ખબર લીધી નથી. હવે આપણે તેની ખબર લઇએ છીએ. સલિમા બાદશાહની આજ્ઞાથી કેદખાનામાં પડી પરંતુ એ બનાવ બન્યો તેને બીજે દિવસે તેને હિરણ–મિનારના એક ઉત્તમ ઓરડામા લઇ જઇને રાખવામાં આવી. ત્યા તેને જો કે કેદનું દુઃખ ભોગવવું પડયું નહિ; પરંતુ માનસિક દુઃખ તેને ઘણું ભોગવવું પડયું બાદશાહે તેને એવી આજ્ઞા કરી હતી કે. 'ત્હારે સાત દિવસ સૂધી નજર કેદ રહેવું પડશે.' આમ હોવાથી સલીમા અધીર ચિત્તે દિવસો ગણવા લાગી.

જે તાતારીએ તેને કેદ કરી હતી તે જ તેનો ખોરાક લઇ આવતી હતી તથા ક્વચિત્ તે તેની સાથે બે ચાર વાત કરતી હતી; છતાં ઘણીખરી વખતે તો તે ખોરાક મૂકી ચુપકીદીથી ચાલી જતી હતી. સલિમા પાસે વાત કરવાને કોઇ માણસ નહોતું. તેનો ગુન્હો પણ શો હતો? તેના કલ્પિત ગુન્હાના ન્યાયનું શું પરિણામ આવ્યું, બાદશાહે તેને કેવી શિક્ષા કરવાનો નિશ્ચય કર્યો એ સંબંધી તે કાંઇ જાણી શકી નહિ.

સાત દિવસ વીતિ ગયા પછી આઠમા દિવસે પ્રભાતકાળે સલિમા મુક્ત થઇ. તાતારીએ મીર મુન્સીનો પરવાનો તેને દેખાડીને કહ્યું:— "હવે તું કારાવાસથી મુક્ત થઇ છે. તું ત્હારી ઇચ્છા હોય ત્યાં

જઇ શકે તેમ છે.” આમ કહી તેણે બાદશાહે લીધેલી પેલી મોતી· માળા અને પત્ર ઉપરાંત દશ સોનામહોરો સલિમાના હાથમાં આપી કહ્યું:–“ ત્હારા ઉપર વિના કારણુ સંદેહ કરી શહેનશાહે તને કાર વાસનું દુઃખ દીધું છે અને તેથી જ તેમના તરફથી આ દશ મહો: તને ઇનામ તરીકે આપવામાં આવી છે.”

બાદશાહના દાનને પાછું વાળવાનું સાહસ સલિમા કરી શ નહિ. તેણે એ દશ સોનામહોરો પોતાના વસ્ત્રના છેડા સાથે બાંધ ત્યારે પછી ધીમે ધીમે તે એ કારાગૃહની બ્હાર નીકળી.

સલિમાએ દુર્ગના ચૉકમાં એક એકાન્ત સ્થળે ઉભી રહી સ્વગ વિચાર્યું:–“ હવે હું ક્યાં જાઉં ? શાહજાદા આટલા દિવસ પછી મ્હ જોઇને શું કહેશે ? મ્હારા નસીબમા જે કાંઇ બન્યું છે એ તેઓ જાણી નહિ શક્યા હોય કે ? જો કદાચ તેઓ એ પ્રકાર જાણી શક્ય હોય તો મ્હારા ઉદ્ધારનો કાંઇ પ્રયત્ન તેમણે કેમ ન કર્યો ? ગ: તેમ હો; પણ સર્વથી પ્રથમ હું તેમને જ મળીશ. મોગલ જનાન ખાનાનો હું ત્યાગ કરીશ નહિ. મ્હારો સંકલ્પ પાર પડે એવ સૂચના હવે થઇ ચુકી છે.”

સલિમા ધીમે પગલે શાહજાદા સલિમના મહેલ તરફ જ લાગી. જે ઓરડામાં સલિમ નિદ્રાધીન થતો હતો એ ઓરડા: બારણું ખુલ્લું હતું. સલિમાએ વિચાર્યું કે, એ દિવસે શાહજાદા: ઘણો વ્હેલો શય્યાનો ત્યાગ કરેલો હોવો જોઇએ.

બારણા ઉપર જે રેશમી પર્દો ઝૂલતો હતો તેમાંથી ડોકી કરતાં સલિમાએ સલિમને અંદર ટહેલતો જોયો ! એ ઓરડા બીજું કોઇ નહોતું.

ઉષાના અસ્પષ્ટ પ્રકાશનો વિલય થયા પછી તેજસ્વી સૂર્યકિર

એ ઓરડામાં પ્રવેશ કરી અંદરની સાજા સજાનું સૌન્દર્ય વધારતાં હતાં. સોનાનાં પાંજરાઓમાંનાં પંખીઓ વચ્ચે વચ્ચે તેમને આવડતા શબ્દો ઉચ્ચારી એ નિર્જન ઓરડાની નિસ્તબ્ધતાનો ભંગ કરતાં હતાં.

સલિમાએ ઓરડામાં પ્રવેશ કરી કુરનિસ બજાવીને કહ્યું:–
" મેહેરબાન ખુદા! શાહજાદા સાહેબનું કલ્યાણ કરો. "

શાહજાદાએ સલિમા સંબંધીની સઘળી હકીકત સાંભળી હતી, પરંતુ શહેનશાહે પોતે જ તેને સાત દિવસ માટે નજરકેદ કરેલી હોવાથી એ વિષયમાં શાહજાદાથી કાંઇ બોલી શકાય તેમ નહોતું. તે પણ ચિંતાતુર ચિત્તે એ સાત દિવસ વીતિ જવાની રાહ જોતો હતો. આજે આઠમા દિવસનું પ્રભાત હતું. સલિમા આજે મુક્ત થશે એટલે તેને મુખે પોતે સઘળી હકીકત સાંભળી શકશે એવી ચિંતાને લીધે ગઇ રાત્રે સલિમ બિલ્કુલ ઉંઘી શક્યો નહોતો.

સલિમાને જોઇ સલિમે અત્યંત ઉત્કંઠાથી કહ્યું:–" સલિમા! સલિમા! શું બન્યું હતું ? "

સલિમાએ નમ્ર ભાવથી કહ્યું:–" શહેનશાહની આજ્ઞાથી હું નજરકેદ થઇ હતી. "

" એ વાત તો મ્હેં પણ સાંભળી છે; પણ મ્હારો. પેલો પત્ર અને મુકતાહાર ક્યાં છે ? "

" બાદશાહે એ બન્ને વસ્તુઓ મ્હને પાછી આપી છે. "

" આજે પ્રભાતકાળે બાદશાહ સાથે ત્હારી મુલાકાત થઇ હતી કે ? "

" ના—"

" ત્યારે એ પત્ર તથા હાર તને કોણે પાછો આપ્યો ? "

" તાતારી જુમિયાએ. તેણે જ મ્હને કેદ કરી હતી. "

"એ હાર તથા પત્ર તું મ્હને આપ."

સલિમાએ પોતાના વસ્ત્રમાંથી એ મોતીનો હાર તથા પત્ર બ્હાર કાઢી શાહજાદાને આપ્યો. પછી તેણે એક સલામ કરીને કહ્યું:- "હું જનાબનું કામ કરી શકી નથી તેથી જ મ્હને દુઃખ થાય છે."

સલિમે ચિંતાતુર મુખે કહ્યું:-"અને મ્હારે માટે તને આટલું બધું કષ્ટ વેઠવું પડયું તેથી મ્હને પણ ઘણું દુઃખ થાય છે. સલિમા! તું મ્હને ક્ષમા આપ."

સલિમાએ જમીનપર બેસી પોતાના બન્ને હાથ જોડીને કહ્યું:- "ક્ષમા! આપ આ શું બોલો છો? હું તો જનાબની બાંદીની પણ બાંદી છું."

સલિમાનો આવો પ્રસન્ન ભાવ જોવામાં આવતાં સલિમના હૃદયનો ભાર ઘણા અંશે ઓછો થઇ ગયો. તેણે સલિમા પાસેથી ઉપરોક્ત હાર તથા પત્ર લઇને કહ્યું:—"જો દ્રવ્ય પ્રાપ્તિથી ત્હારા મનનું દુઃખ દૂર થાય તેમ હશે તો હું તને તું માગીશ એટલું દ્રવ્ય આપીશ."

સલિમાએ હાસ્યમુખે પોતાના વસ્ત્રના છેડા સાથે બાંધેલી પેલી દશ સોનામહોરો છોડી તે શાહજાદાને બતાવીને કહ્યું:—"જનાબના ગૌરવશાળી પિતાએ આ બાંદીને પ્રથમથી જ ઇનામ આપ્યું છે. દ્રવ્ય મેળવવાની મ્હારી ઇચ્છા નથી. જનાબની આ બાંદી ઉપર હમ્મેશાં કૃપા રહે એટલું જ તે ઇચ્છે છે."

સલિમે પ્રસન્ન મુખે કહ્યું:-"હમણાં તું ત્હારા ઓરડામાં જા; જરૂર પડતાં હું તને બોલાવી મંગાવીશ."

સલિમા સલામ કરી તત્કાળ ત્યાંથી ચાલી ગઇ. સલિમાના વિદાય થઇ ગયા પછી શાહજાદાએ પેલા પત્રની શીલમહોરને ધ્યાન-

પૂર્વક જોઇ. શીલમહોર હતી તેમ જ હતી. જે ચાંદીની ન્હાની પેટીમાં મોતીની માળા હતી એ પેટી ઉઘાડતાં તેમાં લાલ રંગનો એક ન્હાનો પત્ર શાહજાદાએ જોયો. સલિમે ઝડપથી એ પત્ર વાંચી જોયો. એ પત્ર અબુલ ફજલે લખ્યો હોય એમ લાગતું હતું. સલિમાના નામપર જ એ પત્ર લખવામાં આવ્યો હતો. એ પત્રમાં સમ્રાટની પોતાની મહોર અંકિત થયેલી હતી. તેમાં લખેલું હતું કે, " સુલ્તાન! તું મ્હારો પ્રિયતમ પુત્ર હોવા છતાં ત્હારા અન્યાય અપરાધની હું તને ક્ષમા આપી શકું તેમ નથી. ગિયાસબેગની કન્યા ગમે એવી રૂપ-સુન્દરી હોય તો પણ તે કદાપિ દિલ્લીના સિંહાસનને યોગ્ય નથી. વળી રાજવંશમાં જન્મીને, રાજાના જેવા મહત્વના અધિકારી થઇને ત્હારે એવો વિચાર કરવાની જરૂર હતી કે, મેહેરુન્નિસા અન્યની વાક્દત્તા પત્ની છે. તેની સાથે આવા પ્રકારનો પત્રવ્યવહાર કરવાથી ત્હારા તથા તેના નામને કલંક લાગે તેમ છે. આ વખતે તો હું તને ત્હારા અપરાધની ક્ષમા આપું છું."

પત્ર વાંચી રહ્યા પછી સલિમના મુખે ઘણો ચિંતાતુર ભાવ ધારણ કર્યો. તે સ્પષ્ટ સમજી શક્યો કે, આ વિષયમાં તેના શત્રુ અબુલ-ફજલે બાદશાહને જેમ સમજાવ્યું છે તેમ જ બાદશાહે કર્યું છે. બાદશાહે કરેલા આવા તિરસ્કારથી તે દારુણ વ્યથા અનુભવવા લાગ્યો. તેને એમ જ લાગ્યું કે, સર્વ તેની વાસનાસિદ્ધિથી વિરુદ્ધ છે. તેની ચારે તરફ તેના વિદ્રોહીઓ વાસ કરે છે. જે મેહેરુન્નિસાને માટે આટલું બધું બન્યું છે તે વિદ્રોહી છે, તેનાં માતાપિતા વિદ્રોહી છે, અલીકુલીખાન ઉર્ફે શેર અફઘાન વિદ્રોહી છે, અબુલ ફજલ વિદ્રોહી છે; પરંતુ સલિમનો ક્રોધ સર્વનો ત્યાગ કરી અબુલ ફજલપર જઇ પડ્યો.

આમ થવાનાં ઘણાં કારણ હતાં. અબુલ ફજલ શહેનશાહ અક-

બરનો પ્રિય મિત્ર અને અંતરંગ હતો. તે ઘણો ખરો વખત શહેન-શાહની પાસે જ રહેતો હતો. શહેનશાહના નવીન ધર્મમતનો પ્રવર્તક એ જ હતો. વળી જે માનસિંહને સલિમ પોતાનો ગુપ્ત શત્રુ માનતો હતો તેની સાથે પણ અબુલ ફજલની મિત્રતા હતી. આમ હોવાથી જ એ પત્રમાં જે હકીકત લખવામાં આવી હતી તે અબુલ ફજલની સલાહ પ્રમાણે જ લખવામાં આવી હોવી જોઇએ એમ સલિમે વિચાર્યું.

આમ છતાં સલિમ અબુલ ફજલને શું કરી શકે તેમ હતો ? જે અબુલ ફજલ દેશપૂજ્ય પંડિત, શહેનશાહનો મિત્ર તથા રાજ્યકાર્યમાં સલાહકાર હતો. તેની વિરુદ્ધતા કરી સલિમ તેનું અનિષ્ટ કરી શકવાને અશક્ત હતો.

એક બાળક નોકર સોનાના પ્યાલામાં કૉફી લઇ આવ્યો. સુલતાન સલિમના આવા શોચનીય માનસિક વિપ્લવ વખતે તેણે એ ઓરડામાં પ્રવેશ કર્યો એ તેનું દુર્ભાગ્ય હતું. સલિમે ક્રોધને વશ થઇ તેને ધમકાવીને કહ્યું:–" બદબખ્ત શયતાન! હમણાં તને કૉફી લઇ આવવાનું કોણે કહ્યું હતું ? "

બાળક ચુપ જ રહ્યો. ભય પામીને તે કંપવા લાગ્યો. તેના હાથ-માંનો સોનાનો પ્યાલો પડી ગયો. સલિમે તેને પગમાંની પાદુકા ઘણા જ ક્રોધથી મારી. બાળક વિશેષ ભયભીત બની જઇને નાઠો.

સલિમે જોરથી સંકેત દર્શાવનાર ઘંટની દોરી ખેંચી. વિના વિલંબે એક ખોજો એ ઓરડામાં પ્રવેશ કરી કુરનિસ બજાવી હુકમની રાહ જોતો ઉભો રહ્યો. સલિમે ઉત્તેજિત સ્વરે કહ્યું:–" એક પ્યાલો કૉફી જલ્દી મોકલાવી દે. વળી બક્ષીને જઇને કહે કે, તે મિરજા મહમ્મદને બોલાવી લાવવા એક સવારને મોકલે. "

ખોજો સલામ કરી ચાલ્યો ગયો. ઉપરોક્ત બાળક ફરી કૉફી લઇ આવ્યો તથા ચિંતાતુર મુખે તેણે એ ઓરડામાં પ્રવેશ કર્યો. સલિમે તેના ઉપર સદય થઇને કહ્યું:-" બંદા ! તને વાગ્યું છે કે ? આ લે ઇનામ."

એક સોનામહોર મળવાથી એ બાળક બંદાએ સઘળું દુઃખ ભૂલી જઇને કહ્યું:-" જનાબનો બીજો કાંઇ હુકમ છે કે ?"

સલિમે કહ્યું:-" જલ્દી બીજા બે પ્યાલા કૉફી તૈયાર કરી લાવ."

બાળક આજ્ઞા પાળવા ચાલ્યો ગયો. સલિમે પાત્રમાંની કૉફી પી રહ્યા પછી પોતાના મન સાથે કહ્યુ:—" થોડા દિવસ પછી હું આ હિન્દુસ્તાનનો માલિક થઇશ. છતાં આજે મ્હારી આવી સ્થિતિ છે! દિલ્લીશ્વરનો જ્યેષ્ઠ પુત્ર હોવા છતાં મ્હારે પ્રત્યેક પગલે અપમાન વેઠવું પડે છે અને તિરસ્કાર સહન કરવો પડે છે; પરંતુ જે મ્હારા આ અપમાન કિંવા તિરસ્કારનું કારણ છે–જેને માટે હું ઉન્માદ છું– તે શું મૂર્ખ જંગલી શેર અફઘાનને ચ્હાય છે કે ? પ્રાણનો અગાધ સ્નેહ, મધુર વચન, અતુર ઐશ્વર્ય અને સામ્રાજ્યની અધીશ્વરીનું પદ આપીને હું મેહેરનું મન નહિ મેળવી શકું કે ? ના–ના, મેહેરને હું જરૂર મેળવીશ. કોઇ પણ ઉપાયથી હું તેને વધારે નહિ તો એક દિવસ માટે પણ મેળવીશ. અરેરે! શા માટે તેણે મ્હારા સર્વસ્વનો નાશ કર્યો ? સૂતાં, જાગતાં અને સ્વપ્નાવસ્થામાં એ મ્હારી આરાધ્યા દેવી થઇ છે ! જે સુલતાનની સામાન્ય કૃપા મેળવવા માટે અનેક રૂપસુન્દરીઓનું ચિત્ત વ્યાકુળ છે તેનો તિરસ્કાર કરવાની એવી શી મહાશક્તિ અને ગર્વતેજ મેહેરનામાં છે ? એને મેળવવા માટે હું ગમે એવો ભયંકર ઉપાય અજમાવીશ. એને મેળવવા માટે જો કદાચ વિશ્વ બ્રહ્માંડમાં અગ્નિ સળગાવવો પડશે તો તેમ કરવાને પણ હું

તૈયાર છું. મ્હારે સામ્રાજ્ય જોઇતું નથી, ઐશ્વર્ય જોઇતું નથી–જોઇએ છે કેવળ ભુવનમોહિની મેહેરુન્નિસા."

સલિમ આવી રીતે ચિંતામગ્ન હતો એવામાં ગુલામે આવીને ખબર આપી કે, "બ્હાર મિરજા મહમ્મદ સાહેબ આવેલા છે."

મિરજા મહમ્મદને પોતાની પાસે મોકલવાની સલિમે આજ્ઞા કરી. મિરજા મહમ્મદે આવી એક લાંબી સલામ કરીને કહ્યું:–"જહાંપનાહ! આ બંદાને કેમ બોલાવવો પડ્યો?"

સલિમે વિરક્તિથી કહ્યું:–"મિરજા! હવે તું મ્હને જહાંપનાહ કહીને મ્હારી મશ્કરી કરીશ નહિ. એક સામાન્ય દરિદ્રને જે સ્વતંત્રતા હોય છે, દિલ્લીશ્વરની પ્રત્યેક પ્રજાને જે સ્વતંત્રતા છે તે દિલ્લીશ્વરના પુત્રને નથી."

આ શબ્દો સાંભળી મિરજા મહમ્દ ઘણો વિસ્મિત બની ગયો. ઉત્તેજિત ભાવથી ઓરડામાં ચોતરફ દૃષ્ટિ ફેરવીને તેણે કહ્યું:–"શું બન્યું છે જનાબ?"

બાદશાહનો પેલો પત્ર મિરજાના હાથમાં આપીને સલિમે કહ્યું:– "વાંચી જો!"

મિરજાએ એ પત્ર વાંચી વિસ્મયસૂચક દૃષ્ટિથી શાહજાદાં તરફ જોઇને કહ્યું:–"એમ! આ સઘળો પ્રકાર ખુદ બાદશાહના જાણવામાં આવ્યો છે? જનાબ! એક રીતે જોવા જતાં એ સારું જ થયું છે."

સલિમે વિરક્તિથી કહ્યું:–"તું ઘણો મૂર્ખ છે. આ પત્રમાંનો તિરસ્કાર તું સમજી શકતો નથી કે? આ જ શાહજાદાના માનનું મૂલ્ય છે કે?"

મિરજાએ કહ્યું:–"જનાબ! આવા પ્રેમના વિષયમાં માન અપમાનનો વિચાર રાખી શકાતો નથી. આ બનાવ બનવાથી ઉલટો

આપનો માર્ગ વિશેષ સરળ બન્યો છે. ગિયાસબેગ પાસે જઇ આ સંબંધીની વાતચિત કરવાની આપ મ્હને રજા આપો.”

આ શબ્દો સાંભળી સલિમ વિશેષ વિરક્ત બની ગયો. તેણે કહ્યું:–“ત્હારી બુદ્ધિ પ્રમાણે ચાલી હાર તથા પત્ર મોકલ્યો તેથી આમ બન્યું. હજી તું મ્હને વિશેષ અપમાનિત કરવાને ઇચ્છે છે કે?”

મિરજા મહમ્મદે કહ્યું:–“મ્હારું નસીબ બગડયું હોય એમ મ્હને લાગે છે. જો એમ ન હોય તો મ્હારે માટે આપ આમ શા માટે બોલો? મ્હને ફરી થોડો વખત આપો. આ વખતે હું કેવળ ગિયાસબેગની જ નહિ પરંતુ પેલા મૂર્ખ જંગલી અલીકુલીખાનની નાડી સુદ્ધાં દબાવી આવીશ.”

સલિમે ચિંતાતુર ભાવથી કહ્યું:–“ના–ના, તું એમ કરીશ નહિ. એમ કરવાથી ઘણો અનર્થ થાય તેમ છે. તું એક વખત ગિયાસબેગ પાસ તો ગયો હતો પણ ત્હેં શું ઉકાળ્યું?”

મિરજા મહમ્મદે હાસ્ય મુખે કહ્યું:–“એ વખતે હું એમ સમજી શક્યો નહોતો કે, મેહેરે આપના મન ઉપર આટલો બધો ગંભીર દાઘ કર્યો હશે. હું એમ ધારતો હતો કે, જનાબના મનમાં વારંવાર જે અદ્ભુત કલ્પના ઉપસ્થિત થાય છે તેવી જ એ કોઇ કલ્પના હશે; પરંતુ હવે હું જ્યારે એમ જોઉં છું કે, મેહેરને લીધે આપનાં સુખશાન્તિનો નાશ થયો છે, આપનું સુન્દર મુખ મલિન બની ગયું છે ત્યારે હું ચોક્કસ સમજી શકું છું કે, ગમે તે ઉપાયથી મેહેરને રંગમહેલમાં લાવવી જ પડશે. જો સહેલાઇથી મેહેરનો આ વિવાહ બંધ નહિ કરી શકાય તો તેને અકાળે વિધવા કરીશ. જનાબના સુખ માટે જો આ તુચ્છ જીવ આપવો પડશે તો તે પણ હું આપીશ. ખૂન કરવું પડશે તો તે પણ કરીશ. શેર અફઘાનને હું ઘણો તુચ્છ સમજું છું.”

સલિમે વ્યાકુળતાથી આસનપરથી ઉઠી મિરજા મહમ્મદને પોતાની પાસે બેસાડયો. પછી તેણે કહ્યું:–"ચુપ–ધીમેથી વાત કર. તું કહે છે એવું ભયંકર કાર્ય કરવાની મ્હારી બિલ્કુલ ઇચ્છા નથી. મ્હને એમ લાગે છે કે, મ્હારો પત્ર જો ફરી કોઇ પણ ઉપાયથી મેહેરને પહોંચાડવામાં આવે તો આ સઘળી ભાંજઘડ મટી જાય."

મિરજા મહમ્મદે હાસ્ય મુખે કહ્યું:–"પત્ર મોકલવા જતાં પ્રથમથી જ જ્યારે હરકત નડી છે ત્યારે હવે પ્રથમ ગિયાસબેગને મળી આ વિષયનો કાંઇ નિર્ણય કરવાની જરૂર છે. સીધી રીતે કામ નહિ થાય તો પછી વાંકા થઇને કામ કરીશું. જનાબ! આપ નિશ્ચિંત રહો–આ બંદો આજે આ વિષયનો ગમે તે નિશ્ચય જરૂર કરી આવશે."

આ વખતે પેલો બાળક નોકર બે પ્યાલા કૉફી લઇ આવ્યો. સલિમે સહાસ્ય મુખે કહ્યું:–"જો ગિયાસબેગ પાસે જવું જ હોય તો એક પ્યાલો કૉફી પી મિરજાને ઠંડો કરી લે."

મિરજા મહમ્મદે કૉફી પી લઇ આસનપરથી ઉઠીને કહ્યું:–"જનાબની ઇચ્છા ખુદા પૂર્ણ કરો. હવે આ બંદાનો બંદો વિદાય થાય કે?"

સલિમે સંમતિસૂચક મસ્તક હલાવીને કહ્યું:–"મિરજા! ત્હારી વાસના ખુદા પૂર્ણ કરો. પણ સાવધાન! જે કાંઇ કરે તે ઘણી સાવધાનતાથી અને અગમચેતીથી કરજે. મ્હારા માનની હાનિ થાય એવું કાંઈ કરીશ નહિ. ધ્યાનમાં રાખજે કે, ત્હારા કાંઇ દોષથી આ વિષયમાં મ્હારા મનને કાંઇ દુઃખ થશે અગર તો મ્હારા માનની હાનિ થશે તો હું ભયંકર પ્રલય ઉપસ્થિત કરીશ."

મિરજા મહમ્મદે એક લાંબી સલામ કરી એ ઓરડાનો ત્યાગ કર્યો. સલિમે પણ એ વિશ્રામગૃહની બ્હાર નીકળી પોતાના વાંચન-ગૃહમાં પ્રવેશ કર્યો.

## પ્રકરણ ૨૭ મું.

### ગિયાસબેગનો ઉત્તર.

"ત્યારે હવે તમારો શો સંકલ્પ છે?"

"સંકલ્પ તો નક્કી કરેલો જ છે."

"તમે મેહેરનો વિવાહ શેરઅફ્ઘાન સાથે જ કરશો કે?"

"અમિના! જેને એક વખત આશા આપી છે તેને હવે હું કેવી રીતે નિરાશ કરું?"

"એક વખત તમે કન્યાના ભવિષ્યનો વિચાર કરી જુઓ. હજી પણ સમય છે—બાજી હાથમાં છે."

ભવિષ્યનો શો વિચાર કરું? સ્ત્રીના ભાગ્યનું ધન છે. ત્હારા ભાગ્યના ફળથી જ આજે હું અમીરઉદ્દોલા છું. પૂર્વે એક વખતે મુઠી અનાજ માટે મરૂભૂમિમાં ઉપવાસ કરીને દિવસો ગુજાર્યા છે—અને આજે અસંખ્ય લોક મ્હારા આશ્રયમાં ઉછરે છે. જો મેહેરનું ભાગ્ય હશે તો એક દિવસે મ્હારી માફક જ અલીકુલીખાન આ રાજ્યનો એક મ્હોટો અમીર થશે. વળી જો કદાચ તેમ ન થાય તો પણ શી ચિંતા છે? મ્હારી પાસે જે કાંઇ છે તેમાંથી પુત્ર અને કન્યાને

સરખો ભાગ વહેંચી આપવામાં આવે તો પણ મેહેર અતુલ ધનેશ્વરી થાય તેમ છે."

"ઐશ્વર્યની વાત બાજૂએ રાખો; પરંતુ અલીકુલીને પતિ તરીકે મેળવી મેહેર અંતરથી સુખી થશે કે? તે કદાચ મનમાં ને મનમાં શાહજાદાને ચ્હાતી હશે તો?"

"શા ઉપરથી તું આમ કહે છે?"

"એક રમણી રમણીના મનના વિચાર ઘણી સહેલાઇથી સમજી શકે છે; તેમાં પણ વળી માતા તો પુત્રીના મનનો ભાવ ઝડપથી જાણી શકે છે."

"મેહેર શાહજાદાને ચ્હાય છે એમ તું શા ઉપરથી જાણી શકી?"

"દિવસે દિવસે એ સુકાતી જાય છે. નિરંતર તે એક પ્રકારની ચિંતામાં નિમગ્ન થઇ ગયેલી નજરે પડે છે."

"ના—ના, તું ભુલે છે. વિવાહ થઇ ગયા પછી એની સઘળી ચિંતા ચાલી જશે. હાફેજનો કાવ્યગ્રંથ છુપાવી રાખવા માટે મ્હેં તને કેટલી વખત કહ્યું છે? એ ગ્રંથ હમણાં મેહેરના હાથમાં જવા દેવાથી નુકસાન છે. એ ગ્રંથમાં અંતરના ઉંડા નિશ્વાસ સિવાય બીજું કાંઇ નથી. તેની કવિતાની પ્રત્યેક લીટીમાં નિરાશ પ્રણયીનું વ્યાકુળતાપૂર્ણ રૂદન છે."

ગિયાસબેગ અને તેની પત્ની અમિનાબીબી વચ્ચે ઉપર પ્રમાણે વાતચિત ચાલતી હતી એમ જણાવવાની હવે જરૂર નથી. અમિનાબીબીએ ઉપરોક્ત વાકય સાંભળીને ગંભીર મુખે કહ્યું:—"બાદશાહની વજીરી કરવી એ સહેલું કાર્ય છે; પરંતુ રમણીના પ્રાણની ગંભીર વેદનાના કારણનો નિર્ણય કરવો એ તમારૂં કાર્ય નથી."

ગિયાસબેગે કહ્યું:—"બુદ્ધિમતિ! ત્યારે પછી એ વિષયમાં મ્હારી

સાથે ચર્ચા કરવાની શી જરૂર છે? તું જ કન્યાના રોગનો નિર્ણય કરી તેની ચિકિત્સાની વ્યવસ્થા કર."

આમ કહી ગિયાસબેગ આસનનો ત્યાગ કરી ઉઠી ઉભો થયો. બરાબર એ સમયે જ ગુલામે આવીને તેને ખબર આપી કે, "મિરજા મહમ્મદ સાહેબ આપને મળવાની ઇચ્છાથી આવ્યા છે."

મિરજા મહમ્મદનું નામ સાંભળી ગિયાસબેગ મનમાં ને મનમાં ઘણો વિરક્ત થયો. મનની વિરક્તિને મનમાં જ છુપાવી દઇ તે બેઠકખાનામાં ગયો. પછી મિરજા મહમ્મદને જોઇને તેણે કહ્યું:–"આજે મ્હારું ભાગ્ય સારું હોવાથી જ અત્રે આપનું શુભ આગમન થયું છે."

મિરજા મહમ્મદે આસન ઉપરથી ઉઠી ગિયાસબેગને યોગ્ય માન આપીને કહ્યું:–"સાહેબ! મ્હારી સલામ સ્વીકારો. આજે હું એક જરૂરી ખબર લઇ આપની પાસે આવ્યો છું."

ગિયાસબેગે ગંભીર ભાવથી કહ્યું:–"આપ શી ખબર લઇ આવ્યા હશો તેની હું થોડી કલ્પના તો કરી શકું છું; પરંતુ હું એ ખબર આપને મુખે સાંભળું એ જ ઉત્તમ છે. શાહજાદાનો મિજાજ તો સારો છે ને?"

આવો સુયોગ મળવાથી મિરજા મહમ્મદે મલિન મુખે કહ્યું:– "સાહેબ! શાહજાદાના મિજાજની શી વાત કરું? તેઓ દિવસે દિવસે સુકાતા જ જાય છે."

ગિયાસબેગે ગંભીર મુખે કહ્યું:–"એમ બનવું સંભવિત છે. બાદશાહ વૃદ્ધ થયા છે. તેઓ હવે કેટલા દિવસ માટે આ દુનિયામાં છે? જેઓ આ હિન્દુસ્તાનના ભવિષ્યના માલિક છે તેમને ઘણી ચિંતા હોય એ બનવા જેવું છે."

મિરઝા મહમ્મદે વિરક્તિસહ કહ્યું:–" સાહેબ! એમ નથી. શાહજાદાના માનસિક દુઃખનું કારણ આપ છો."

ગિયાસબેગે આશ્ચર્યસૂચક ભાવથી કહ્યું:–" સાહેબ! આપ આ શું કહો છો?! શાહજાદાના માનસિક દુઃખનું કારણ હું છું?! તેમની શક્તિ, તેમના ઐશ્વર્ય વગેરેની તુલનામાં હું તો અત્યંત ક્ષુદ્ર છું. એક દિવસે જેમની આજ્ઞામાં રહી મ્હારે નોકરી કરવાની છે તેમના માનસિક દુઃખનું કારણ હું થઇ શકું તેમ નથી. આપ શું કહેવા ઇચ્છો છો એ હું બરાબર સમજી શકતો નથી."

આ વખતે મિરજાએ ઘણા ઉત્સાહથી કહ્યું:–" જો શાહજાદા તરફ આપની આટલી બધી ભક્તિશ્રદ્ધા હોય તો પ્રતિજ્ઞા કરો કે શાહજાદા પોતાનાં શાન્તિસુખ પુનઃ મેળવી શકે એવી વ્યવસ્થા આપ કરશો!"

" આપના મનની વાત આપ સ્પષ્ટતાથી નહિ કહો ત્યાં સુધી હું કાંઇ સમજી શકું તેમ નથી."

" આપ મ્હને શું કરવા કહો છો?"

" શેર અફઘાન સાથેનો આપની કન્યાનો વિવાહ સંબંધ આપ તોડી નાંખો."

" એમાં બિચારી મેહેરુન્નિસાનો શો અપરાધ છે?"

" આપની કન્યાનું ભુવનમોહન રૂપ બાદશાહી રંગમહેલને યોગ્ય છે. શેર અફઘાન એક સામાન્ય સ્થિતિનો સૈનિક છે."

" હું કબૂલ કરું છું કે, એ દરિદ્ર છે; પરંતુ હું જે કાંઇ બોલ્યો હોઉં તે મ્હારે પાળવું જ જોઇએ."

" જે સમ્રાટની કૃપાથી આપની હમણાં આટલી બધી ઉન્નતિ થયેલી છે એમના પુત્ર તરફ આપે કૃતજ્ઞતા દર્શાવવી જોઇએ, સાહેબ!"

" એ કૃતજ્ઞતા હું કદાચ મ્હારું જીવન આપીને દર્શાવી શકું

તેમ છું. મ્હારા સર્વસ્વનો નાશ કરી હું સમ્રાટને માટે રસ્તાનો ભિખારી સુદ્ધાં થઇ શકું તેમ છું."

"ત્યારે શેર અફઘાન સાથેનો આપની કન્યાના વિવાહનો સંબંધ કોઇ પણ રીતે તોડી નાખવા આપ રાજી હો એમ લાગતું નથી!"

"ના."

"આ વિષયનો આપ બરાબર વિચાર કરી જુઓ."

"મ્હેં સંપૂર્ણ વિચાર કરી જોયો છે."

"આ વિષયનું પરિણામ કેવું શોચનીય આવવાનો સંભવ છે તેનો એક વખત આપે વિચાર કરી જોયો છે કે?"

"હા; પરંતુ જ્યાં સુધી ભારત સમ્રાટ્ અકબરશાહ જીવતા છે ત્યાં સુધી એ પરિણામ માટે મ્હને બિલકુલ ભય નથી. ભવિષ્યના સમ્રાટ્ મ્હારા ઉપર રોષે ભરાશે તો મ્હારી વજીરી જશે એમ તમે ધારો છો કે? જો વજીરી ચાલી જાય તો તેની પણ મ્હને કાંઇ ચિંતા નથી. ફરીથી હું દીન દરિદ્ર બની જાઉં તો તેનો મ્હને ખેદ થાય તેમ નથી."

"સાહેબ! હજી પણ આપ સ્થિરતાથી વિચાર કરી જુઓ."

"એ વિષયમાં હવે વિચારવા જેવું કાંઇ નથી. હું મ્હારી પ્રતિજ્ઞા–પર દૃઢ છું. જો કદાચ શાહજાદા સલિમના સળગતા ક્રોધમાં પડી મ્હારે ભસ્મીભુત થવું પડશે તો એ પણ મ્હને કબૂલ છે; પરંતુ 'ગિયાસબેગે પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કર્યો છે.' એવા શબ્દો સાંભળવા હું કબૂલ નથી. સાહેબ! ખરાબ સ્થિતિને સુધારી શકાય છે, ભાંગી ગયેલા ભાગ્યને પ્રયત્નથી સાંધી શકાય છે; પરંતુ સાચી જબાનને કોઇ પણ રીતે બદલી શકાતી નથી."

"ત્યારે આપનો છેવટનો ઉત્તર આ જ છે કે?"

"હા, આપ હવે બેલાશક વિદાય થઇ શકો તેમ છો,સાહેબ!"

આ શબ્દો સાંભળી મિરજા મહમ્મદ ઘણા રોષે ભરાયો. એક ગાઢ નિશ્વાસ મૂકી લાલચોળ બની ગયેલા મુખે તેણે કહ્યું:–"વજીર સાહેબ! ત્યારે હું શાહજાદા પાસે જઇને એમ કહું છું કે આત્માદુદૌલા પોતાની પુત્રીનો આપની સાથે વિવાહ કરવા રાજી નથી!"

"હા–બેલાશક એમ કહેો."

આમ કહી ગિયાસબેગ. બેઠકખાનાનો ત્યાગ કરી બીજા ઓરડામાં ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૨૮ મું.

### શેર અફઘાન અને મિરજા મહમ્મદ.

મિરજા મહમ્મદે એમ વિચાર્યું હતું કે, ગિયાસબેગ પાસે જઇ શાહજાદાની સાથે મેહેરના વિવાહનો પ્રસ્તાવ કરવાથી કિંવા તેને તેના ભવિષ્યના સર્વસ્વના નાશનો ભય દર્શાવવાથી ભયભીત બની જઇને તે એ પ્રસ્તાવને સ્વીકારશે તથા તેમ થતાં પોતે પણ સલિમ પાસે બહાદુરી બતાવી સારું ઇનામ મેળવી શકશે; પરંતુ તેની આ કલ્પનાના પાયાપર રચાયલી ઇમારત કેવી રીતે જમીનદોસ્ત થઇ ગઈ એ વાંચકોએ ગયા પ્રકરણમાં જોયું છે.

મનમાં ને મનમાં ગિયાસબેગને ગાળો દેતો દેતો મિરજા મહમ્મદ બ્હાર નીકળ્યો તથા પોતાના ઘોડાપર સવાર થયો. એ સલિમનો વિશ્વાસી બંધુ, પાર્શ્વચર અને પાર્શ્વરક્ષક હતો. આગ્રા શહેરનાં ઘણાં

ખરાં માણસો તેને ઓળખતાં હતાં. તેને ઘોડેસવાર થઇને રાજમાર્ગ-પરથી જતો જોઇ ઘણાં માણસો અભિવાદન કરી તેના તરફ સંમાન દર્શાવવા લાગ્યાં.

મિરજા મહમ્મદે સ્વગત વિચાર્યું:-"હવે હું શું કરું ? શેર અફઘાન જંગલી સ્વભાવનો છે. જો હું તેની પાસે જઇને આવો પ્રસ્તાવ કરીશ તો તે કદાચ ક્રોધે ભરાઇ ભયંકર અનર્થ કરશે; છતાં શાહજાદા પાસે અભિમાન કરી આવ્યો છું કે તેમનું કાર્ય કર્યા સિવાય પાછો ફરીશ નહિ તેથી ગમે તેમ થાય તો પણ મ્હારે એક વખત શેર અફઘાનને મળવું જ જોઇએ."

મિરજા મહમ્મદે અશ્વની પીઠપર ચાબુક ફટકાવી. અશ્વ ઝડપથી દોડવા લાગ્યો. એક મકાન પાસે જઈ અશ્વને ઉભો રાખી તે નીચે ઉતરી પડયો અને અશ્વને એક વૃક્ષના થડ સાથે બાંધી તેણે એ મકાનના બારણા ઉપર હાથ ઠોકયો.

વિના વિલંબે એક બાંદીએ બારણું ઉઘાડી સલામ કરીને કહ્યું:-"સાહેબ ! આપ કોને શોધો છો ?"

"શેર સાહેબ મકાનમાં છે કે ?"

"હા."

"તમે તેમની પાસે જઇને એમ કહો કે, શાહજાદા તરફથી જરૂરી ખબર લઇને એક સવાર આવેલો છે."

બાંદી ચાલી ગઈ. અલ્પકાળમાં જ શેર અફઘાને જાતે આવી મિરજા મહમ્મદને જોઇ હાસ્ય મુખે કહ્યું:-"આલેકમ સલામ. મિરજા સાહેબે આજે મ્હારા આ ગરીબખાનાને પોતાની ચરણરજથી પવિત્ર કર્યું છે એ હું મ્હારું અહોભાગ્ય સમજું છું."

મિરજા મહમ્મદે શેર અફઘાનને સ્હામી સલામ કરીને કહ્યું:-

"આપની સાથે મ્હારે એક ઘણી જરૂરી વાત કરવાની છે, એ વાત હું આપને એકાન્ત સ્થળે કહેવાને ઇચ્છું છું."

શેર અફઘાન મિરજા મહમ્મદને સાથે લઇ ઉપરના ઓરડામાં ગયો. એ ઓરડાની સાજ સજ્જા ઘણી સુન્દર હતી. એ સાજ સજ્જા જોતાં એ ઓરડો શેર અફઘાનના વિશ્રામગૃહ તરીકે ઉપયોગમાં આવતો હોય એવો સ્પષ્ટ ભાસ થતો હતો. શેર અફઘાને નોકરને તમાકુ લાવવાનો હુકમ કર્યો. પછી સુવાસિત પાન આપી આવનારને માન આપ્યું અને પ્રસન્ન મુખે કહ્યું:—"મિરજા સાહેબ! આપને શી વાત કહેવી છે? એવી તે શી જરૂરી વાત છે કે જેને લીધે આપને કષ્ટ વેઠી અહીં સૂધી આવવું પડ્યું છે?"

મિરજાએ કહ્યું:—"એવું કાંઇ નથી; પણ પેલા સામાન્ય વિષયનો નિર્ણય કરવાનું કામ શાહજાદા સાહેબે આપને સોંપ્યું છે."

શેર અફઘાને હાસ્ય મુખે કહ્યું:—"શાહજાદા મ્હારા ઉપર આટલી બધી કૃપા કરે એવું મ્હારું ભાગ્ય ક્યાંથી હોઇ શકે? જેઓ હિન્દુસ્તાનના ભવિષ્યના શહેનશાહ છે તેમની પ્રત્યેક ન્યાય—યુક્ત આજ્ઞા હું અવશ્ય પાળીશ."

"જે કાર્ય આપની શક્તિને આધીન છે—જે કાર્ય આપ કેવળ આપના મુખમાંથી બે ચાર શબ્દો બોલીને જ કરી શકો તેમ છો તે કરવાની આપ પ્રતિજ્ઞા કરો છો કે?"

આ શબ્દો સાંભળવામાં આવતાં શેર અફઘાનના મનમાં સંશય ઉપજ્યો; તે બાદશાહની આધીનતામાં એક સામાન્ય સેનાપતિ હતો. દિલ્લીશ્વરના પુત્રને તેની એવી તે શી જરૂર પડી છે કે તે તેની મદદ ઇચ્છે છે!?! વિવિધ ચિંતાઓથી શેર અફઘાનનું મન ચિંતાતુર બની



“ જે કાર્ય આપની શક્તિને આધીન છે, જે કાર્ય કેવળ આપના મુખમાંથી બેચાર શબ્દો બોલીને જ કરી શકો તેમ છો, તે કરવાની આપ પ્રતિજ્ઞા કરો છો કે ?”

—પૃષ્ઠ ૨૩૪.

મનોરંજન પ્રેસ, મુંબઈ.

ગયું. શું કરવું કે શું બોલવું એ સમજી નહિ શકાવાથી તેણે કહ્યું:–"આપની ઇચ્છિત વાત જાણ્યા સિવાય હું કોઇ પણ પ્રકારની પ્રતિજ્ઞાના બંધનમાં બંધાઇ શકું તેમ નથી."

હવે મિરજા મહમ્મદે પોતાના મનની વાતનો સ્ફોટ કર્યો. સંકોચ તથા દ્વિધા રાખ્યા સિવાય તેણે કહ્યું:–"ગિયાસબેગની કન્યા સાથે આપનો જે વિવાહ સંબંધ થાય છે એ વિવાહ સંબંધ આપ તોડી નાખો એવી શાહજાદાની ઇચ્છા છે."

"ગિયાસસાહેબનો શો ગુન્હો છે?"

"ગુન્હો કાંઇ નથી; પણ સુલતાનની—"

શેર અફઘાન વચ્ચે જ બોલી ઉઠયોઃ–"સુલતાનની એવી ઇચ્છા છે કે, હું આ સંબંધ તોડી નાખીશ એટલે તેઓ મેહેરને મેળવી શકશે, કેમ?"

"સાહેબ! આપ ઘણા બુદ્ધિમાન્ તથા હોશિયાર છો! જો તેમ ના હોય તો આપ આટલા બધા પ્રખ્યાત કેવી રીતે થઇ શકો?"

"એ તો ખરું પણ આપ મ્હારાથી વળી વિશેષ બુદ્ધિમાન્ જણાઓ છો; હવે જે વાત હોય તે સ્પષ્ટતાથી કહો?"

"શાહજાદા મેહેરનું ભુવનમોહન રૂપ જોઇ ઉન્મત્ત બની ગયા છે. તેઓ મેહેરને પટરાણી કરવાને ઇચ્છે છે."

"રંગમહેલમાં અનેક રૂપસુન્દરીઓ છે. પોતાની પરિણીતા ભાર્યાથી પણ તેમની વાસનાની તૃપ્તિ થતી નથી કે?"

"ના, સાહેબ! મેહેરુન્નિસાના રૂપ ગુણની તુલના થઇ શકે તેમ નથી! સમસ્ત હિન્દુસ્તાનમાં તેના જેવી બીજી કોઇ રૂપસુન્દરી નથી. હવે આપના મનનો જે વિચાર હોય તે આપ જણાવો?"

"ધારો કે, હું કદાચ એ સંબંધ તોડી નાખીશ; પણ ગિયાસબેગ મ્હારું કેવું સાંભળશે કે ? તેઓ ધર્મતઃ મ્હને કન્યાદાન કરવાની પ્રતિજ્ઞા કરી ચુક્યા છે."

"જો આપ કદાચ આ સંકટક્ષેત્રમાંથી ખસી જાઓ તો ગિ. યાસબેગને લાચારીથી નિરુપાય થવું પડશે. આપ જે ઇચ્છો તે આપ- વાને શાહજાદા તૈયાર છે. જાગીર, મન્સબ, રોકડ સંપત્તિ, રાજ સંમાન વગેરેમાંથી આપને શું જોઇએ છે ?"

"સાહેબ ! મ્હારે કાંઇ જોઇતું નથી. સમસ્ત હિન્દુસ્તાનનો અધિકાર મ્હને આપવામાં આવે તો પણ હું મેહેરનો ત્યાગ કરી શકું તેમ નથી. રાજ્યના ખજાનાનાં મણિમુક્તા અને કિમતી રત્નાદિના વિનિમયથી હું એ અમૂલ્ય રત્નનો ત્યાગ કરવા તૈયાર નથી."

"શેર સાહેબ ! બરાબર વિચાર કરીને વાત કહો. અગ્નિ સાથે રમત કરવી એ બુદ્ધિશાળીનું કામ નથી."

"જો એથી આખા વિશ્વ બ્રહ્માંડમાં અગ્નિ સળગી ઉઠશે, વિરાટ વિશ્વ બળી ખાકસાર થઇ જશે તો પણ હું મ્હારો નિશ્ચય ફેરવનાર નથી. દિલ્લીશ્વરના કોપમુખમાં પડી, જો કદાચ મ્હારે મ્હારા હૃદ- યનું લોહી રેડવું પડશે તો તેમ કરવાને પણ હું તૈયાર છુ. આપ શાહજાદાને કહેજો કે, જો બીજા કોઇએ મ્હારી પાસે આવી વાત કરી હોત તો તેને ઉચિત ફળ ભોગવવું પડત. હું સારી રીતે જાણું છું કે, શાહજાદા ઘણા નીચ છે, તેમનું વર્તન ઘણું ખરાબ છે—તેઓ મોગલકુળનું કલંક છે તથા આપ પણ એ કલંકી શાહજાદાના નીચ સ્વભાવના સાથી છો. જાઓ—હમણાં ને હમણાં આ સ્થળેથી ચાલ્યા જાઓ."

શેર અફઘાનનાં નેત્રોમાંથી અગ્નિકણાની વૃષ્ટિ થવા લાગી. કો-

ધની વિશેષતાથી તેનું મ્હોં લાલચોળ બની ગયું. તે હાથની મુઠી વાળી મિરજા મહમ્મદ તરફ ધસ્યો.

મિરજા મહમ્મદે આસનપરથી ઉઠી ઉભા થઇને કહ્યું:–" ઠીક છે! આ કાર્યનું ફળ તમારે જલ્દી ભોગવવું પડશે. તમે કેવા મ્હોટા શેર અફઘાન છો તે અમે બરાબર જોઇ લઇશું."

મિરજા મહમ્મદના આ શબ્દો સાંભળી શેર અફઘાને અત્યંત ક્રોધે ભરાઇ પોતાની કમરપર લટકતી તેજોમયી તલ્વારને મ્યાનમાંથી બ્હાર ખેંચી કાઢી. પ્રખર સૂર્યપ્રકાશમાં તે રક્તપિપાસુ સમશેર ભયંકર ભાવથી ચમકી ઉઠી.

મિરજા વખત વિચારી છ પાંચ અગીઆર ગણી ગયો. તેના જીવનમાં તેનો આવો તિરસ્કાર કોઇએ કદાપિ કર્યો નહોતો.

પાપિષ્ઠ મિરજા મહમ્મદે અત્યાર પૂર્વે ગિયાસબેગની સાથે પણ જે ધૃષ્ટતા કરી હતી એ સબંધી શેર અફઘાન કાંઇ જાણતો નહોતો. જો એ વિષય તે જાણતો હોત તો મિરજા મહમ્મદને એ આજે જીવતો જવા દેત નહિ.

શેર અફઘાન થોડા સમય સુધી બારી નજીક ઉભો રહી શાન્ત પ્રકૃતિ તરફ જોઇ રહ્યો. તેણે સૂર્યનાં ઉજ્વળ કિરણોથી સમસ્ત જગતને ઉજ્વળ થતું જોયું. સૂર્યની એ તરૂણ કાન્તિ જાણે કે મેહેરુન્નિસાના રૂપની જ કાન્તિ હોય એવો તેને ભાસ થયો. ઉદ્યાનમાંનાં પુષ્પોના સુગંધ હરી લઇ વાયુ એ બેઠકખાનામાં પ્રવેશ કરી શેર અફઘાનના ઉત્તેજિત બની ગયેલા ચિત્તને શાન્ત કરવા લાગ્યો.

શેર અફઘાન એ ઓરડામાં ટહેલતાં ટહેલતાં પોતાના મનમાંને મનમાં કહેવા લાગ્યો:–" મેહેર! ત્હારે માટે મ્હેં મ્હારા આ જીવનની પણ ચિંતા રાખી નથી. આ પ્રાણમાંથી જે દિવસે ત્હારી સુખ સ્મૃ-

તિનો લોપ થાય તે જ દિવસે મ્હારું મૃત્યુ થાય એમ હું ઇચ્છું છું. એક તરફ આખું જડ જગત્ છે અને બીજી તરફ તું છે! સુલતાન સલિમ ભવિષ્યમાં એક દિવસે હિન્દુસ્તાનનો શહેનશાહ થઇ શકે તેમ છે; પણ તેથી મ્હને શું? પ્રેમના ઉપર કાંઇ અધિકારની છાપ ઓછી જ લાગેલી હોય છે! મ્હારા પોતાના આ હૃદયમાં મ્હેં જે સોનાના રાજ્યની પ્રતિષ્ઠા કરી છે એ રાજ્યની અધીશ્વરી કેવળ મેહેરુન્નિસા જ છે. મ્હને એ પદસંમાન, મર્યાદા, અધિકાર, મન્સબ, જાગીર કે મણિમુક્તાદિમાંનું કાંઇ જોઇતું નથી. એ સઘળું રસાતળમાં જાઓ, આ હિન્દુસ્તાન અતલ સમુદ્રના ગર્ભમાં ડૂબી જાઓ, હિમાચળ ખસી પડો તેથી મ્હને લેશ માત્ર હરકત નથી; મ્હને કેવળ મેહેર જ જોઇએ છીએ."

વળી થોડા વખત સૂધી ચુપ રહ્યા પછી પાછો તે વિચારવા લાગ્યોઃ—"આ હિન્દુસ્તાનમાં હું ઉદરના નિર્વાહ માટે આવ્યો હતો. હું ભિક્ષુક છુ—સામાન્ય પ્રયત્નથી હું રત્ન મેળવી શક્યો છું. એ રત્નનો ત્યાગ હું શા માટે કરું? બાદશાહ તથા યુવરાજ સલિમની વિરાગ દૃષ્ટિમાં પડી મ્હારે જીવતા બળી મરવું પડશે તો તેનો મ્હને બિલકુલ ભય નથી. હું કેવળ મ્હારા પ્રાણની આરાધ્યા દેવી મેહેરને મેળવવાને જ ઇચ્છું છું."

"મેહેર મ્હારી કોણ છે? એ મ્હારું સર્વસ્વ છે. એણે મ્હારા આ અંધકારમય હૃદયમાં પ્રકાશ કર્યો છે. તેના ઉજ્વળ રૂપની તીવ્ર જ્યોતિ મ્હારા પ્રત્યેક લોહીના બિંદુ સાથે ભળી ગઇ છે. પપૈયા અને કોયલના મુખે હું તેનો મધુર સ્વર સાંભળી શકું છું. તેના સુગંધિમય નિશ્વાસના સ્પર્શથી હું મલયને અનુભવું છું. નેત્રો મીંચતાં હું જોઇ શકું છું કે, એ અલોકિક રૂપસુન્દરી, ભુવનમોહિની મેહેર-

ાનસાએ મ્હારા હૃદયને પ્રકાશિત કરી રાખ્યું છે. જો એને નહિ મેળવી શકું તો હું નરકના અંધકારમાં ડૂબી જઇશ, આ જીવનનો, માન-મર્યાદાનો તથા મ્હારી વ્હાલામાં વ્હાલી તલ્વારનો ત્યાગ હું કરી શકીશ; પણ મેહેરનો ત્યાગ નહિ જ કરી શકું ! આ દેહમાં લોહીનું એક પણ બિંદુ હશે ત્યાં સુધી તેને હું બીજાના હાથમાં જવા દઇશ નહિ ! "

વાંચકબંધુ ! સલિમે પોતાના વિલાસની તૃપ્તિ માટે ભવિષ્યમાં કેવાં હૃદયવિદારક કાર્ય કર્યાં, શેર અફ્ઘાને જીવનની છેલ્લી ક્ષણ સુધી પોતાના સંકલ્પને કેવી રીતે પાળ્યો, ભુવનમોહિની મેહેરુન્નિસાનું ભાગ્યચક્ર તેને કેવી ભીષણ દશાઓનું દર્શન કરાવી છેવટે ક્યાં લઇ ગયું વગેરે વિષયોનો સમાવેશ આ નવલકથાના દ્વિતીય ખણ્ડમાં થયો છે; અસ્તુ,



## અત્યંત દુર્લભ અતિ ઉપયોગી ગ્રંથ.

# અસલી પ્રવીણસાગર સટીક.

**મોટા અક્ષર. સચિત્ર !**

**( આ ગ્રંથમાં ગુજરાતી ટીકા આપેલી છે અને ગુજરાતી ભાષામાં બ્હાર પડેલા સઘળા પ્રવીણસાગરોના ગ્રંથો કરતાં આ ગ્રંથ ઘણો મ્હોટો અને અતિશય ઉપયોગી હોવાથી લાયબ્રેરીમાં રાખવા લાયક છે. માત્ર જુજ નકલો સિલ્લકે છે. )**

આ સુવિખ્યાત ગ્રંથ રાજકોટના મહા વિદ્વાન્ મહારાણાશ્રી મેહરામણસિંહજીએ રચેલો છે. આ ગ્રંથના વાંચનથી સર્વે અમૂલ્ય જ્ઞાન પ્રાપ્ત કરી શકે તેમ છે. આ ગ્રંથના અધ્યયનથી યોગીજનો યોગવિદ્યાનો પરિચય પામશે, ભોગીજનો ભોગવિલાસ પામશે, પ્રણયીજનો પ્રણયનું સ્વરૂપ સમજી ખરાં પ્રણયી બનશે, કવિજનો સર્વ અલંકાર અને કાવ્ય–કળાને સમજશે. આ સર્વ ઉપરાંત આ ઘણા ઉપયોગી ગ્રંથમાં નાયક નાયિકાનો ભેદ, નાડી પરીક્ષા, અશ્વ પરીક્ષા, શુકનાવલી, રણસંગ્રામની પંડિતાઇ, રાજનીતિ અને વિદ્યારાગ તથા [illegible] ઉત્પત્તિનું સાદ્યંત વર્ણન, વિરહાલાપ, ઇશ્વરભક્તિ અને અષ્ટાંગયોગ વગેરેનું વિસ્તૃત વર્ણન આ ગ્રંથમાં છે. કાગળો, **છપામણી વગેરેની સખ્ત મોંઘવારીથી આ ગ્રંથની નવી આવૃત્તિ થવી અશક્ય છે;** માટે તરતજ મંગાવી લ્યો **આ ગ્રંથમાં ૧૦૮ અકસોચાર મનોહર ચિત્રો પણ આપેલાં છે.** મજબૂત પૂઠું છતાં મૂલ્ય માત્ર રૂ. ૧૨–૦–૦ વી. પી તથા પોષ્ટેજ ખર્ચ જુદું.

**એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની,**
કાલબાદેવી રોડ, પ્રિન્સેસ સ્ટ્રિટ—મુંબાઇ ૨.